# રસમણિ

સ્વરાજ્યપ્રાપ્તિનો માર્ગ શીખવનાર

## એક સરળ ગ્રંથ.

કર્ત્તા અને પ્રકાશક—

ઝવેરી સાકરચંદ માણેકચંદ ધડીયાળી

તે જૈન વિજયના આગના અધિપતિ, મુંબઈ

સમાચાર, સાંજ વર્તમાન, હિંદુસ્થાન

વિગેરે મુંબઈના આગેવાન દૈનિક

પત્રોના આગલા રીપોર્ટર અને

લેખક, વિજયમળા મોતીની

ખીણ વિગેરેના

કર્ત્તા

મુંબઈ.

વિર સંવત ૨૪૪૬, વિક્રમ સંવત ૧૯૭૬।। ઇસ્વી સને ૧૯૨૦.

કિમ્મત રૂપ્યા બે.



સદ્‌હૃદયી સર્જન શ્રીમાન
શેઠ રતનચંદ તલકચંદ માસ્તર, જે પી,
અને મુંબઈના ઓનરરી મેજીસ્ટ્રેટ

The Vishva Printing Works Bombay

જલદી બહાર પડશે.

# વિજય કળા.

ચિત્રો સાથે

દુનિયામાં અને જીવનમાં વિજય મેળવનાર ખરા કાયદાઓ

અતિ સરળ રિતે આ ગ્રંથમાં વર્ણવવામાં આવ્યા છે

"**વીસમી સદી**"મા છપાયલા લેખમા મોટા વધારો કરી

આ પુસ્તક છપાવ્યુ છે.

અગાઉથી ગ્રાહક થનારને–રૂપ્યા બે

પાછળથી ગ્રાહક થનારને–રૂપ્યા ત્રણ

લખો

**ઝવેરી સાકરચદ માણેકચંદ ધડીયાળી**

મીરઝા સ્ટ્રીટ, મુબઈ, ૩.

# મારા દેશબાંધવો

જે ગરીબ સ્ત્રીઓ, પુરૂષો અને બાળકો મહામહેનતે મજૂરી કરીને, પોતાની મહેનત તેમજ શરીર વેચીને, રોટલીના નાના ટુકડા મેળવી શકે છે; જેઓ મહેનત કરીને કાંઈ થોડું પેદા કરીને જીવન ટકાવવા ઈચ્છા રાખે છે તે છતાં કામ મેળવી શકતા નથી અથવા જેઓને કામ મળી શકતું નથી જેઓ મજુરી કરીને પોતાના પરસેવાથી અન્ય મનુષ્યોને કરોડપતિ બનાવવા શક્તિવાન થયા છતા પોતે ગરીબ અને દુખી રહ્યા છે, અને જેઓ હવે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવા તત્પર છે જેઓ બુદ્ધિબળમા બીજા કોઈપણ કરતા કાચા ન હોવા છતા, તેનો ઉપયોગ કરવા યોગ્ય સંજોગો જીતી શકયા નથી, અને પોતાની ઈચ્છા અનુસાર દુનિયાને પોતાના બુદ્ધિબળનો લાભ આપી, તેને સુખી કરી શકયા નથી અને તેઓ કે જેઓ બુદ્ધિ, બળ, પ્રાક્રમ અને સ્વનો ખજાનો સંપૂર્ણ રીતે મેળવવા ઈચ્છા રાખે છે, તેઓને હું આ પુસ્તક અંતરના પ્રેમ સાથે અર્પું છુ .

જ્યારે તમે આ પુસ્તક વાંચો ત્યારે–તમે પુરૂષ કે સ્ત્રી ગમે તે હો–તે યાદ રાખજો કે તમે પોતે એક પુરૂષ અથવા સ્ત્રી છો. અને તમારા જેવા અનેક આ દુનિયામા વિચરે છે તમે એ યાદ રાખજો કે તમે સ્વરાજ્ય મેળવતાં–તમને ઓળખતા શીખ્યા–બાદ, તમે સંજોગોને જીતી શકશો. તમારા અંતરમાજ સ્વરાજ્યના બિજો રોપાયલા છે

તમે પુરૂષ છો! તમે સ્ત્રી છો! તમો ગમે તે હો પણ તમારામા પ્રભુતાનો વાસ છે આ પુસ્તક વાચતા તમે તમારા દિવ્ય ચક્ષુને ઉઘાડતા જશો અને નવી રોશની પ્રકટ થયા વગર નહિ રહે વખત અને મહેનતથી નહિ ગભરાતા, તમે તમને પોતાને ઓળખતા શીખજો–એજ **પારસમણિ**–એજ હ્રદયતેજ છે–એજ સ્વરાજ્ય છે–જે સુખને તમે ઈચ્છો છો તે એજ છે. ગભરાઓ નહિ આગળ વધો–હિંમત રાખો!

--

**કર્તા અને પ્રકાશક.**

# નિવેદન.

આ પુસ્તક તેના હમણાના રૂપમા પ્રકટ થવા અગાઉ લગભગ ૧૪–૧૫ વર્ષો પહેલાં તેનો અસલ લેખ "હૃદયજ્વાળા" અથવા "મણિનેજ"ના મથાળા હેઠળ, લગભગ દોઢ વર્ષસુધી, અત્રેના સુપ્રસિદ્ધ દૈનિક લોકપ્રિય વર્તમાનપત્ર–સાંજવર્તમાન–માં પ્રગટ થયો હતો અને એ પત્રના માલેક શેઠ રૂસ્તમજી નસરવાનજી વાચ્છાગાંધીએ તથા અધિપતિ મી૦ ઓગ-બજી પાવનજી કાપડીઆએ તે લેખ પૂરો થતા, "સાંજવર્તમાન"ના ૧૯૦૬ ના ૧૭મી અકટોબરના અંકમા, તે વિષે જે અભિપ્રાય પ્રગટ કર્યો હતો, તે અન્ય સ્થળે જોવામા આવશે

તે પછી આ પુસ્તકમાનો કેટલોક ભાગ લગભગ ૧૩–૧૪ વર્ષો અગાઉ, જાણીતા પત્રકાર મી૦ નગીનદાશ મ છાગમના અઠવાડીક પત્ર "પ્રકાશ અને ગડગડાટ"મા પ્રગટ થયો હતો, અને તે વખતે પણ તે જૂદા જૂદા લેખોએ લાંબા વખતસુધી ઘણાઓનુ ખાસ ધ્યાન ખેચ્યું હતુ, અને તે પત્રના માલીક તેમજ અન્ય સેંકડો વખાણનારાઓએ તેને પુસ્તક આકારે પ્રગટ કરવા, પત્રો લખી માગણી કરી હતી.

પણ ભાવી જૂદીજ રીતે નિર્માણ થયેલું હતુ વર્ષો પસાર થઇ ગયા અને તેને પુસ્તકરૂપે પ્રકટ કરવાનો વખત આવ્યોજ નહિ

છતા પ્રયાસ ચાલુજ હતો અથવા લેખો એકઠા કરી તેને એક પુસ્તકના રૂપમાં લગભગ ૧૨ વર્ષોપર એકત્ર કરવામા આવ્યા કેટલાક વિદ્વાનો, જૈન સાધુ મુનિ રાજાઓ, અને અન્ય મિત્રોને તે દેખાડવામા આવ્યા, અને તેઓએ તે જાહેરમા મૂકવા ખાસ આગ્રહ કર્યો

પન્યાસજી કેશરવિજયજી મહારાજ જેવા તત્વજ્ઞાની મહારાજને તો એ પુસ્તક ઘણુંજ ગમ્યુ અને તેઓએ આદ્યંત વાચી, કેટલાક ફેરફારો પણ સુચવ્યા હતા, જે ઘણી ખુશીથી કરવામા આવ્યા હતાં

તે બાદ એક બીજા જૈન વિદ્વાન મુનિરાજ પાસે એ પુસ્તકનો થોડો ભાગ દરરોજ વાચવાનું મે શરૂ કર્યુ હતુ, અને તેઓને પણ તે ઘણું ગમ્યુ હતું.

પણ તે છતા તે પ્રકટ થવાનુ નિર્માણ હમણાસુધી ન હતુ વર્ષો પસાર થતા ગયા—મારાથી તે પ્રકટ થવા માટે બની શકે તે માટે અત્યંત ઉત્કંઠા છતાં શંકા લાગતી હતી પણ આખરે લગભગ ૧૪–૧૫ વર્ષો બાદ તે પ્રકટ કરવાની આશા પાર પડવાના ચિન્હ લગભગ એક વર્ષ અગાઉ દેખાવા લાગ્યા

મારા સજ્જન સહૃદયી મહુ માન મિત્ર શેઠ છોગાલાલ લાલચંદ જે પી (અને ઓનરરી મેજીસ્ટ્રેટ)ને એ પુસ્તક દેખાડવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો અને તે બાદ તેઓ વાંચે ને પહેલેથી તે છેલ્લેસુધી રાત-દિવસ વાંચી તે વિના વિલંબે પ્રકટ કરવા મને આગ્રહ કર્યો અને તે માટે સઘળી મહેનત પોતને માથે ઉપાડી લીધી

તેમનીજ ઇચ્છા અને મહેનતના પરિણામે આ પુસ્તક પ્રકાશમા આવે છે અને તે માટે તેમનો તેમજ જે અન્ય મદદગાર વર્ગ જે મહેનત, આ પુસ્તક સંબંધમા લીધી છે તેઓનો આભાર હુ આ સ્થળે માનુ છુ

પદન ના બાદ જે લેખ આ પુસ્તકરૂપે દેખાવ દે છે તેમા અને અસલ લેખમા બહુ મોટો ફેરફાર સ્વાભાવિક રિતે કરવો પડયો છે, અને અસલ લેખ જેઓએ વાંચ્યા હશે તેઓને પણ આ પુસ્તકનો લેખ તદન નવોજ—અથવા નવા જેવા—લાગશે એમ મને ખાત્રી છે

વર્ષો બાદ પુસ્તક રૂપે પ્રકટ થતુ **પાન્સમણિ** હવે વાચકોને કેટલો લાભ કરે છે તેજ માત્ર મારે જોવાનુ રહે છે

કર્તા.

પણ તે છતા તે પ્રકટ થવાનું નિર્માણ હમણાસુધી ન હતુ વર્ષો પસાર થતા ગયાં–મારાથી તે પ્રકટ થવા માટે બની શકે તે માટે અત્યંત ઉત્કંઠા છતા શંકા લાગતી હતી પણ આખરે લગભગ ૧૪–૧૫ વર્ષો બાદ તે પ્રકટ કરવાની આશા પાર પડવાના ચિન્હો લગભગ એક વર્ષ અગાઉ દેખાવા લાગ્યા

મારા સજ્જન સહૃદયી મહેરબાન મિત્ર શેઠ છોટાલાલ હીલાચંદ જે. પી (અને ઓનરરી મેજીસ્ટ્રેટ)ને એ પુસ્તક દેખાડવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો અને તે બાદ તેઓ શ્રીએ તે પહેલેથી તે છેલ્લેસુધી રાત–દિવસ વાંચી તે વિના વિલંબે પ્રકટ કરવા મને આગ્રહ કર્યો, અને તે માટે સઘળી મહેનત પોતાને માથે ઉપાડી લીધી

તેમનીજ ઇચ્છા અને મહેનતના પરિણામે આ પુસ્તક પ્રકાશમા આવે છે અને તે માટે તેમનો તેમજ જે અન્ય સલાહકાર વર્ગે જે મહેનત, આ પુસ્તક સંબંધમા લીધી છે, તેઓનો આભાર હું આ સ્થળે માનુ છુ

# ઉપોદ્ઘાત.

**પારસમણિનાં** કેટલાંક પૃષ્ઠો, ત્હેને માટે ઉપોદ્ઘાત લખવાની ગ્રંથકર્તાની ઇચ્છાને માન આપી, હું લક્ષપૂર્વક વાંચી ગયો છું. મ્હને લાગે છે કે સામાન્ય ગણને આત્મ શ્રદ્ધાનો પાઠ શિખવવામાં એ પુસ્તક સારી રીતે ઉપયોગી થઇ પડશે.

દરેક મનુષ્યને જીંદગી દરમ્યાન એક યા બીજા સ્વરૂપમાં 'દુઃખ'નો અનુભવ અવશ્ય થાય છે. પરન્તુ 'દુઃખ' એ શું ચીજ છે, તે ક્યાંથી ઉદ્ભવે છે, ત્હેનો 'ઉપયોગ' શું છેઃ ઇત્યાદિ પ્રશ્નો થોડાઓનેજ સૂઝે છે અને એથી એ થોડા મનુષ્યો, એ પ્રશ્નોના ઉત્તર મેળવવા દરકાર કરે છે. ઘણે ભાગે તો એમજ બને છે કે, માણસ 'દુઃખ' વખતે મુંઝાઈ જાય છે અને એમાંથી લેવો જોઇતો લાભ લીધા સિવાય એને પસાર થવા દે છે. કેટલાકો એને પૂર્વકર્મનું પરિણામ સમજી એના આક્રમણ વખતે ચુપચાપ અક્રિય બેસી રહેવામાંજ ડહાપણ માને છે.

પરન્તુ જીંદગીને લગતા પ્રશ્નોને બારીકાઇથી તપાસનાર વિચારકોને જણાયુ છે કે, દુઃખ એ બીજું કાંઇ નહિ પણ મનુષ્યને ગતિ પ્રેરનાર બળ છે. મનુષ્યમાં રહેલી ઇચ્છાશક્તિ (will) પોતાના માર્ગમાં આવતી નડતરોને દૂર કરવા પ્રયત્નશીલ હોય છે, અને એ ઇચ્છાશક્તિને જગાડવાનું કામ '**દુઃખ**' થી બજાવાય છે. ઇચ્છાશક્તિમાં, આગળ ને આગળ વધારવાનું અને સઘળી રીતે સમ્પૂર્ણ બનાવવાનું કૌવત છે, પણ તે માત્ર દુઃખથીજ જાગ્રત્ થાય છે, અને તે જાગ્રત્ થયા પછી મનુષ્ય 'દુઃખ'ને એક અનિષ્ટ તત્ત્વ તરીકે જોતો નથી. તે હવે સમજે છે કે "માણસનું જીગર સુખને શોધે છે અને દુઃખને દૂર રાખવા ઈચ્છે છે" એ કથનમાં કાંઇ સત્ય નથી. સત્ય તો એ છે કે, માણસનું જીગર ત્હેને આગળ ને આગળ વધેલો જોવા તલસતું હોય છે અને એમ આગળ વધવાના પ્રયત્ન વખતે અનુકૂળ તેમજ પ્રતિકૂળ સંજોગોનો સ્વભાવતઃ ભેટો થાય છે. **તાત્કાલિક અનુકૂળતાને** માણસે '**સુખ**' એવું અને **તાત્કાલિક પ્રતિકૂળતાને** '**દુઃખ**' એવું નામ અજ્ઞાનતાથી આપ્યું છે. આ સુખ કે દુઃખ કાંઇ **ખરી ચીજ**

(positive thing) નથી એ માત્ર સહચારી છાયા (accompanying phenomena) છે જો કોઈ 'ચીજ' ખરેખર હોય તો તે 'આનંદ' છે, કે જે આગળ વધવામાં કુદરતી રીતે આવતી આખીઓ પર મેળવાતા **વિજયમાંથી** જ ટપકે છે એટલે કે ઉંચે માથે આડખીલીઓ સામે ઝુઝવાને શક્તિમાન હોવામાં જ 'આનંદ'નો વાસો છે

કહેવાતું 'દુઃખ' કે જે ખરેખર તો એક તાત્ત્વિક પ્રતિકૂળતા માત્ર છે તે મનુષ્યની કર્તાશક્તિ (will)ને ઉશ્કેરે છે, ધક્કો મારે છે અને તેને પોતાના સઘળા હથીઆરો (શરીર, મન તથા બુદ્ધિ)ને સાફ અને વ્યવસ્થિત કરવાની ગરજવાળો બનાવે છે તેઓ ભૂલ કરે છે કે જેઓ સુખને જીવનનું લક્ષ્ય ગણાવે છે અને દુઃખને તેનું વિરોધી તત્ત્વ ગણાવે છે જીવનનું લક્ષ્ય—ધ્યેય પદાર્થ—છે **પ્રગતિ**; અને પ્રગતિનું **સાધન** છે ઇચ્છાશક્તિ will, તથા ઇચ્છાશક્તિને ધક્કેલનાર છે તાત્ત્વિક પ્રતિકૂળ સંજોગો કે જેને ભૂલથી દુઃખ નામ અપાયું છે

વાની ચિંતા અને ભય એને વટાવી જવું એમાં જ આનંદ છે એવી ભાવના પ્રત્યેક પ્રગતિપ્રેમી પ્રજાને બાળપણથી શિખવવી જોઇએ છે. જે પ્રજામાં ચીજને પકડી રહેવાની લાગણી છે તે પ્રજા કોઈ દિવસ કિર્તિમાન બની શકે નહિ, તત્ત્વજ્ઞ કે ક્ષાત્ર તેજ વાળી થવાની તો આશા જ શી ?

સામાન્ય વાચકવર્ગને શાસ્ત્રીય ગ્રંથ ઉપયોગી ન થઇ પડે એ દેખીતું છે: એઓને દુઃખના ખાડામાંથી ખેંચી લાવવા, માટે આશાવાદનાં અસરકારક શબ્દો અને 'આજ્ઞા' ઓજ બસ થશે અને એ કામ સ્વામી રામકૃષ્ણે ઠીક બજાવ્યું હતુ "આપણે પોતે ઇશ્વર છીએ, કોઇ ચીજ આપણને દબાવી શકે નહિ, આપણ ઇશ્વિત્વ સમજીએ અને વાપરીએ તો કાંઇ આપણે માટે અશકય નથી" એવી ઇચ્છાશકિત ( will power ) ની ચાવી જ વારંવાર લોક સમક્ષ રજુ કરવી ઠીક ઉપયોગી થઈ પડે છે

અવ્યાબાધ સત્વ એવી ચીજ નથી કે કોઇ પણ એક આજ્ઞા વચનમા સમાઇ શકે. એને સમજાવવા માટે અનેક સિદ્ધાંતો, વ્યાખ્યાઓ અને વ્યાખ્યાનોની જરૂર પડે છે એનું 'સાયન્સ' બનાવવું પડે છે. પણ સાયન્સમા મનુષ્ય ભૂલો પડે છે, મુઝાઇ જાય છે અને લક્ષ્ય પરની શ્રદ્ધા જ ગુમાવી બેસે છે: આ મ્હોટી મુશ્કેલી છે, અને તેથીજ ડાહ્યા પુરૂષોએ સમાજ માટે માત્ર ટુંકાં 'આજ્ઞા વચનો' આપ્યાં છે "**ભયના ગુલામ બનશો નહિ, શંકાના ગુલામ બનશો નહિ, ખેદના ગુલામ બનશો નહિ, નિરાશાના ગુલામ બનશો નહિ, દુઃખના ગુલામ બનશો નહિ તેમજ સુખના મોહના પાસમા પણ ફસાશો નહિ** દ્રવ્ય તરીકે જીવન વહો, કોઇપણ બનાવથી ગભરાઓ નહિ, ઇચ્છા શક્તિ ( will power ) થી બનાવો પર પણ તમે જય મેળવી શકો છો એ સત્યમાં શ્રદ્ધા રાખો, ચિત્તનું સમતોલપણુ જાળવી રાખીને આગળ ને આગળ વધો, ગતિ કરો, પ્રવૃત્તિ કરો, જીવનના પ્રવાહમા હસતા—કૂદતા તરો. આવાં આજ્ઞાવચનો સામાન્ય ગણને માટે હજાર સાયન્સના ગ્રંથો કરતાં પણ વધારે કિમતી થઇ પડે છે. આ પુસ્તકમા એવાં આજ્ઞાવચનો, એવો આશાવાદ, એવું ઉપયોગી હીપ્નોટીઝમ સ્થળે સ્થળે દ્દષ્ટિ ગોચર થાય છે, અને તે કારણથી આવા પુસ્તકો સમાજને આશિર્વાદ રૂપ થઇ પડે એમાં શક નથી.

આ ગ્રંથનું નામ **પારસમણિ** છે, કે જે " મણિ " (કન્ડલિની) માટે મૂકાયલો શબ્દ છે માણસની બુદ્ધિને મન્ત્રશક્તિનો સ્પર્શ થતાં જ 'શક્તિ' ઉત્પન્ન થાય છે—'પ્રકટી' નીકળે છે, અને ધ્યાનમાં રહે કે શક્તિજ સઘળા વિજયનું, સઘળા આનંદનું, સઘળા જ્ઞાનનું મૂળ છે. ઉભરાઈ જતી શક્તિજ મનુષ્યને ખરા અર્થમા ઉદારચરિત્ બનાવી શકે, ઉભરાઈ જતી શક્તિજ દુ ખો અને સંકટોને પોતાના **પ્રગતિનું સાધન** બનાવી શકે ઉભરાઈ જતી શક્તિજ નિર્ધનતાને સહ્ય બનાવી શકે (અરે સહ્યજ માત્ર નહિ પણ 'આનંદદાયક' બનાવી શકે) ઉભરાઈ જતી શક્તિજ લક્ષ્મી, સત્તા આદિ જે ચીજો માણુસજાતને નિર્માલ્ય બનાવે છે તેજ ચીજોને એક રમકડા કે એક હથીઆર તરીકે વાપરી એમાથી પોતાનો 'આનંદ' મેળવવા સાથે પોતાને વધુ શક્તિમાન બનાવવાની 'કળા' આપી શકે બધો સવાલ 'શક્તિ'નો છે; અને શક્તિનું ઘર મણિ (કુન્ડલિની) છે મણિને 'જગાડી,' તો 'શક્તિ' **અવશ્ય** પ્રકટ થવાની પછી એ શક્તિને વધુ ખીલવવા માટે શારીરિક શ્રમ મનોનિગ્રહ, ધ્યાન આદિ સાધનોના ઉપયોગ કરી શકાય •

'શક્તિ'ને જગાડવામા બુદ્ધિની કાંઈ ખાસ જરૂર પડતી નથી બુદ્ધિનુ કામ શંકા કરવાનુ અને શકાના સમાધાન મેળવવાનુ છે સમાધાન મળી આવે તે **પહેલાંની** બુદ્ધિભક્તની સ્થિતી ઉગ્રી અચોક્સ અને તેથી કલેશમય હોય છે એ સ્થિતિમા શક્તિ પ્રકટી શકેજ નહિ ભણેલા માણુસો કરતા અભણ અને જૂના જમાનાના માણસોમા શક્તિ વધારે **પ્રમાણમાં** 'જાગેલી અને 'ખીલેલી' હોય છે તેનુ આજ કારણ છે. મનુષ્યે પ્રથમ બુદ્ધિનો નહિ પણ શ્રદ્ધાનો અને શ્રદ્ધાજન્ય શક્તિનો ખપ કરવો એજ તેને માટે શ્રયસ્કર છે અને શક્તિ જાગ્યા પછી અને ખીલવા માંડયા પછી, 'આ શક્તિ શું ચીજ છે' ક્યાંથી આવી કયા કયા તત્ત્વો સાથે એને સબધ છે એ કેવી રીતે કાર્ય કરે છે?' એવા પ્રશ્નો પુછવા અને ખુલાસા મેળવવા ભલે બુદ્ધિબાઇ પ્રયત્નશીલ થાય **એ વખતે** કાંઈ હરકત નથી પ્રાચીન હિંદ, પ્રાચીન ગ્રિસ અને અર્વાચીન જર્મનીની શિક્ષા–પ્રણાલિકા **આ** સત્યપર રચાયલી હોઇ એ પ્રજાઓ વધારે આબાદ અને દર્શનીય હતી હાલની આ

દેશની અને ઇગ્લંડની શિક્ષા પ્રણાલિકા સત્યને ઉલટાવી નાખી બુદ્ધિને પ્રાધાન્ય આપે છે, એ મ્હોટી ખામી છે

એટલા માટે, ફરી ફરીને મનુષ્યમાત્રને ઉપદેશ દેવાની જરૂર છે કે તહમે ભણો યા ન ભણો પણ શક્તિ અવશ્ય પ્રકટાવો અને જે કાંઈ કામ કરો તે અશક્તિથી પ્રેરાયલુ નહિ પણ ઉભરાઇ જતી શક્તિથી પ્રેરાયલુ જ હોવું જોઇએ એ બરાબર ધ્યાનમાં રાખો. અશક્તિ, શંકા, ભય એ તત્ત્વોથી પ્રેરાઇને કશુ કાર્ય કરશો નહિ મ્હોટામા મ્હોટુ જાહેર સેવાનુ કાર્ય વ્યાપાર, દોસ્તી, શત્રુતા, પુત્રોત્પત્તિ આદિ ન્હાના મ્હોટા તમામ કામ-તમામ ક્રિયાઓ નિઃશંક, નિર્ભય, અશક્તિ રહિત ભાવથીજ કરો, અને પરિણામ તથા લોકલાયકાની દરકાર ન કરો તહમારા જીવનમાથી શક્તિ ટપકતી દેખાય, તહમારા ગમે તેવા પાયમાલી વખતના વર્તનમા પણ લોકો તહમને શક્તિના હુમતાખેવના લાગણી રહીત વજ્રમય 'અવતાર' તુલ્યજ જોઈ શકે અને એવા દૃશ્યને જોઇ આ તમારી દુનિયા તેમાથી શક્તિનો ચેપ પામી શકે - એજ તહમારા જીવનનો આશય હોવો જોઇએ

આ પુસ્તકની ભાષા તથા પદ્ધતિ સબંધે અભિપ્રાય આપવાનું આ સ્થાન નથી એવી સમલોચના માટે એક પત્ર જ યોગ્ય સ્થાન ગણાય વળી લેખક એક પ્રસિદ્ધ સાહિત્યશાસ્ત્રી હોવાનો દાવો કરતા ન હોવાથી તહેમના નજીવા ભાષા વિષયક દોષો પર ટીકા કરવી એ મને યોગ્ય પણ લાગતુ નથી એમનો પ્રયત્ન ઇષ્ટ છે અને આવા ઘણા પ્રયત્નો ગુજરાતી લેખકો તરફથી થવાની જરૂર છે અમેરિકન સાહિત્યમા આ વિષયને અગે સખ્યાબધ પુસ્તકો મળી આવે છે, પણ તે કરતાએ ફ્રેડરિક નિત્શેકૃત Will-to-po (બે ભાગ) તથા Genealogy of Morals અને અરવિંદ ઘોષના 'આર્ય'ના અંકો વાચ્યા-વિચાર્યા-પછી કોઇ લેખક આ ઘણા 'પારસમણિ' મો લખે તો દેશને માટે એક દેવદૂતની ગરજ સારે

ઘાટકોપર તા૦ ૧-૧-૨ વા. મો. શાહ.

# પ્રયોજન.

કોઇ સમાજ, કોમ કે દેશની ઉન્નતિનો વિચાર જન્મ પામતાંજ એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે, એ સમાજ, કોમ કે દેશ હાલમાં જે અવનતિમાં ડુબેલો છે તેનું શું કારણ? અને તેવું જો કોઇ કારણ હોય તો તે દૂર કરવાનું બની શકે એમ છે કે કેમ?

એજ પ્રશ્ન જ્યારે હું સાંજવર્તમાન" મા એક રીપોર્ટર અને લેખક તરીકે જોડાયો હતો ત્યારે જન્મ પામ્યો હતો, અને તેણે મારાપર બહુ મોટી અસર કરી હતી.

મારા રીપોર્ટર તરીકેના વ્યવસાય દરમ્યાન જ્યાં ત્યાં જોવામાં આવતુ કે સર્વત્ર દુ.ખ દુઃખ અને દુઃખનુંજ સામ્રાજ્ય હતુ, રસ્તે ચાલતાં, મંદિરમાં કે કોઈ પવિત્ર સ્થળમાં દાખલ થતાં, વેપારને લગતાં મહકમાં ઓફીસોમાં, રાજાના મહેલોમાં તેમજ ગરીબની ઝુપડીમા– જ્યાં જ્યા મને જવાની તક મળતી ત્યાં ત્યાં કોઇ શરીરથી દુઃખી, કોઈ કુટુંબથી દુ ખી, કોઇ પૈસાથી દુ ખી, કોઇ માન ભંગ થવાથી દુ ખી, કોઇ અસ તોષથી દુ ખી, કોઇ વિચારની ખામીથી દુઃખી, કોઇ ઇર્ષ્યાળુ, કોઈ રોગી, કોઈ ભોગી, કોઇ પ્રપ ચી, કોઇ ક્રોધી, કોઇ દ્વેષી વિગેરેજ માલમ પડતાં હતા, અને ઘણાઓ તો માત્ર નિર્વાહના સાધનો મળે તો સુખી થવાની આશા રાખતા જણાતાં એ સ્થિતિની મારાપર પળે પળે અસર થતી અને જ્યાં સમૃદ્ધિ અને દોલત હોય ત્યા પણ નિચૃતા, ક્રુરતા, દંભ, અને મનની નબળાઇ જોઈ બહુ આશ્ચર્ય થતુ હતું એ સબધમાં વિચાર કરતાં મનુષ્ય સ્વભાવની તપાસ કરવાની જરૂર જણાઇ અને અનાયાસે મારા મિત્ર પંડિત ફતેહચંદ કર્પૂરચંદ લાલન પાસેથી, મીસીસ હેલેન વિલમેન્સે રચેલું પુસ્તક નામે A Conqest of Povertv વાંચવા મળતાં, તેવાંજ બીજા પુસ્તકો વાંચવાની ઉત્કંઠા વધી અને ઘણાક અમેરીકન, દેશી અને શાસ્ત્રો સાથે સંબંધ ધરાવતાં પુસ્તકો વાંચવા અને બને તો તેમાં જણાવેલી ક્રિયાઓ અમલમા મુકવા મને ઇચ્છા થઈ. એ ઇચ્છાનું પરિણામ આ પુસ્તક છે.

આ પુસ્તકમાં પહેલાં પ્રાયેક પ્રકરણો મીસીસ હેનેનના વખતમાંજ લખાયલા છે જ્યારે તે પછીના વિચારો કોઇ ખાસ એક પુસ્તકના નથી પણ ઘણાંક પુસ્તકોના દોહન પછીજ તે લખાયલા છે એમ કહેવાની જરૂર છે. 'સાંજવર્તમાન'માં પ્રગટ થયલો લેખ જુદા જુદા વિચારો અને ફકરાઓના રૂપમાં હતો, અને તે વખતે તે પુસ્તક રૂપે પ્રગટ થવાની કાંઈ પણ આશા ન હોવાથી તેજ ઉત્તમ જણાયો હતો પણ જ્યારે તે લેખને પુસ્તકના રૂપમાં મુકવાનો વિચાર થયો ત્યારે તેમાં મોટો ફેરફારની આવશ્યકતા જણાઈ અને જુદા જુદા પ્રકરણો ગોઠવવા માટે ઘણીક નવી બાબતો ઉમેરવાની અને જુની બાબતો કાઢી નાખવાની જરૂર માલમ પડી તેમ કરવાથી અસલ લેખમાં મોટો ફેરફાર કરવો પડયો છે અને ઘણોક ભાગ તો તદન નવોજ લખવાની જરૂર પડી છે

પુસ્તકની ભાષા સાક્ષર વર્ગને વખતે નહિ રૂચે એવી છે એ મારી ધ્યાન બહાર નથી આપણે વાતચિત કરવામાં જેવી સાદી અને સરલ ભાષા વાપરીએ છીએ તેવીજ ભાષા મેં આ પુસ્તકમાં રાખી છે કે જેથી હિંદુ મુસલમાન પારસી દરેક તેને સરખી રિતે સમજી શકે જેઓ વિદ્વાન છે દુનિયવી જ્ઞાની થઇ ચુકયા છે શ્રીમાન થઇ શકયા છે સાક્ષર થઈ શકયા છે અને માનપાન અને લાગવગ મેળવી ચુક્યા છે તેઓને માટે આ પુસ્તક ખાસ નથી તેઓને ગમે તો તેઓ માટે પણ આ પુસ્તક છે પણ ખાસ કરીને જેઓ બહુ વિદ્વાન નથી જેઓને હજી આગળ વધવું છે જેઓને જ્ઞાનના સ્વાર્થ સાધવા ઉપરાંત કાઇ બીજું કરવાનું છે જેઓને પોતાને માટે પોતાના દેશ માટે પોતાના જેવા દુખી ભાઇ બહેનો માટે અને આખી દુનિયા માટે કાઇ કરવાની ઇચ્છા છે તેઓ માટે આ પુસ્તક ખાસ છે તે છતાં આ પુસ્તક બીજાઓ માટે નથી એમ નથી–તે સર્વે માટે છે–સુખી દુખી બધા માટે છે–ગરીબ શ્રીમાન સર્વે માટે છે–જે કોઇને તેનાથી જરા સરખો પણ લાભ થાય તેઓ માટે છે

જેઓ આ પુસ્તક ખરીદી શકે એમ ન હોય તેઓને પણ આ પુસ્તકનો લાભ મળે એવી મારી ઇચ્છા હોવાથી તેઓને આ પુસ્તકની નકલો જ્યાસુધી મારી પાસે હશે ત્યાસુધી અમુક નિયમો મારે મફત વાચના આપનામા આવશે એટલુજ નહિપણ જે શ્રીમાનોને પેલા ખર્ચાળ વગર આ પુસ્તકની ઇચ્છા હશે તેઓને પણ તે રહેશે ત્યાસુધી આપનામા આવશે તેમા હેતુ માત્ર, જન સમુહને જેમ બને તેમ વધુ લાભ થાય, એજ છે

પુસ્તકની ઉપોદ્ઘાત લખનાર મારા વિદ્વાન મિત્ર અને વિચારક મી० વાડીલાલ મોતીલાલ શાહનો હુ આ તકે ખાસ આભાર માનુ છુ તેઓએ પોતાના કિમતી વખતનો ભોગ આપી જે તસ્દી લીધી છે, તે માટે હુ તેમનો આભારી છુ                કર્તા.

---

## મૂળ લેખની પ્રસ્તાવના.

હિંદ ભુમિમા અને ખરૂ કહિયે તો આખી દુનિયામા હમણા જે ચળવળાટ ચાલુ થયો છે તે એવો છે કે પ્રાચીનના કોઈપણ જમાનામા તે મદિપણ અનુભવવામા આવ્યો નહિ હોય દુનિયાની ચારે તરફ નવી નવી જાતના વિચારો જન્મ પામતા જાય છે પ્રાચીન કે મો ટમો વખોપરના વિચારોમા આસમાન જમીન જેટલો ફરક પડયો જાય છે, નવી નવી શોધો, આગગાના મત્રો અને જાદુના ખ્યાલોને દુર કરાવનારી અને મનુષ્ય બુદ્ધિને સવ શક્તિવાન્ સાબિત કરનારા શરૂઆતના પગલા રૂપ થઈ પડી છે ટેલીફોનથી સેકડો ગાઉ દુરના માણસો એકેકની જોડે વાતો કરી શકે છે માર્કોનીની નવી શોધથી હજારો માઇલપર જમીનમા તેમજ દરિયામા સંદેશાઓ અને અહેવાલો મોકલી શકાય છે ટેલીગ્રાફના તાર મારફતે આખી દુનિયામા ફકત પા કલાકમાજ સદેશા મોકલી શકાય છે ઉડતા સાધ્યાઓની શોધથી માણસો, પોતાની મરજી માફક હવા ઉપર કાબુ રાખી જમીનપર જે રિતે ગાડી ઘોડા મારફતે આનંદ મેળવે છે તેમ હવામા આનદ મેળવી ફરી હરી શકે છે, અને જમીન

પ ાના બનાવો આકાશમાંથી જોઇ શકે છે ટારતીના એક શોધકની બુદ્ધિમાંથી જન્મ પામેલા યંત્રથી દરિયામાં ડુબાઇ ગયેલો ખજાનો દરિયાની સપાટીપરથી જોઇ શકાય છે અને બીજા યંત્રો મારફતે તે તરે લાવીથી બહાર કાઢી શકાય છે તોપની શોધોના પ્રભાવે હજારો વાગના નકામતે હજારો માણસોનો નાશ એક વખતે અને ગોળાનો ધુમાડો થયા વિના થઇ શકે છે ટોરપીડો અને મનવારોની શોધોથી તેના માલિકો દરિયા ઉપર બાજુ ગણી દુશ્મનોના માલ પણ દયા વગર ઘણું કાઢી શકે છે રેલની (આગગાડીની) શોધથી જે જમીનો પસાર કરતા સેંકડો વર્ષ થતા હતા તે થોડા દિવસમાં પસાર થઇ શકે છે નહેરો બાંધવાના બુદ્ધિબળથી જમીનને ઠેકાણે પાણી અને પાણીને ઠેકાણે જમીન જોવામાં આવે છે અને જ્યાં આગળ સ્વપ્ને પણ પાણીની આશા રાખવામાં આવતી નહતી ત્યાં પાણી તેમજ અનાજનો પાક ભરચક નજરે પડે છે મહાન્ શોધક એડીસનના બુદ્ધિબળના પરિણામે હજારો ગાઉ ઉપર રહેતા નગરિરો અને સુશીનાઓના ભાષણો અથવા સુકોમળ સ્વરના ગાયનો ઘેર બેઠા સાંભળી શકાય છે એજ વિદ્વાનના મનોબળની શોધથી કાંઈ તેમજ મગજો હજારો ગાઉપર જીવ રહેનાર માણસના અવાજમાંજ સંદેશા આપી શકે છે છાપવાના હુનરની શોધથી મનુષ્યના જોવાજ આકારો જુજ મહેનતે તેઓએ પહેરેલા કપડાના રંગમાંજ મેચાર મીનીટમાં તૈયાર કરી શકાય છે ટપાલ ખાતાની શોધથી ઘણીજ થોડી કીમતમાં—બે ચાર પૈસાના ખર્ચે હજારો માઇલપર કાગળો મોકલી શકાય છે મનોબળના પ્રભાવે સેંકડો ગાઉપરના માણસમાં ઉપ મનથીજ સંદેશા મોકલી શકાય છે અને રોગીઓને સારા કરી શકાય છે હીપ્નોટીઝમની મદદથી કેટલાક ખરાબમાં ખરાબ રોગો કે ટેવો વળીજ ટુંક મુદતમાં સુધારી શકાય છે વર્તમાન પત્રોના પ્રભાવે દુનિયાના બનતા દરેક બનાવ રરોજ થોડા કલાકમાં કરોડો માણસો ગમે તેટલા દૂર હોય તે છતા જાણી શકે છે માસિક પત્રોના પ્રભાવે દરેક માણસને રૂચતી ઘણીક બાબતો વગર મહેનતે જાણી શકાય છે પુસ્તકોના પ્રકાશથી એવુ સાહિત્ય ઉત્પન્ન થયુ છે કે જે પૂર્ણ રીતે ફક્ત એકજ વખત વાચવા માટે વર્ષોના વર્ષો પણ પૂરતા

થઈ પડે નહિ ડાકટરોની શોધના પરિણામે શરીરના અવયવો નુકશાન પામતા તેની જગ્યા બનાવટી અવયવ લઈ શકે છે દુનિયા આ રિતે આગળ વધી જાય છે અને આ પુસ્તક પણ તે પ્રવાહને આગળ વધવામા મદદ કર્તા થઇ પડે તે માટેજ લખવામા આવ્યુ છે

હિંદભૂમિની પ્રાચીન સ્થિતિ અને અર્વાચીન સ્થિતિ વચ્ચેના કાળમાં હિંદિઓપર જે નવી નવી વિટંબનાઓ પડી છે, તેના પરિણામે તેઓનુ બુદ્ધિબળ, પ્રાચીન સમયના કરતા ન્યૂન થયુ હતુ, અને તેથી તેઓની ઘણીક શક્તિઓ દબાઇ ગઇ છે સ્વતંત્રતા અને પરતંત્રતાનો જે ખ્યાલ તેઓના પૂર્વજોને હતો તે લોપ થઇ ગયો છે, અને તેને બદલે 'ઇશ્વર કરે તે ખરૂ' 'ભાગ્યમા જે હશે તે બનશે' 'નસીબમા હશે તે થશે' "આપણાથી શુ બની શકે છે? કરનાર તો કર્મ છે," વગેરે જે ઉદ્‌ગારો જ્યા ત્યા સાભળીયે છીયે, તેને જન્મ લીધી છે પુરૂષાર્થ અને આત્માની અનંત શક્તિઓનો ખ્યાલ સામાન્યરિતે હિંદિઓમા ભૂલાઇ ગયો છે, અને પ્રજા નિર્માલ્ય થઇ જવા સાથે નિરાશ થઈ ગઇ છે હિંદ હમણા ઘણાજ નારિક સમયમાથી પસાર થાય છે એવા બારિક સમયમાથી દરેક દેશને કોઇ કોઇ વખત પસાર થવુ પડશેજ, અને તે વખતે દીર્ઘ દ્રષ્ટિવાળા વિરનરો, દેશને જે તરફ દોરશે તે ઉપર દેશના ઉદય યા નાશનો મોટો આધાર રહેશે એ હિતચિંતકોના કાર્યમા મદદરૂપ–પાયારૂપ–પ્રજાનો વિચાર હોય છે વિચાર ઉપરજ, અમુક પરિણામનો આધાર હોય છે, અને તેથી આ પુસ્તકમા વિચારબળ શુ કરી શકે છે, તે દેખાડવા પ્રયત્ન કરવામા આવ્યો છે

પ્રાચીન શાસ્ત્રો અને પુસ્તકોમાના કેટલાકમા એ વિચારબળની મોટી શક્તિ વર્ણવવામા આવી છે, જો કે તેનુ વર્ણન કરનાર પુસ્તકો ઘણાજ થોડા છે તે ઉપરથી એવુ સમજાય છે કે, માણસ પોતેજ પોતાને બનાવનાર છે, અને જેવી શક્તિ તે પોતાને માટે કે પરને માટે ધારે છે, તેવો તે પોતે થાય છે યા પરને જુએ છે જો તે સ્વર્ગ મેળવવા ચાહે તો તે એજ વિચારબળથી મેળવી શકે છે, અને જો તે દુખી થવા ઈચ્છતો હોય તો પોતાને દુખી પણ બનાવી શકે છે એજ

અથવા જંગલોમાં શોધ કરવા જવું પડે એમ નથી એ ઔષધ માટે ટીબેટના ભવ્ય લામાઓ, કે હિંદના અપૂર્વ મહાત્માઓ કે અમેરીકાના અદ્દભૂત મેસમેરીસ્ટોની મદદ લેવી પડે એમ નથી, વળી એ ઔષધ, હકીમોની મોટી પડીઓનું કે વૈદોના મોટા ફાકડાઓનું, કે ડાક્ટરોની પ્રવાહી દવાઓનું બનેલુ નથી, એ ઔષધ દિવ્ય દ્રવ્ય છે, કે જે લેવામા મહેનત લેવી પડતી નથી તેમ જે લેતા નિગશીને પણ જન્મ આપવો પડતો નથી એ ઔષધ એવુ છે કે જે તન, મન, કે ધન કોઇને પણ નુકશાન કર્યા વગર લાભજ કરે છે અને તે મેળવવા માટે શું કરવું તે આ પુસ્તકમા બતાવવા યત્ન કરવામા આવ્યો છે

હિંદના માગ બાધવો શરીરને બહારથી ઉત્તમ દેખાડવા, ભપકા-સપકાથી બીજાને આંજી નાખવા, ને પોતાનુ કર્તવ્ય ભૂલી જવા છતા, તે કરતા હોય એમ બીજોને દેખાડવા પ્રયત્ન કરે છે તેઓ શરીરને ખુબસુરત દેખાડવા જતા હૃદયની ખુબસુરતી ખીલવવાનુ કામ ભૂલી જાય છે, અદેખાઇ અને વૈરમા બળી રહ્યા છે, એક થવાને બદલે જૂદી જૂદી ન્યાતોમા વેંચાઈ ગયા છે, તેઓના ભપકા છતા તેઓના ગાડી ઘોડા, ઘરેણા, વાડી અને લાડી છતા, તેઓના હૃદયમા ભરાયેલા હવસ અને અદેખાઇના અગ્નિએ તેઓ પર જે નિશાનીઓ મુકી છે, તે જોકે તેઓ પોતે દેખી શકતા નથી તે છતા, હૃદયબળ ધગવનારા, અને આખ ધરાવનારા, તે નિશાનીઓ જોઈ શકે છે. દેશની આબો હવાથી કે સૂર્યના તાપથી જેઓનુ શરીર કાળુ અથવા ઘઉવરણુ દેખાય છે તે ખરાબ નથી, પણ એક બદસુરત, વગર ખીલેનુ હૃદય એક ખુબસુરત શરીરમા ધગવવુ એ ખરાબ છે, અને તે સબધમા કેટલીક સૂચનાઓ આ પુસ્તકમા જણાશે

રસ્તામાં ફરતા હરતા, કામે, દુકાને, બજારે કે ઓફીસે જતાં, ઘણીક વખત ગરીબોને રખડતા, પેટ કુટતા, ભૂખે પડેલા કે ભીખ માગતા, તમે જોયા હશે, પણ તે છતા તમને તેઓપર કદિ પણ દયા આવી છે કે ? તમારા પોતાના શરીરને કે તેના કોઇ ભાગને, એક ક્ષણ દુખ થાય છે તો તમે કેવા ગભરાઓ છો ? જરા હાથ, પગ, દાત કે

રિતે તે રોગી વય પહોંચ્યા ઘરડો અને નાશવંત થાય છે, તેમજ રોગ, જરાવસ્થા અને મોત ઉપર પણ જય મેળવી શકે છે સર્વમાં મુખ્ય ભાગ તેનો વિચારજ ભજવે છે, અને તે માટે તેણે વિચારનેજ ઉચ્ચ સ્થિતિ ખીલવવાની અગત્ય છે એ અગત્ય સહેલાઇથી પૂરી પાડવામાં આ પુસ્તક સાધનરૂપ છે વિચાર બળનું સામર્થ્ય અનંત છે તેનું વર્ણન કરવાને કરોડો જીભો તેમજ કલમો પણ સમર્થ નથી એમ કહી શકાય, અને તેથીજ તે સામર્થ્યનો ઘણોજ થોડો અંશ આ પુસ્તક દ્વારાએ બતાવવાને પ્રયત્ન કરવામાં આવ્યો છે

'મન સાધ્યું તેણે સઘળું સાધ્યું' એમ ઉત્તમ કવિઓ કહી ગયા છે એ મનમાંજ વિચારો ઉદ્ભવે છે અને જો તે વિચારોનો અમલ કરવામાં સારી બુદ્ધિ અથાત્ ખીલેલી બુદ્ધિની મદદ હોતી નથી તો તે વિચારો સારાં નહિ અનર્થ કરાવે છે એ મનજ પુણ્ય તેમજ પાપ—સારા તેમજ નરસા વિચારો—અને સિદ્ધિઓને ઉત્પન્ન કરનાર છે, અને તેથી એ મનને યોગ્યરીતે ખીલવવાની મોટી અગત્ય છે એ ખીલવણી માટે સારા વિચારોનું સેવન કરવાની જરૂર સર્વે માટે છે સારા વિચારો અમૃતરૂપી જળ જેવા છે જે જળ પીવાથી અજીર્ણ ન થતાં તમ અજ્ઞાન મોહ કુતર્ક ભય શોક વગેરેના સંગમે ઉત્પન્ન થયલા અજીર્ણનો નાશ થાય છે અને માણસ સર્વ શક્તિવાન થઇ શકે છે સર્વ શક્તિવાન થવાના એ ઉપાયો બનતી સહેલી ભાષામાં, આ પુસ્તકમાં આપવા પ્રયત્ન કરવામાં આવ્યો છે

દુનિયામાં અનેક વ્યાધિ અનેક ઉપાધિ અને અનેક આધિ છે એવું ઘણાઓ માને છે એ દરેક માટે જે પ્રકારના ઔષધોનો ઉપયોગ કરવામાં આવે છે તે પ્રકારની અસર તે ઔષધ ગ્રહણ કરનાર પર થાય છે, તેવું વગર મહેનતે આપવામાં આવતું કડવું નહિ પણ મીઠું, અને નાના બાળકથી તે મોટા વૃદ્ધ સુધી દરેકને માટે ઉપયોગી અચૂક ઔષધ, એક કેમકે છે એ ઔષધ ઘણુંજ મૂલ્યવાન છતાં અને દરેકની ઉન્નતિ કરવાની શક્તિ ધરાવતું છતાં તે માટે મગનડ જર્મની, કે અમેરિકા જવું પડે એમ નથી તેમજ હિમાલયાદિની ગુફાઓમાં

અથવા જંગલોમાં શોધ કરવા જવું પડે એમ નથી એ ઔષધ માટે ગીબેટના ભવ્ય લામાઓ, કે હિંદના અપૂર્વ મહાત્માઓ કે અમેરીકાના અદ્ભૂત મેસમેરીસ્ટોની મદદ લેવી પડે એમ નથી, વળી એ ઔષધ, હકીમોની મોટી પડીઓનું કે વૈદોના મોટા ફાકડાઓનું, કે ડાક્ટરોની પ્રવાહી દવાઓનું બનેલું નથી, એ ઔષધ દિવ્ય દ્રવ્ય છે, કે જે લેવામાં મહેનત લેવી પડતી નથી તેમ જે લેતાં નિરાશીને પણ જન્મ આપવો પડતો નથી એ ઔષધ એવું છે કે જે તન, મન, કે ધન કોઈને પણ નુકશાન કર્યા વગર લાભજ કરે છે અને તે મેળવવા માટે શું કરવું તે આ પુસ્તકમાં બતાવવા યત્ન કરવામાં આવ્યો છે

હિંદના માગ સાધવો શરીરને બહારથી ઉત્તમ દેખાડવા, ભપકા-સપકાથી બીજાને આંજી નાખવા, ને પોતાનું કર્તવ્ય ભૂલી જવા છતાં, તે કરતા હોય એમ બીજાને દેખાડવા પ્રયત્ન કરે છે તેઓ શરીરને ખુબસુરત દેખાડવા જતાં હૃદયની ખુબસુરતી ખીલવાનું કામ ભૂલી જાય છે, અદેખાઇ અને વૈરમાં બળી રહ્યા છે, એક થવાને બદલે જૂદી જૂદી ન્યાતોમાં વેંચાઈ ગયા છે, તેઓના ભપકા છતાં તેઓના ગાડી ઘોડા, ઘરેણા, વાડી અને લાડી છતાં, તેઓના હૃદયમાં ભરાયેલા હવસ અને અદેખાઇના અગ્નિએ તેઓ પર જે નિશાનીઓ મુકી છે, તે જોકે તેઓ પોતે દેખી શકતા નથી તે છતાં, હૃદયબળ ધરાવનારા, અને આંખ ધરાવનારા, તે નિશાનીઓ જોઈ શકે છે. દેશની આબો હવાથી કે સૂર્યના તાપથી જેઓનું શરીર કાળુ અથવા ઘઉંવર્ણુ દેખાય છે તે ખરાબ નથી, પણ એક બદસુરત, વગર ખીલેલું હૃદય એક ખુબસુરત શરીરમાં ધરાવવું એ ખરાબ છે, અને તે સબંધમાં કેટલીક સૂચનાઓ આ પુસ્તકમાં જણાશે

રસ્તામાં ફરતા હરતા, કામે, દુકાને, બજારે કે ઓફીસે જતાં, વખતોવખત ગરીબોને રખડતા, પેટ કુટતા, ભૂખે પડેલા કે ભીખ માગતા, તમે જોયા હશે, પણ તે છતાં તમને તેઓપર કદિ પણ દયા આવી છે કે? તમારા પોતાના શરીરને કે તેના કોઇ ભાગને, એક ક્ષણ દુઃખ થાય છે તો તમે કેવા ગભરાઓ છો? જરા હાથ, પગ, દાંત કે

નખ દુખના તમે હજારો રૂપિયા વૈદ, ડાક્ટર, હકીમ કે દવાદારૂમા ખર્ચી નાખો છો, પણ તમારા પોતાનાજ ભાઇ બ્હેનો તમારી માતૃભૂમિમા-તમારા બાંધવો-તમારે માટે મહેનત કરી તમને શ્રીમંત બનાવનાર તમારા સ્વદેશ ભાઇઓ, મજુરો-નોકરી કરનાર વર્ગ, મધ્યમ વર્ગ અને ટેવકરીઓના દુખ ઓછા કરવા તમને કદિપણ ઇચ્છા થઇ છે? વાચકો આવી સ્થિતિ એકલા તમારાપર છે એમ નથી! ઘણાઓની એ સ્થિતિ છે! આપણા પોતાના ક્ષણિક સુખ માટે હજારો રૂપિયા ખર્ચી નાખીએ છીએ હલકરોની ખુશામદ કરીએ છીએ, થોડા માન માટે હજારોનો ધુમાડો કરીએ છીએ અને હલકરોની કિમ્મતના સોના રૂપાના વાસણો ફળફળાદિ, કપડા, અને ઘરેણા ભેટ મોકલીએ છીએ, પણ જેઓથી આપણી જીંદગી સુખી થાય છે જેઓથીજ આપણે શ્રીમંત થઇએ છીએ, જેઓ સવારના ઉઠવાના સમયથી તે રાત્રે સુવાના સમય સુધી આપણને સુખ આપનારા અને દુખ દૂર કરનારા કાર્યો કરે છે, જેઓ આપણા બાહ્ય હાથ પગ દેશની દોલત અને રોટી છે તેમના સુખ માટે આપણે શુ કરીએ છીએ? તેઓને સુખી કરવાનો-તેમના હૃદય બળ ખીલવવાનો-માર્ગ આ પુસ્તકમા છે તે તેઓને દેખાડો અને તેઓને સુખી કરો!

આપણા કપડાપર પોશાકપર પુસ્તકપર ટોપીપર પાઘડીપર કે બીજે કોઇ ઠેકાણે, કોઇપણ પદાર્થનો ખરાબ-કાળો રાતો કે એનાજ કોઇ બીજા રગનો ડાઘ પડે ત્યારે તે કાઢી નાખવા આપણે કેટલી બધી મહેનત લઇએ છીએ? આ ડાઘ દુર કરવાનુ કામ સારૂ છે એમા જરાપણ શક નથી વળી જે ઘર આગળથી કે જે ગટરમાથી દુર્ગંધ આવતી હોય છે, ત્યાથી પસાર થતા આપણે નાકે ડુચો દઇયે છીયે, દુર્ગંધી મારકેટ કે બજાર આગળથી પસાર થતા પણ આપણે તે જગા આગળથી પસાર થવામા ભૂલ કરી છે એમ માનીયે છીયે કોઇને ત્યા રંધાતી દુર્ગંધી ચીજની ગંધ આવતા આપણી લાગણી દુખાય છે અને તેનાથી દૂર જવા પ્રયત્ન કરીએ છીએ, પણ એવા કોઇકજ હશે કે જે પોતાની અંદર રહેલી દુર્ગંધી વાછનાઓને દૂર કરવા મહેનત

લેતા હશે, અથવા કોઈ ખગળ વાત કાને પડતા તેથી દૂર જવા પ્રયત્ન કરતાં હશે; અથવા તો કાનમાં આગળા ખોશી દૂર જતા હશે, એ અનર્થોને ટાળવા માટે એક અગત્યના ઔષધરૂપ આ પુસ્તક છે, અને જેને તે ઔષધ વાપરવા ઇચ્છા હોય તેણે તે વાપરવુ

આપણે દુધ, પુરી, મલાઈ, પેંડા, બરફી ખીરંજ વીગેરે જૂદી જૂદી જીભને સ્વાદ આપનારી વાણીઓ-ખોરાકની વસ્તુઓ-ખાવા માટે ઘણાંજ આતુર રહીએ છીએ ઘણી વખત ફળ ફળાદિ, અજીર, આલુ, દ્રાક્ષ, બદામ, પસ્તા, ચારોલી, તજ, લવીંગ વગેરે મેવા ખાવાને આપણી જીભ ઇચ્છા કરે છે ઘણી વખત કનોજ, કોન્સ્ટાન્ટીનોપલ, પેરીસ અને ન્યુયોર્કના અત્તરો કે મેંન્ટો વાપરવા કે સુગંધી સુંઘવા આપણે ઉત્સુક થઇએ છીએ, એ ચીજોમાંની હરકોઇ આપણું લક્ષ ખેંચે છે, અને મેળામા, સભામા, મેળાવડામા કે લેનીમા જતી વખતે તેનાથી બાહ્ય શરીરને સુગંધીદાર કરવા આપણે મહેનત લઇએ છીએ! આ બધાનો સબબ શુ છે? એનો સબબ એ છે કે આપણે એવુ ધારીએ છીએ કે, જેવુ અન્ન આપણે ખાઇએ છીએ તેવુ આપણું શરીર થાય છે, અને અન્ન તેવો ઓડકાર આપણને આવે છે એજ સબબે સ્વચ્છ અન્ન, સ્વચ્છ હવા અને સ્વચ્છ પાણી મેળવવા આપણે સાવધ રહીએ છીએ અને નુકશાનકારક ખોરાક-ઝેર-વાસી કે ઠંડો ખોરાક કે પાચન નહિ થાય એવો ખોરાક ખાવામા નહિ આવે તે માટે આપણે સાવચેત રહીએ છીએ પણ એજ શરીરને સારું રાખવાના પાયારૂપ જે પદાર્થ છે. તેને આપણે ભૂલી જઇએ છીએ અને પરિણામે આપણી સર્વે સાવચેતીઓ ફળદાઈ થતી નથી! એ ઉત્તમ પાયો કયો છે તે આ પુસ્તકમા બતાવવા યત્ન થયો છે

આ પુસ્તકમા વર્ણવેલી બાબતોપર, અમેરિકાના મોટા મોટા આગળ વધેલા વિચારવાળા વિદ્વાનોએ અનેક પુસ્તકો લખ્યા છે, અને તેઓના વિચારો અનેક રૂપમા દેખાડવા, લેખકે માત્ર પ્રયત્ન કર્યો છે. એ વિચારો સબંધમા કેટલીક વખત મતફેર હોય એ સ્વાભાવિક છે, પણ જે

કાળમા શરીર ધરાવતો કોઈ પણ જીવ તદ્દન પૂર્ણ નથી જ એ માર માનવુ છે "Man is liable to err" એમ વિદ્વાનો પણ કબુલ કરે છે। ત્યારે મે હાથ ધરેલા ગહન વિષયમા ખતે વાચનાર। તને કાંઇ અસ્પષ્ટ લાગે ન ગમે કે અશક્ય લાગે તો તે માટે ધીરજ રાખજે, વિચાર કરજે, ઉતાવળ ન કરતો ને લાંબો વિચાર કરતા ન સ્પષ્ટ લાગે તો પરસ્પર વિચારની આપને કરજે અથવા ક્ષમા કરજે-હુ મૂર્ખ જેવો પ્રકાવીન નથી હુ વિદ્વાન નથી પૂર્ણ નથી તે છતા મારાથી બનતુ કરીશ હુ તે નામ માટે કરૂ છુ એમ ના ધારતો હુ મારી ફરજ માટેજ કરૂ છુ।

દુનિયામા માણસોની પ્રકૃતિ જૂદી જૂદી ભિન્ન હોય છે, અને તેજ નિયમ અનુસાર વાચકોની પ્રકૃતિ પણ જૂદી જૂદીજ હોય એ શુ અશક્ય છે? કોઇ વાચક આ લેખને સારો ધારે ને બીજો તેને તેથી તદન ઉલટો પણ ધારે। પણ તેને સારૂ આ લેખને ચુપ રહેના અથવા ઉલટા વિચાર ધરાવનારને પોતાનુ રહસ્ય ન સમજાવવા કે છુપુ રાખવા આ લેખને કે કાગળને કહી શકાય એમ નથી વિદ્વાન કે અભણ જ્ઞાની કે અજ્ઞાની, રાગી કે ઉસ્તાદ શેઠ કે નોકર ગમે તે હોય તેને માટે આ સર્વ ખુલ્લુ છે દરેક પોતાની પ્રકૃતિ અનુસારજ આમાથી સાર ખેંચશે। પ્રેમીને આમાથી પ્રેમ મળશે। જ્ઞાનીને જ્ઞાન મળશે અને અજ્ઞાની, કામી વિષયી અને કપટને આમાથી એમની વૃત્તિઓને નાશ કરનારૂ હથીઆર મળશે।

કર્તા

---

## કેટલાક અભિપ્રાયો.

---

આ પત્રમા જાણીતા લેખક "ચકોરચન્દ્ર"ની કલમથી ગયા ૧૯૦૫ના સાલથી 'હૃદય જવાળા યાને મણિતેજ" નામનુ જે વખાણુ પ્રકટ થતુ હતુ છે, તેના સબધમા અમારે જણાવવુ જોઇએ કે એ વખાણથી અમારા વાચકો ઉપર ઘણીજ સારી અસર થઇ છે

આપના તરફથી પ્રગટ થનાર પુસ્તકના ફોર્મ મને મળ્યા છે અને તે મે ધ્યાન પૂર્વક વાચી જોયા છે એ વાચતા આપની લખેલી ચોપડી ઘણી સારી હોવી જોઈએ એમ લાગે છે

ગ. રસિકમણિ બાળમુકુંદરાય દેશાઇ
(ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના સેક્રેટરી,)

"પારસમણિ અથવા હૃદય તેજ" એ નામનુ પુસ્તક આપના તરફથી પ્રગટ થનાર છે, તેથી બહુ આનદ પામુ છુ તમે મોકલેલ નકલ ઉપરથી અનુમાન કરી શકુ છુ કે એ પુસ્તક ઘણુ ઉત્તમ થશે

ગ. મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ (તે ગુજરાતી હિંદુ સ્ત્રી મડળના સેક્રેટરી)
અને જૈનમહિલા સમાજના ઉપપ્રમુખ

આત્મા, મન, બુદ્ધિ હૃદય, ઇચ્છા અને એવી બીજી અનુભવ સિદ્ધ બાબતોની ચર્ચાવાળા પુસ્તકો ગુજરાતી સાહિત્યમા ઓછા છે, એમ કહેવાની કાઇ આવશ્યકતા નથી આવા વિષયો સબધી, પાશ્ચાત્ય તત્ત્વ જ્ઞાનીઓના વિચારોના આધારે હમણા કઇક પુસ્તકો બહાર પડતા જોવાય છે, જેમા **પારસમણિ યાને હૃદયતેજ**, નામના પુસ્તકે પણ વધારો કર્યો છે લેખકે જુદા જુદા પ્રકરણોમા એવા વિષયો કે જે વિષયો માત્ર અનુભવથી જ સમજી શકાય છે, તેના ઉપર સારો ઉહાપોહ કર્યો જોવાય છે આ પુસ્તકમા ચર્ચેલા વિષયોનો સૈદ્ધાન્તિક-દાર્શનિક-વિષયોની સાથે મુકાબલો કરવાનુ કોઈપણ વાચકને વધારે રહેવુ થઇ પડશે જો આ કાર્ય લેખકે પોતેજ આ પુસ્તકમા કરી બતાવ્યુ હોત તો તે મારા ધારવા પ્રમાણે વધારે સારૂ ગણી શકાત.

આવા પુસ્તકો કેળવણી ખાતામા દાખલ થાય, તો તે ઇચ્છવા યોગ્ય છે એકદરે લેખકનો પ્રયાસ સ્તુત્ય છે, અને આવા પુસ્તકોની વર્તમાન પ્રજાને જરૂર છે એ નિ સદેહ વાત છે

વિદ્યાવિજય.
(જૈન આચાર્ય શ્રી વિજયધર્મ સૂરિશ્વરના વિદ્વાન શિષ્ય અને એક સમર્થ લેખક.)

# અનુક્રમણિકા.

૪૯

ॐ

# પારસમણિ યાને હૃદયતેજ.

## પ્રકરણ ૧ લું.

### સુખની પ્રબળ ઇચ્છા.



The life story of successful people in the form of biography or autobiography always has an influence more or less healthful, but the real philosophy of success has been rarely touched upon in any writings of this character. The laws which underlie and govern success have been unconsciously practised by many, and those who have recorded the histories of such lives in the form of biography, nearly always relate the success without even an attempt at a discovery of the real secret of the success attained. Effect is rather treated than cause

Another class of literature on success and how to attain it, how to get rich, &c. has been written by literary people, who write for publishers at so much for page, and the critical essays of much seeming beauty have been written in this way, they can not be said to possess the merit of truth born of experience

જીવનના વૃત્તાંતોમાં ફતેહનું ખરૂં વિજ્ઞાન ભાગ્યેજ આલેખવામાં આવે છે ફતેહના ઊંડા છતાં આધારભૂત કાયદાઓ, ઘણાઓથી અજાણતા અમલમાં મુકાયા છે જેઓ આવા માણસોના જન્મવૃત્તાંતો લખે છે તેઓ મોટે ભાગે ફતેહનું આબેહૂબ વર્ણન લખે છે, પણ ફતેહ કઈ જીવનના ગુપ્ત કે અદ્ભુત કરેલા કાર્યરૂપ કાયદાના આધારે થઈ તેનું નિરૂપણ કરવા તરફ, તેનો અલ્પ પ્રયત્ન પણ કરતા નથી, અને કારણને શોધવાને બદલે તેઓ પરિણામનુંજ દિગ્દર્શન કરાવે છે

ફતેહ અને તે કેમ મેળવવી અને શ્રીમંતાઈ કેમ સંપાદન કરવી વિગેરે બાબતોથી ભરપૂર બીજા પ્રકારનું સાહિત્ય સાહિત્યના અભ્યાસી લોકોથી, પ્રગટકર્તાઓ માટે મહા મૂલ્ય લઈ અનેક પૃષ્ઠો ભરી લખાય છે અને એ રીતે સારા અને અતિ સુંદર અનુવાદ બહાર પડ્યા છે પણ તેઓ અનુભવ સિદ્ધ સત્યતાનો આવિર્ભાવ પોતાના પુસ્તકમાં ઉત્પન્ન કરી શક્યા છે એમ કહી શકાશે નહિ

હેલેન વીલ્મેન્સ.

દુનીઆમાં સર્વે જીવો સુખ મેળવવાની ઇચ્છા રાખે છે વિપત્તિપર વિજય કેમ થાય એવો વિચાર સ્વાભાવિક રીતે દરેકને આવે છે જન્મ પામનાર દરેક જીવમાં એવો કોઈપણ નહિ હોય કે જેને દુઃખ કે વિપત્તિનો અનુભવ થયો નહિ હોય અનેક પ્રકારની ચિંતાઓ થઈ ન હોય, અને અનેક પ્રકારના વ્યાધિઓ અને ઉપાધીઓનો અનુભવ લેવો પડ્યો ન હોય ગરીબ કોઈ શ્રીમંતને જોતાં, પોતાના દુઃખને માટે બળાપો કરે છે જ્યારે શ્રીમંત તે ગરીબના સુખ સાથે પોતાનું દુઃખ અદલ બદલ કરવા ચાહે છે એ બન્નેમાંથી કોઈ પણ સુખી નથી એ ખરેખરી બીના છે પણ અજાણતા બન્ને જણા એકેકના સુખની ઇચ્છા કરે છે અને પોતાના દુઃખ માટે અનેક વખત એકાંતમાં આંસુ પાડે છે આવે વખતે દરેકને વિપત્તિ પર વિજય કેમ મળે તે વિષે અનેક વિચાર આવે છે અને તે માટે અનેક પ્રયત્નો પણ કરવામાં આવે છે પણ મોટે ભાગે તેઓને તેમાં કદાચજ ફતેહ મળે છે

તેનુ કોઇ કારણ હોવુ જોઇએ અને છેજ પણ ઘણાઓ એવીજ શંકા દ્રઢપણે ધરાવે છે કે જે કાંઇ બને છે તેમા મનુષ્યનો કોઇ ઉપાયજ નથી અને કોઈ અદ્રશ્ય શક્તિ જેમ કરે છે તેમ બને છે તેથી કોઇ પણ પ્રયત્ન વિજય મેળવવા કરવો નકામો છે એજ શંકા દુખનુ તેમજ સુખનુ મૂળ છે પણ જો એ શંકાનુ નિવારણ કરવા માટે કાંઈ પણ પૂરૂષાર્થ નહિ કરવામા આવે તો સુખને બદલે દુખજ ચાલુ રહેશે ઘણા ફતેહમંદ શ્રીમંત તેમજ સંપત્તિ મેળવનાર મનુષ્યોના જીવન વૃતાંતો તમે તેમના જેવા સુખી થવા માટે વાચ્યા હશે પણ તેમાથી તમને સુખનુ મૂળ નહિ મળવાથી તમે વધુ શંકાશિળ બન્યા હશો તે છતા જણાવવાની જરૂર છે કે સુખી થવાના નિયમો ઘણાઓ અજાણતા પાળે છે અને પરિણામે નાનપણમા દુખી છતા મોટપણે સુખ મેળવી શકે છે જો તેઓના જીવન વૃતાંતો યોગ્ય રીતે લખાયા હોય તો તેમાથી ઘણુ શીખવાનુ તથા સુખ મેળવવાનુ જડી આવે એ પણ નિઃસંશય છે, પણ તેવા વૃતાંતો કવચજ મળી આવે છે એ કારણથી કંટાળી ગયેલા દુખીજનો માટે તેમજ નરી ગરીબાઇના સખ્ત પંજામાથી છુટી સુખ મેળવવા ઇચ્છા રાખનાર માટે તેમજ જે દરેક સ્ત્રી પુરૂષ મહેનત કરી તે મહેનતના પરિમાણમા ફળ મેળવી શક્યા ન હોય તેઓ માટે તેમજ જેઓ દુખમા ચાલુ રીબાતા હોય તેઓ માટે, તેમજ મહેનત કરી સુખી થવાની ઇચ્છા છતા તેમને કાંઇપણ કામમા ઉપયોગી બનાવવાની ઇચ્છા બીજાઓને ન હોવાથી જેઓનુ દુખ દૂર થયુ ન હોય તેઓ માટે તેમજ જેઓ ચાલુ જમાનાની નાઇક કેળવણી લઇ પોતાના મગજ તથા જ્ઞાનનો ઉપયોગ કરવા ઇચ્છા ધરાવવા છતા તે ઇચ્છા પૂર્ણ કરી શક્યા ન હોય તેઓ માટે તેમજ તેઓ કે જેઓ આ વાચતી વખતે પણ હમણાની સ્થિતિ કરતા વધુ ઉંચી સ્થિતિ મેળવવા ઇચ્છા ધરાવે છે તેઓ માટે તેમજ તેઓ કે જેઓ ન ધારેલી સંપત્તિ તથા સમૃદ્ધિ મેળવવા ઇચ્છા રાખે છે તેઓ માટે આ લેખ તથા હવે પછીના લેખ છે અને જો તેથી તેઓને થોડો પણ લાભ મળશે તો લખનારને સંતોષ થશે

એક કવી કહે છે કે, ખરી રીતે જોઇએ તો વિપત્તિ શું ચીજ છે તે જણાતું નથી, કેમકે તે મનનો કલ્પેલ એક વિકાર છે. એક બાળક, કોઈ રાજકુમારના જેવાં વસ્ત્ર, અલંકાર કે વાહનની ઇચ્છા કરે અને તે ન મળવાથી તે દુઃખી થઇ મનમાં ખેદ લાવે કે " મારા જેવો કોઈ દુઃખી નથી, " તે બાળકબુદ્ધિ છે, કેમકે તેજ બાળક જ્યારે પુખ્ત ઉમ્મરનો થશે ત્યારે જાણશે કે " તે ભૂલ હતીઃ એમાં દુઃખ શું હતું ? " એજ રીતે જેમ જેમ વિદ્વતા વધતી જાય છે, તેમ તેમ અનુભવ થાય છે કે " વિપત્તિ કાંઇ પદાર્થજ નથી, પણ મનની રચના માત્ર છે."

બાલ ભારત નામનુ અપૂર્વ કાવ્ય રચનાર અમર કવી એક ઠેકાણે લખે છે કે, "ખેદરૂપી ઝેરથી મોહિત ન થાઓ અને ધૈર્ય રાખો જેઓ વિપત્તિઓથી નહિ બ્હીતા ધૈર્ય રાખે છે તેઓજ ધીર પુરુષો ગણાય છે." છતા હજારોની ઉથલપાથલ કરનારા, સેંકડો પર હકુમત ચલાવનારા, તેમજ બીજાઓને અનેક રીતે દુ ખ આપી આનંદ લેનારા, પોતા ઉપર જરા સરખુ દુઃખ આવી પડતા ગભરાઇ જાય છે, એ નવાઇ છે. તેઓ પોતાની હકુમતના ચઢતીના સમયે બીજાઓને દુઃખ દેતાં બ્હીતા નથી, પણ પોતાની દુ ખી અવસ્થા વખતે ઇશ્વરની પ્રાર્થના કરવા મંડી પડે છે, તેમજ બીજાને પણ પોતાને માટે તેમ કરવા વિનવે છે, અને રડે છે, એ ઘણી વખત આપણી પણ નજરે પડે છે

પડતાં તે માટે બળાપો કરતાં નથી. તેઓ સમજે છે કે કોઇ પણ ચીજ ને સુખ આપનારી કે દુઃખ આપનારી ગણવામાં મનુષ્યનું મનજ મુખ્ય કારણ છે,-મનજ એક ચીજની પરિસીમા બાંધી, તે સુખમય હોવા છતાં તેને દુઃખમય મનાવે છે,-અને બીજી ચીજ દુઃખમય હોવા છતાં તેને સુખમય ગણે છે. એથી વધી કેટલાક મ્હાત્માઓ તો વિપત્તિ કે દુઃખને સુખ કરતાં વધુ સારાં ગણી તેનીજ માગણી ઇશ્વર પાસે કરે છે, અને તેના કારણમાં એવું જણાવે છે કે સુખના સમયમાં ઇશ્વરની તથા પોતાના આત્માની યાદ ભૂલાઈ જતી હોવાથી, વધુ સારૂં એજ છે કે દુઃખમાંજ રહેવું અને જીવવું કે જેથી ઇશ્વર તેમજ પરમાત્માની યાદ, તેમજ પોતાના કર્તવ્યની યાદ ભૂલી જવાય નહિ. કેટલાકો વળી એમ પણ માને છે કે દુઃખ એ મનુષ્યનો સૌથી મોટો તથા સૌથી ઉત્તમ શિક્ષક છે, કે જે પોતાના હાથ નીચે શીખવા આવનાર દરેકને ઘણીજ ઉત્તમ રીતે કેળવી, એવું જ્ઞાન આપે છે કે જેથી તે શૂરવીર, ધૈર્યવાન, બુદ્ધિશાળી, ઉદાર, હિમ્મતવાન અને પ્રાક્રમી બને છે. દુઃખ એક એવો શિક્ષક છે કે જે વગર બોલાવ્યે, વગર માર્યે, વગર લખ્યે કે વગર પરિક્ષાએ દરેકને કેળવી તેને અગાઉ કરતાં જુદોજ જીવ બનાવે છે. એ કારણથી જેઓને આધિ, વ્યાધિ કે ઉપાધિથી ખમવું પડે તેઓએ એટલુંજ ધ્યાનમાં રાખવાનું છે કે એવા પ્રસંગે હિમ્મત રાખનારજ જીતે છે. બાયલા થનાર દરેકને તેના બાયલા થવા માટેની શિક્ષા થયા વગર નથી રહેતી. જેણે દુઃખ જોયું નથી કે અનુભવ્યું નથી તે અધુરો છે અને પૂર્ણ નથી. દુઃખથીજ મનુષ્ય ઘડાય છે અને હજારો તરેહની જુદી જુદી હોશ્યારીઓ શીખી અનેક કાર્યોમાં, તે મનુષ્ય લાયકાત ધરાવતો થાય છે. ચાલુ જમાનાનાં હૈયાત સ્ત્રી પુરૂષોમાં જેઓ મોટું માન અને લોકપ્રિયતા મેળવી શકયાં છે, તેમની પ્રથમની જીંદગીપર નજર કરતાં આ વાત કેટલી બધી સાચી છે તે સમજાયા વગર નહિ રહે. તેઓએ જેવાં દુઃખ પોતાની બાલ્યાવસ્થામાં તેમજ તે પછી ભોગવ્યાં છે તેનું વર્ણન ફક્ત સાંભળવાથી પણ આપણા ઉપર ચમત્કારિક અસર કરે છે.

સ્વર્ગવાસી ડૉક્ટર દાદાભાઈ ઓનરેબલ મી૦ ગોખલે, ઓનરેબલ સર ફીરોજશાહ મહેતા અને હૈયાત મહાત્મા ગાંધી વિગેરેના જીવન વૃત્તાંતો આ બાબતની સાક્ષીરૂપ છે જો એ મહાપુરૂષોએ દુઃખથી ડરી, પોતાના કર્તવ્યને ભૂલી જવામા ડહાપણ માન્યુ હોત તો તેઓ હાલમાં જેટલા પુજ્ય મનાય છે તે મનાત નહિ અને પોતાની હૈયાતિમા જે માન મેળવ્યુ હતુ તે મેળવી શકત નહિ શ્રી રામ શ્રી કૃષ્ણ પાંડવો બુદ્ધ મહાવિર ઇસુ ખ્રીસ્ત નબી સાહેબ મહમદ વિગેરે, મહા પુરૂષોના જીવને પણ દુઃખથી જ ભરપૂર હતા એ દુઃખો-દુઃખ ખમવાની ટેવેજ-તેમને મહા પુરૂષ બનાવ્યા હતા દુઃખ એ અગ્નિરૂપ છે જે મનુષ્યરૂપી સુવર્ણને તપાવે છે અને જે તેમા કુતેહમ નિવડે છે તેને મોટપના સુવર્ણ તરીકે બધાના પ્યારા બનાવે છે જેણે સોગ્યના સુવર્ણરૂપે દુનીઆમા રહેવુ હોય તેણે દુઃખથી ડરવાની જરૂર નથી પણ બહાદુર થવાની અને તેની સામે થવાની જરૂર છે

એ સંબંધમા મીસીસ હેલન વીલમેન્સ નામની અમેરીકાની એક બાઇએ પોતાના અનુભવ સિદ્ધ કેટલાંક પુસ્તકો રચ્યા છે જે ઘણાં જ ઉપયોગી છે એ પુસ્તકો વાચતા માલમ પડે છે કે સંજોગો કેટલીક વખત બળવાન છતા તેઓ કાંઈ એટલા બધા બળવાન નથી કે દરેક વખતે તેઓ બધા ઉપર વિજય મેળવે જે માણસ ... તથા મન ને ઓળખી શકે છે તે સંજોગો ઉપર પૂરૂષાર્થથી વિજય મેળવી શકે છે એટલુંજ નહિ પણ સંજોગોને પોતાની મરજી અનુસાર ચલાવી શકે છે

અસંતતિ-પછી તે દ્રવ્યની કે ભાવની ગમે તે પ્રકારની હો બે મોટા પાયાથી ઉપજ થાય છે એ બે મોટા પાયાઓ આ છે—(૧) માનવી એમજ ધારે છે કે ઉન્નતિએ પહોચવાનુ દરેક માટે કદી બની શકે નહિ અને તેથી સુખ બધા માટે અશક્ય છે અને (૨) બીજુ એ કે મનુષ્યને એ પણ ખબર નથી કે તે પોતેજ શ્રીમંત કે સુખી થવાની સત્તા ધરાવે છે, અને ઘણી વખત પોતાની મરજી અનુસાર સંજોગો ફેરવી શકાય છે

દરેક મનુષ્યમા જન્મથીજ મોટે ભાગે "ભય"ના સસ્કારો પાડવામા આવ્યા હોય છે, અને એ "ભય"જ અવનતિનુ મૂળ છે એ ભયના પરિણામ. મનુષ્ય પોતાની ઉપર ઓછો ભરોસો રાખતો તેમજ બીજાઓનો ડર રાખતો થાય છે જો માણસ એ ભયને ભૂલી જઇ પોતાની મહાન શક્તિનો જાણકાર થાય તો અમુક વખતે તે પોતાની ઇચ્છાનુસાર સજોગોપર તેમજ વિપત્તિપર જય મેળવી શકે છે એ નિસશય છે

મીસીસ હેલેન વીલમેન્સ પોતાના "A Conquest of Povert y" "ગરીબાઇપર વિજય" એ નામક પુસ્તકમા પોતાનો અનુભવ દર્શાવતા જણાવે છે કે 'હુ પણ શરૂઆતમા ગરીબ હતી. પણ જ્યારે શ્રીમત થવાનો મૂળ પાયો શુ છે, તે મને ખબર પડી તથા તે પાયાને કબજામા લેવાનો ઉપાય મને હાથ લાગ્યો ત્યારથી મારી હાલત ફેરવાઇ અને હમણા હુ સુખી છુ અને મને મારી ઇચ્છાનુસાર સપત્તિ તેમજ સમૃદ્ધિ મળી આવે છે જે વખતે હુ ગરીબ હતી અને જે વખતે હુ વિપત્તિમા દુખેની હતી ત્યારે હુ મારા જેવુ દુખી, આ દુનીઆમા કોઇ નહી હશે એમજ હુ ધારતી હતી, અને બીજા ઓને માગપર સત્તા ભોગવનાર, તેમજ હુ પોતાને તેઓની તાબેદાર ગણતી આજ ધારણા મારા દુખના પાયારૂપ હતી મારૂ દુખ આટલે થીજ અટક્યુ હોત તો ઠીક હતુ પણ દરેક પળે ખાના માટે, બીજે પૈસો ક્યાથી આવશે, તેની મને ચિતા થતી "પૈસા" "પૈસા" મારા મગજમા રમી રહેતા અને તેનાજ વિચારમા હુ તેન અહોનિશ ધ્યાન ધરતી સુતા, ઉઠતા, કે બેસતા મને પૈસાનાજ વિચાર આવતા અને ઘણીક વખત તેના વિચારમા હુ રડતી ખરૂ કહુ તો, મને પાછળથી માલમ પડયુ તેમ, મનની કલ્પના સિવાય, બીજુ કાઈ પણ મારા દુખનુ મૂળ નહતુ મારી શક્તિઓ માટે, તેમજ મારા માટે વણા- ઓએ એવા નાસીપાસી ભર્યા વચન કાઢયા હતા કે હુ પોતે પણ મને કોઇ કમનસીબ માનવી ગણી, બીજાઓને મારા કરતા વધુ નસીબવાન

ગણતી અને તે વિચારની અસત્યતા નક્કી કરવા સબબ ધર્મ કાંઈ પણ તજવીજ કરવા મને વિચાર સરખો પણ આવતો ન હતો. ખરેખર એજ ભૂલથી મારૂં ઘણું દુખ ઉત્પન્ન થયું હતું 'ક્રીડ' અથવા "ર' મારા વિચારોના પાયારૂપ હતા અને તેથીજ હું ધારતી હતી કે મારી કેળવણી મારૂં દુખ ઘટાડવાને બદલે વધારતા હતા

પણ આખરે મારી અક્કલ અને બુદ્ધિ જાગૃત થવા લાગ્યા તે જાગૃત થતા પ્રથમ શરૂઆતમાં ધર્મની બાબતમા અને તે પછી દુનીઆની બાબતમા મે કાંઇક નવુંજ અનુભવ્યું અને મારા હૃદયમા નવો પ્રકાશ પ્રગટ્યો. સંકોચ ભરેલા વિચારો, મે, જ્ઞાન જાગૃત થતાજ છોડી દીધા અને તર્ક અને અક્કલનો ઉપયોગ કરતા મને માલમ પડ્યું કે માણસ પોતે પોતાનુ નસીબ બનાવવાને શક્તિવાન છે, તેમજ તે એકલો ઉભો રહી શકે છે જેમ જેમ મારા હૃદયમા રહેલી શક્તિનો હું ઉપયોગ કરતી ગઇ તેમ તેમ મારી બીક ઓછી થતી ગઈ અને અગાઉની અંધકાર રૂપી ઈચ્છાને મેં તે હવે નવા પ્રકાશ તળે જગ્યા લીધી

---

# પ્રકરણ ૨ જું.

## વિજયી હેલેન વિલ્મેન્સનું આત્મવૃતાંત.

The heights by great men, reached and kept,
Were not attained by sudden flight,
But they, while their companions slept,
Were toiling upwards in the night,
Standing on what too long we bore,
With shoulders bent and down cast eyes
We may discern—unseen before—
A path to higher destinies
Nor deem the irrevocable past
As wholly wasted, wholly vain,
If rising on its wrecks at last,
To something nobler we attain

**ભાવાર્થ**—મહાન આત્માઓ ઉન્નતિને જે શીખરે પહોંચ્યા હતા તે કાંઈ અકસ્માતિક બનાવ ન હતો જે વખતે તેમના મિત્રો રાત્રિની મીઠી નીંદ લેતા હતા તે વખતે તેઓ, જે બોજાઓ આપણે આપણા ખભા ઉપર આંખો નીચી રાખીને ઉપાડયા હતા, તે દૂર કરવા માટે જાગૃત રહીને, સખત મેહનત કરતા હતા

ભૂતકાળના નહિ ફેરવી શકાય એવા બનાવોના ખંડીએરો ઉપર ચઢીને જો આપણે કાંઈક પણ વધુ ઉન્નતિ કરનાર તત્વ શોધી કાઢી શકીએ તો, અગાઉ નહિ જણાયેલો આગળ વધારનારો માર્ગ, આપણને મળી આવશે, અને તેથી માલમ પડશે કે, ભૂતકાળમા જે વખત ગુમાયેલો ગણાતો હતો, તે સર્વાંશે ગુમાયો ન હતો.

*The best of the flesh the best of the eyes and the pride of life, do draw us to the love of the world but the pains and misseries that do justly follow them cause a hatred of the world and a lothsomeness there f*

*THOS. A KEMPIS*

ભાવાર્થ—ઉત્તમ આશાઓ ઉત્તમ અવલોકન શક્તિ અને શ્રેષ્ઠ જીંદગીની મગરૂરી, આપણને, સૃષ્ટિ સુખ ભોગવવા લલચાવે છે પણ તેની પાછળ જે દુઃખો તથા મુશ્કેલીઓ વાજબી રીતે આવે છે તે સૃષ્ટિ તરફ તિરસ્કાર ઉત્પન્ન કરે છે અને પરિણામ દુનીઆપર કંટાળો આવે છે

થોમસ એ. કીમ્પીસ.



મીસીસ હેલન વિલ્મેન્સ આગળ લખતા જણાવે છે કે 'મારો ધણી ખરેખર રંગીલા મનુષ્ય હતા અને એની ફેશનેબલ ગુજરાન કરતા હતા. દેશની મહેનતુ રાજ્યનીતિ તથા દેશના દ્રવ્યના થતા ગેર ઉપયોગ એ બે સબબોના કારણે અમારી હાલત દરરોજ વધુ તંગ થતી ગઇ અને અમે દેવામા ડુબતા ગયા, અમારા ઘરની દરેકે દરેક ચીજ—બગીચા—ઘર—અને રાંધવાના વાસણો પણ અમે ગીરો મુકી ખાધા અને પછી વેચી પણ ખાધા. ઘરમા જ્યારે કોઇપણ એવી વસ્તુ રહી નહિ કે જે વેચીને અનાજ લાવી શકાય, ત્યારે મારૂં ઘર છોડી હુ બીજે ગામ જવા તૈયાર થઇ અને પાંચ માઇલ દૂર આવેલા એક ગામમા જવાનો મે વિચાર કર્યો. તે વખતની મારી લાગણીઓ અને વિચારોની કલ્પના કોઇને પણ આવી શકે એમ નથી. દુનીઆથી તજાએલી, ભીખારીની હાલતે, પૈસા તથા ખોરાક વગરની દયાજનક સ્થિતિમા મારા જેવી દુખી કોઇપણ નહિ હશે એમ મે ધાર્યું? મારી પાસે એક પાઇ પણ ન હતી તેમજ ભવિષ્યમા પણ તે મેળવી શકાશે કે નહિ તે માટે કોઇ [illegible] હતી નહિ. વિસ વર્ષ સુધી મે ખેડુતનુ કામ કર્યું હતુ

ને તેમા ફતેહ ન મળવા પછી ભીખારી હાલતે બીજા ગામમા જઈ, નવુ કામ મેળવવા હુ આશા રાખતી હતી નિશાસાપર નિશાસા હર પળે મારા મુખમાથી નીકળતા હતા, અને "મારૂ શુ થશે?" "હુ કેવી અભાગણી" એવા ઉદગારો હૃદયમાથી બ્હાર પડતા હતા

"શા વિચારથી અને શી આશાથી બીજે ગામ જવા મે વિચાર કર્યો તે હજી પણ મને સમજી શકાયુ નથી, જો કે એટલુ તો નક્કીજ છે કે હરપળે મારૂ હૃદય મને તેમ કરવા કહેતુ શહેરમા કેવી રીતે કામ મેળવવુ? કેમ રહેવુ? કેમ બોલવુ? મોટાઓ સાથે કેવી રીતે પ્રસગ પાડવો? વીગેરે બાબતથી હુ તદ્દન અજાણી હતી અને તે વિષે માહીતિ ન હોવાથી હૃદયમા ભીતિની લાગણી ઉત્પન્ન થતી હતી તે છતા ખેડુતની અવસ્થામા મને એટલી બધી નિરાશી ઉત્પન્ન થઇ હતી કે, તે જીદગી ગમે તે ભોગે છોડી નવી જીદગીમા જોડાવા મે નક્કી વિચાર કર્યો તે દિવસનો વિચાર કરતા, હમણા જે વિચારો મને આવે છે, તે સાથે સરખાવતા, મોટો ફરક માલમ પડે છે એ વખતે હુ એમજ ધારતી હતી કે મારા જેવી કમનસીબ કોઇ નહશે દુનીઆમા ઘણાંકને ગાડીઘોડે ફરતા, હજારોપર હુકમ કરતા, કરોડોનો વેપાર કરતા અને અયશ આરામમા મગ્ન રહતા જોઇ હુ તેમના જેવી ન હતી તે માટે મનમા બહુ બળતી અને તેઓથી ઉલટી રીતે હુ દુખી કેમ હતી તે હુ સમજી શકતી નહતી

"તે છતા હૃદય કહેતુ હતુ કે તારે આગળ વધવુ હોય તો શહેર તરફ જવુ જોઇએ અને તારૂ ગામ છોડવુ જોઇએ મારામા શુ શુ શક્તિઓ હતી તે વિષે મને તે વખતે જરાપણ માહીતિ ન હતી, અને તે વખતના વિચારો જ્યારે મને યાદ આવે છે ત્યારે મને મારી તે વખતની મૂર્ખાઇ ઉપર હસવુ આવે છે તે વખતે પણ મારામા અનેક શક્તિઓ (ગુપ્ત) હતી એ નક્કી છે, પણ તે સબધમા હુ પોતેજ અજાણ હતી. તે છતા મારૂ હૃદય મને બીજા ગામ તરફ

જ્યાં રેખા કરતું હતું અને તેથીજ મે માર્ગ ગામ છોડવાનો નિશ્ચય કર્યો એજ વિચારે માન આપનાથી હું જે સ્થિતિમાં હમણાં છું તે મને પ્રાપ્ત થઇ છે

" તે માટે તમો દરેકને જ જાણવાની મને જરૂર જણાય છે કે દરેકમાં અનંત શક્તિઓ છે અને જો તે ખીલવવાને મન પર લેવામાં આવે તો તેથી દરેકને કાંઇપણ શક વગર ફાયદો થશેજ જો માટે ઇચ્છા થાય છે તે દરેક કાર્ય કરવાની તેમાં શક્તિ હોય છે

આથી પાસેના ગામમાં પહોચવાનાજ—એ ગામમાં મને ઘણા સાથે પીછાણ હતી—એક ઓળખીતા માણસ પાસે મે રૂ ૧૦ માગ્યા કે જેથી હું આગળ મુસાફરી કરી શકું તેણે તે આપવા ના પાડી અને એક પછી બીજાને બીજા પછી ત્રીજાને મે પૈસા માટે આજીજીથી કહ્યું પણ દરેકે મને નાજ કહી ના કહેવાનો સબબ તેઓની ગરીબાઇનો તેમજ અવિશ્વાસનો હતો તેઓ સઘળા ગરીબ હતા અને જેઓ શ્રીમંત હતા તેઓની હું દેવાદાર હોવાથી તેઓની પાસે હું કાંઇ માગી શકી નહિ રાતે નવ વાગ્યા પણ હું એકથી બીજે ઠેકાણે આથડતી હતી તે પછી આખરે તે ગામના એક મોચીને ત્યાં જઇ પૈસા માગવાનો મને વિચાર આવ્યો રાત્રિના દશ કલાકે તેના બારણાં મે ઠોક્યાં ને મોચીએ અજાયબીમાં પોતાના ઘરના બારણાં ખોલ્યાં તેને મે જણાવ્યું કે મારા કહેવાતા મિત્રોએ મને એક પાઇ પણ ધીરવા ના પાડી હતી અને તેથી છેલ્લી ઘડીએ મદદ માગવા તેની પાસે આવવાની જરૂર પડી હતી જો તે પૈસા ધીરે તો નજદિકના શહેરમાં જઇ કાંઇ કામ કરી પૈસા પેદા કરી તેનું દેવું વાળી આપવા મે તેને જણાવ્યું આટલુંજ કહેતા તે મોચી ઘરમાં ગયો અને દસ રૂપીઆ લઇ આવ્યો આખા દિવસમાં એ મોચી પાસે પૈસા માગવા જવા મને જરા પણ વિચાર આવ્યો ન હતો કેમકે મને એમ લાગતું હતું કે તે મને નહિ આપશે પણ રાત્રે મને એમજ લાગ્યું કે તે મને પૈસા

આપશેજ, અને માગવા જતાં તે પૈસા મને મળ્યા. દસ રૂપીઆ મળતાંજ હું શહેરમાં જવા નીકળી અને મારા મનમાં કાંઇક નવીન લાગણી ઉત્પન્ન થઈ. મારૂં હૃદય મને કહેતું હતું કે 'ખેડુતની જીંદગીમાં કરજદાર રહી તારે જીવવાનું સર્જાયલું નથી, અને તેથી તું શહેરમાં જા અને જેમ બીજાઓ સુખી થયા તેમ તું પણ સુખી થશે, પણ શહેર પાસે આવતાં સુધીમાં તો દસમાંથી સાત રૂપીઆ ખર્ચાઇ ગયા હતા, અને તેથી મને ભવિષ્ય માટે પાછી ચિંતા થવા લાગી. વિચારની અસર મનપર કેવી થાય છે, તેની સાબીતી હમણા પણ મળી. વેપાર રોજગારથી ગાજી રહેલાં શહેરમા ફરવા જતાં અનરની ચિંતાના સબબે મને કાંઇજ ગમ્યું નહિ, અને તે શહેરમાં નહિ આવી હોત તો સારૂ થાત એવો વિચાર ઉત્પન્ન થયો એક ધર્મશાળામા જ્યાં સુવા માટે ગોઠવણ કરીને બીજે દિવસે રહેવા માટેની એક જગ્યા મેં ભાડે લીધી મારી પાસે હવે ફકત એકજ રૂપીઓ રહ્યો હતો ખાવાને માટે એ દિવસમાં ખર્ચ કરતા મારા સઘળાં નાણા વપરાઇ ગયા અને મારી પાસે એક પાઈ પણ રહી નહિ

"ત્રણ દિવસ સુધી નોકરીની શોધમા હુ ઘણી રખડી અને તે વખત દરમ્યાન મને ખાવાને પણ કાઇ મળ્યુ નહિ "શુ કરવુ," "શું કરવું," એજ વિચારો મારા હૃદયમાં ઉત્પન્ન થતા હતા. આખરે વર્તમાનપત્રોની ઓફીસોમાં નોકરી મેળવવા મે ફાંફાં મારવા માંડ્યાં. મોત અને જીવિત વચ્ચેની છેલ્લી લડાઇ હમણા ચાલતી હતી, અને કાઇપણ કામ કરવું, એજ મારો મક્કમ વિચાર હતો. શહેરમાં કેટલાક શ્રીમંતો મારા સગાં હતાં, તે છતાં તેમને મળવા મને ઇચ્છા થઇ નહિ. છાપાઓમાં નોકરી માટે જાહેર ખબર આવતી તે હું વાંચતી, અને મને મનમાં એમ થતુ કે હું પણ કોઈ ઠેકાણે કલાર્ક કે રસોઇઆ તરીકે ચાલી શકું એમ છે. પણ મન તેવું કામ કરવા ના પાડતુ. આખરે મારો વિચાર છાપામાં લેખક તરીકે લખવાની નોકરી મેળવ-

બીજા માનવિઓ માફક "મહાન" કેમ નહિ થઇ શકું ? આત્માની શક્તિ સ્ફુરવાથી તે પણ બની શકશે હું વિચારમાં પડી. વધુ મનન કરતાં જણાયું કે દુનીઆનો દરેક માનવિ "મહાન" થવાની શક્તિ ધરાવે છે, પણ તે માટે તેને પ્રબળ ઇચ્છા થવી જોઇએ જે રીતે એક નાના બીજમાંથી મોટું ઝાડ, તેની ડાખળીઓ અને પાંદડા પણ પ્રગટ થઇ શકે છે, તેજ રીતે, એક આત્મામાંથી હજારો શક્તિઓ ઇચ્છાનુસાર પ્રગટી, હજારો કાર્ય કરી શક છે આ વિચાર પોતાની મેળેજ મનમા ઉત્પન્ન થયો હતો, અને તેના પ્રભાવે મારી દ્રષ્ટિ ખુલતા, મારી હાલતમા મોટો ફેરફાર થઈ ગયો"

## The first study of mankind is man

*Pope*

માણસ એ એક નાની દુનીઆ છે દરેક મનુષ્ય એક નાની દુનીઆ રૂપે કામ કરે છે અને તે પોતાની ઇચ્છાનુસાર વિચાર કરવાની તેમજ કાર્ય કરવાની શક્તિ ધરાવે છે, એટલુ જ નહિ પણ તે પોતાના નસીબનો બનાવનાર થઇશકે છે. આમ બનવામા જે મુશ્કેલી છે તે એકજ છે મનુષ્ય પોતે પોતાનેજ ઓળખતો નથી તે પોતાની શક્તિથી બેખબર છે

## Man ! Know Thyself

મનુષ્ય ! તુ પોતાને ઓળખ ! એ શબ્દો એજ• કારણથી દરેક ફીલસુફના મોંહામાથી પોતાના ઓછા જ્ઞાની મધુ માટે નીકળે છે જે માણસ પોતાને ઓળખી શક છે, તે પોતાના પ્રભુને પણ ઓળખી શક છે, કેમકે સૌથી મોટી ઇચ્છા જો કોઈ પણ મનુષ્યમા હોય તો તે એ છે કે પરમેશ્વરને-પોતાના આત્માને-ઓળખવો અને તેને મેળવી પરમ આનંદની પ્રાપ્તિ કરવી એજ કારણથી તે પરમેશ્વરને સર્વ શક્તિમાન ગણે છે, અને પોતે પણ તેવોજ શક્તિમાન થવા ઇચ્છા કરે છે.

"મને બીજી નોકરી તરતજ મળી અને મારી ખાત્રી થઇ કે મનુષ્ય જો પ્રબળ ઇચ્છાવાળો હોય તો, પોતાની ઇચ્છાનુસાર તે દરેક કાર્ય કરી શકે

છે એવું એમ નીકળી ગયા અને 'મહાન' થવાનો મારો વિચાર તે દરમ્યાન વધુ અને વધુ દૃઢ થતો ગયો એક વખતે મારો લખેલો એક વિષય (Article) મારા પત્રના અધિપતિએ વખોડી કાઢયો અને મારા મનમા એક નવોજ વિચાર ઉત્પન્ન થયો મને વિચાર આવ્યો કે મે લખેલા વિષયને બીજા માણસ વખોડી કાઢયો હતો તે શુ યોગ્ય હતુ ? તેને મારો વિષય વખોડી કાઢવાનો શુ હક હતો ? બીજા મનુષ્યો—નોકરો—ના મગજ ઉપર કાબુ રાખવાનો તેમજ તેમના હાથે પોતાનીજ ઇચ્છાનુસાર લેખ લખાવવા શક્તિ ધરાવતા હોય એ બની શકે કેમકે બીજાઓ પોતાના શરીરને તેમજ મગજને તેના તાબામા આપવા તૈયાર હતા, પણ મારા મગજપર કે મારા મગજે સુચવેલી આરટીકલ (Article) પર પોતાનો કાબુ રાખવાનો બીજાને શું હક હતો ? આ વિચાર આવતાજ એક સ્વતંત્ર વર્તમાનપત્ર કાઢવા મે નક્કી કર્યું કહેવાનુ તાત્પર્ય એ છે કે જેમ જેમ મને પોતામા વિશ્વાસ વધતો ગયો તેમ તેમ મારી હાલત સુધરતી ગઇ

"એક ચીજ હુ કરી શકીશ' એમ જો કોઇ ખરા દિલથી—હૃદયથી—માને છે તો તે કરી શકે છે, અને જો એ વિચાર વિરૂદ્ધના વિચારને ઉત્પન્ન થવાનો વખત પણ આપવામા આવે નહિ તો એ નક્કી સમજજો કે એવો એક પણ પદાર્થ દુનીઆમા નથી કે જે કોઇને અટકાવી શકે

'બીજા મનુષ્યો દુનીઆમા સારી સ્થિતિએ પહોચી નથી શકતા તેનો સબબ એજ છે કે તેઓ પોતાની સ્થિતિમા સુધારો વધારો કરવા પ્રયત્નજ કરતા નથી તમે પુછશો કે "પોતાની શક્તિપર વિશ્વાસ કેવી રીતે રખાય ?' તેનો જવાબ એજ છે કે "તમારી શક્તિમા અમુક હદમા ઓછો વધતો વિશ્વાસ રાખવાનુ તમે પોતેજ નક્કી કરી શકો એમ છે એ માટે નાના કામોમા તમે શરૂઆતમા પોતાની શક્તિમા વિશ્વાસ મુકતા શીખો અને થોડા વખત પછી મોટા કાર્યોમાં પણ તમે દૃઢ વિશ્વાસ રાખતા થશો

"દુનીઆમાં હજારો પ્રકારના, જુદી જુદી જાતના મનુષ્યો જોવામાં આવે છે, જેઓ જુદી જુદી વિદ્યાઓ, હુન્નરો અને કળાઓનો અભ્યાસ કરવામાં મોટું માન સમજે છે એવા જુદી જુદી વિદ્યાના અભ્યાસીઓ પોતાના વિચાર અનુસાર, જુદી જુદી વિદ્યાઓ બીજી અમુક વિદ્યાઓ કરતા વધુ ચઢતી છે એમ માને છે એનાઓના વિચારો સત્ય છે કે કેમ તેની તકરારમા નહિ ઉતરતાં એટલું તો ખાત્રીથી કહી શકાશે કે "પોતાને ઓળખવાનો," (To know the self) અભ્યાસ બીજા સર્વે અભ્યાસોમાં પ્રથમ દરજ્જો ધરાવે છે, એટલુંજ નહિ પણ એ વિદ્યાના અભ્યાસીઓ થોડા વખતમાં બીજી બધી વિદ્યાઓનું જ્ઞાન મેળવી શકે છે એ વિદ્યાનો અભ્યાસી પોતાને તેમજ પોતાની શકિતને ઓળખતો હોવાથી, પોતાની શક્તિ અનુસાર વગર બ્હીક-માન, અપમાન કે વિજયના ખ્યાલ વગર-કાર્ય હાથ ધરે છે, અને પોતાની ઈચ્છાનુસાર પરિણામ લાવે છે તેના પોતાના શિવાય તેને "ના" કહેનાર કોઇ નથી અને દરેક કામમાં ફતેહ મેળવવા માટે તે બરોબર વિચાર તુલના કરે છે, કેમકે કાર્યની શરૂઆતજ કાર્યના વિચાર સાથે થાય છે

"જે માણસ બીજાની નોકરી કરી પેટ ભરવા ઇચ્છા રાખે છે, તે આખો દિવસ બીજા માટે કામ કરે છે અને તેને વિચાર કરવાની જરૂર નથી તેનો અધિકારી તેને માટે વિચાર કરે છે અને તે વિચાર અનુસાર તે નોકર ચાલે છે, અને તેમ લાંબો વખત ચાલુ રહેતા તેનું મગજ ખવાઈ જવાથી, તે વિચાર કરવાની શકિત ગુમાવી દે છે

"મનુષ્યનું નામ સાર્થક કરવા ઇચ્છનારે પોતાની શકિત પોતાના અધિકારીને વેચી નાખનાર નોકર માફક વર્તન રાખવાની જરૂર નથી દુનીઆ અને તેનું શાશ્વતપણું વગર મેહનતે સારી રીતે કાયમ રહે તે માટે જરૂરનું છે કે બુદ્ધિશાળી મનુષ્યોએ નવા નવા વિચારો કરી,

દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવ અનુસાર, દરેક કાર્યમા સુધારો કરવો જે મનુષ્યો એ વિચારમા શંકા લાવે છે, તેઓ એ વાત ભૂલી જાય છે કે પુખ્ત વિચાર કરી બીજાઓ માટે ઉલટોક મેહનત કરનારાને તેમની મેહનત કરતા પણ વધુ બદલો, અવસ્થા પરિપક્વ થતા મળે છેજ, કેમકે જ્યારે તેઓ બીજાઓ માટે મેહનત કરતા હોય છે ત્યારે તેઓ નવુ નવુ જાણી પરિપક્વ વિચારના થાય છે, અને તેમા સંપૂર્ણ થતાજ બીજાઓને પાછળ મુકી આગળ જાય છે પૈસાના ગુલામો જ્યા સુધી મગજનો ઉપયોગ કરતા નથી ત્યા સુધી જેવીને તેવીજ સ્થિતિમા રહે છે આપણા મજુરો અને સામાન્ય નોકરોની સ્થિતિ આવીજ છે તેઓ દિવસના રોજે અથવા મહિનાના નાના પગારે નોકરી કરે છે અને જે મળે છે તે પેટ ભરવા માટેજ છે એટલુજ માત્ર સમજે છે. આવા માણસોની હાલત કયાથી સુધરે ?

'સ્વ' અથવા 'પોતાને" ઓળખવાનુ જ્ઞાન જ્યા સુધી મનુષ્યને મળ્યુ નથી ત્યા સુધી તે ઉચી પાયરીએ કે આબાદ સ્થિતિએ પહોચી શકતો નથી સત્ય કહીએ તો માણસની ચઢતીની શરૂઆત એ જ્ઞાન ઉત્પન્ન થવાની સાથેજ થાય છે એ જ્ઞાન આત્મામાજ છે અને તે બહાર નિકળવા હરપળે ઉછાળા મારે છે, પણ જો તેને બહાર નીકળવાનો માર્ગ ન આપવામા આવે તો, અને તેને દાબી દેવામા આવે તો, ઉચ સ્થિતિ કયાથી પ્રાપ્ત થાય ? ઘણાઓ તો પોતાના આત્મામા રહેલું આ તત્વથી અજાણ હોય છે અને તેથીજ તેઓની હાલત કંગાળ રહે છે જો તેઓને એ આત્મનનુ જ્ઞાન થાય તો તેઓ પોતાની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરેજ અને તેવો પ્રયત્ન પૂર્ણ ઉમંગથી થતા તેની પગ નવાની સેડી તુરી જાય છે, અને તે વિપત્તિ પર વિજય મેળવી આગળ વધે છે

---



## પ્રકરણ ૩ જું.

## વિચાર બળનું પરિણામ.

The Most powerful forces in the universe are the silent forces and in accordance with the intensity of its power does a force become beneficent when rightly directed, and destructive when wrongly directed This is common knowledge in regard to the mechanical forces, such as steam electricity &c, but few have yet learned to apply this knowledge to the realm of mind, where the thought forces are continually being generated and sent forth as currents of salvation or destruction

*JAMES ALLEN*

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ અનુસાર, દરેક કાર્યમાં સુધારો કરવો. જે મનુષ્યો એ વિચારમાં શંકા લાવે છે, તેઓ એ વાત ભૂલી જાય છે કે પુખ્ત વિચાર કરી બીજાઓ માટે જીવતોડ મેહનત કરનારાને તેમની મેહનત કરતાં પણ વધુ બદલો, અવસ્થા પરિપક્વ થતાં મળે છેજ, કેમકે જ્યારે તેઓ બીજાઓ માટે મેહનત કરતાં હોય છે ત્યારે તેઓ નવું નવું જાણી, પરિપક્વ વિચારના થાય છે, અને તેમાં સંપૂર્ણ થતાંજ બીજાઓને પાછળ મુકી આગળ જાય છે. પૈસાના ગુલામો જ્યાં સુધી મગજનો ઉપયોગ કરતાં નથી, ત્યાં સુધી જેવીને તેવીજ સ્થિતિમાં રહે છે. આપણા મજુરો અને સામાન્ય નોકરોની સ્થિતિ આવીજ છે. તેઓ દિવસના રોજે અથવા મહિનાના નાના પગારે નોકરી કરે છે અને જે મળે છે, તે પેટ ભરવા માટેજ છે એટલુંજ માત્ર સમજે છે. આવા માણસોની હાલત ક્યાંથી સુધરે ?



# પ્રકરણ ૩ જું.

## વિચાર બળનું પરિણામ.

The Most powerful forces in the universe are the silent forces: and in accordance with the intensity of its power does a force become beneficent when rightly directed, and destructive when wrongly directed. This is common knowledge in regard to the mechanical forces, such as steam, electricity &c., but few have yet learned to apply this knowledge to the realm of mind, where the thought forces are continually being generated and sent forth as currents of salvation or destruction.

*JAMES ALLEN.*

**ભાવાર્થ**—બ્રહ્માંડમાં સૌથી વધુ બળવાન જે શક્તિઓ છે તે શાંત શક્તિઓ છે. જે વેગના પ્રમાણમાં એ શક્તિઓનો ઉપયોગ યોગ્ય રીતે કરવામાં આવે છે, તે પ્રમાણમા તે લાભ આપે છે, અને જે વેગના પ્રમાણમાં તેનો ખોટો ઉપયોગ કરવામાં આવે છે, તે પ્રમાણમાં તે નાશકારક નીવડે છે. વરાળ, વિજળી વગેરે યાંત્રિક બળોના સંબંધમાં એ બીના તો સામાન્ય રીતે મળી હતી, પણ જે મનોરાજ્યમાંથી હરેક પળે તારણ કરે એવા પ્રવાહો ઉત્પન્ન કરીને બહાર મોકલવામાં આવે છે,

"હું મારા ભાડાના ઘરમાં પાછી ફરી, જ્યાં ઘરની મોલેબન... વ્હેલાં આવવાનો સબબ પુછતાં સત્ય બાબત મેં તેને કહી. એ વાત તેણે સાંભળી કે તેણે વિચાર કર્યો કે મારા જેવાં ગરીબને તેના ઘરમાં વધુ વખત રાખવું સલામતિ ભર્યું ન હતું. હું થોડો વખત પછી "સ્વ અને "સ્વત્વ"ના વિષય ઉપર એક લેખ લખવા બેઠી ને તે પૂરો કરી ગઈ નહિ, એટલામાં ઘરધણીએ આવી મારી સ્થિતિ વિશે ખુલાસો પુછ્યો. મેં સાચી વાત જણાવી દીધી અને મારો લેખ પણ વાંચી સંભળાવ્યો. જેમ જેમ હું લેખ વાંચતી ગઇ તેમ તેમ તેના ઉપર

ઘણીજ સારી અસર થતી ગઇ અને તેના ચ્હેરા પર આનંદ પ્રકાશતો મે જોયો. લેખની અધવચે આવી પહોંચતા, ઘરની માલેકના રોમે રોમ ઉભા થતા હોય એવી અસર તેને થઇ, અને લેખ પૂરો થતા તેણે મને કહ્યુ "તમે આવુ ઉત્તમ લખી શકો છો તેની મને ખબર ન હતી હવે મને ખાત્રી થઇ કે તમારી રોટલી પેદા કરવાની શક્તિ તમારામાં છે આ લેખ તેમજ નવુ પત્ર પ્રગટ કરવા માટે નાણાની વ્યવસ્થા બીજે કોઇ પણ ઠેકાણે કરવાની જરૂર નથી મારી પાસે વિસ હજાર રૂપીઆ છે તે એ કામો માટેજ તમને આપવા તૈયાર છુ. તેની મદદ સ્વીકારતા હુ જરા લજવાઇ પણ તરતજ મે તેની માગણી સ્વીકારી નહિ અને તેને ત્યા તેના ઘણા આગ્રહથી જમવા માટે કબુલ થઇ તે પછી તે મારી ઘણીજ સારી સંભાળ કરતી દિવસે દિવસે સંજોગો ફરવાના ગયા અને નસીબ કહો કે સ્વત્વની મારી પીછાણ કહો ગમે તે કહો–ઘણાએ મને નાણા ધીરવા માટે માગણી કરવા લાગ્યા મે તે લેવા ના કહી અને મારૂ વર્તમાનપત્ર છાપવા એક લીથોગ્રાફ પ્રેસ તૈયાર કરી મારા પહેલા પત્રની ૨૦૦૦ નકલો તૈયાર છાપવાની ગોઠવણ કરી અને છપાયા બાદ ટપાલ મારફતે તે જુદા જુદા માણસોપર મોકલી થોડા વખત બાદ મારાપર પત્રના લવા જમ તરીકે સેંકડો રૂપીઆ આવવા લાગ્યા અને પરતંત્રતાનો ચંદ્ર અસ્ત પામી સ્વતંત્રતાનો સૂર્ય ઉગતો મને દેખાયો

જે દિવસે રૂ ૧।। સાથે મે મારી છેલ્લી નોકરી છોડી હતી તેજ દિવસથી સ્વતંત્રતાના સૂર્યનો પ્રકાશ મારે માટે ઝળકવા લાગ્યો હતો જેમ જેમ મારી સ્થિતિ સુધરતી ગઇ તેમ તેમ હુ મારા મનની સ્થિતિની સરખામણી બાહ્ય પદાર્થો સાથે કરવા લાગી અને પરિણામે મને માલમ પડયુ કે મનની ઉત્પત્તિ–આકર્ષણ શક્તિ સાથે બાહ્ય પદાર્થોને ઘાડા સંબંધ હોવોજ જોઇએ મારી ખાત્રી થઇ કે "વિચારજ પોતાના સબંધમા આવતા પદાર્થો અનુસાર અને પોતાના વિચાર બળના પ્રમાણના સારૂ નરસુ ફળ લાવી શકે છે માણસ

જેવું પોતાને માટે ધારે છે, તેવુંજ તે પોતાને માટે કરે છે. વધારે સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો મનુષ્ય જેવા જેવા વિચારો કરે છે, તેવાજ વિચારને અનુસરતો આકાર થાય છે, અને તેવાજ સંજોગો પણ ઉત્પન્ન થાય છે.

"આ સત્ય સાધારણ બુદ્ધિથી સમજાય એમ નથી. દરેક માણસે નિઃપક્ષપાતપણે પોતાની કિમ્મત આકતા શીખવું જોઇએ. તેણે માત્ર બીજા માણસો સાથેજ નહિ, પણ બીજાં પશુ, પક્ષિ, પ્રાણી અને પદાર્થો સાથે પણ પોતાની સરખામણી કરતા, તથા તે ઉપરથી શીખામણ લેતા શીખવુ જોઇએ. તેણે એ બાબતની ખાત્રી રાખવાની જરૂર છે કે મનુષ્ય બધાનો સર્વોપરી થવાને સરજાયલો છે અને સર્વે કાળની ચીજો ઉપર કાબુ ધરાવવાની તેની શક્તિ છે. આ વિચારો કેટલાકને આકાશ પુષ્પવત્ લાગશે પણ તે છતાં તે સત્ય છે. પોતાની શક્તિ ઉપર વિશ્વાસ બેસવા શિવાય માણસ ફતેહ મેળવી શકતોજ નથી. ઇતિહાસ આ બાબતની સાક્ષીમા અનેક દૃષ્ટાંતો પૂરા પાડી શકે એમ છે.

"દરેક મનુષ્યની ચઢતીની શરૂઆત વિચાર સાથેજ થાય છે. મેં પણ ઉત્તમ રીતે વિચાર કરવો શરૂ કર્યો અને તેનુ પરિણામ એ આવ્યુ કે મારી સ્થિતિ ફેરવાઇ ગઇ

"એવુ ઘણાકો કહે છે કે 'દુનિઆનો હરેક માર્ગ સત્ય તરફ દોરે છે.' મારી અવસ્થા એ પ્રમાણેજ થઈ. વિચાર બળ સંબંધમાં મેં કેટલોક અભ્યાસ કરવા માંડયો અને તેમ કરતાં મને વિશ્વાસ ઉત્પન્ન થયો કે વિચાર બળના પ્રભાવે દરેક માણસ દુનીઆમાં ઉત્તમમાં ઉત્તમ તેમજ ખરાબમાં ખરાબ ચીજ કરવાની શક્તિ મેળવી શકે છે, દુનીઆની છુપી વાતો જાણી શકે છે, દરેક વિદ્યામાં પ્રવિણતા મેળવી શકે છે અને અનેક ચમત્કારો કરી શકે છે.

"કેટલાક ફીલસુફો—તત્ત્વવેત્તાઓ—અને વિચારકો એવું જણાવે છે કે, આ દુનીઆ અસાર છે, દુનીઆ જુઠી છે, દુનીઆ માયારૂપ

છે અને તેથી કોઈ પણ મનુષ્યે તેમાં ન ફસાવું. આ પ્રસંગમાં પોતાને ભૂલી જઈ પોતાને પણ અજ્ઞાન અને અસમર્થ માનવો જોઈએ. વિચાર બળથી આ વખતે મને ખબર પડી કે એ વિચાર તદ્દન ખોટો હતો અને ખરી બાબત તદ્દન જુદી જ હતી. એ પછી વધુ દૃઢતાથી-મારા આત્માને-મારા અસ્તિત્વને વધારવાને હું બનતું ઉત્સુક બની ગયો. "હું-મારો આત્મા-મને હરપળે કહેતો હતો કે 'તારામાં અનંત શક્તિ છે જે ઈશ્વરની શક્તિઓ જેટલીજ બળવાન છે તું તેનો ઉપયોગ કર્તા શીખ.' જ્યારે એ વિચાર મારા મનમાં દૃઢ થયો ત્યારે મારી અશક્તિની બેડીઓ તડાક તુટી ગઈ અને 'અશક્તી' મને છોડી જતી હોય એમ મને લાગ્યું. એ વિચારની અસર ફેફસા પર પણ થઈ અને મારી શ્વાસ લેવાની શક્તિ વધી અને હું વધુ બળથી દમ લેવા લાગ્યો. વળી જેમ જેમ મારી શ્વાસ લેવાની શક્તિ સુધરતી ગઈ તેમ તેમ મારા શરીરમાં પણ સુધારો થતો ગયો.

મજબુત અને દૃઢ વિચારોથી જ, જુદા જુદા પ્રકારના પરિણામો આવે છે. સારા વિચારો સારા અને નિરાશાના વિચારો ખરાબ પરિણામ લાવે છે. તમે એ માટે તમારા હૃદય સાથે દરપળે વિચાર કરો અને તેમ કરતાં એવા દૃઢ વિચારોને તમારા મનમાં કેળવો કે તમારી ઉન્નતિના વિચારો કરવાને તમને હક છે તેમજ શક્તિ છે. હરપળે તમો કહો કે હું દરેક ચીજ કરવાની શક્તિ ધરાવું છું, અને તેમ બને તે માટે ઇચ્છા રાખું છું. એ શબ્દોને તેમજ તેના અર્થને તમારે રગ રગે કેળવો. થોડા વખતમાં તમારામાં ફેરફાર થતો તમો જણાશે અને તમારી ઇચ્છા પાર પડવાના સંજોગો જન્મ પામતા તમે જોશો. પૈસા મેળવવાની વૃત્તિ રાખનારે પૈસાની ઇચ્છા કરવી જોઈએ. ખરૂં છે કે કાંઈ કરવાથીજ પૈસા મળે છે પણ એ કરવાની શક્તિ અથવા તે પહેલાં કરવાની ઇચ્છા ઉત્પન્ન થવી જોઈએ. ઇચ્છા દૃઢ થતાંજ કામ કરવાની શક્તિ આવશે. તાત્પર્ય એ છે કે દૃઢ 1
વિચારજ એ કરવાની શક્તિનો સૌથી મજબૂત અને વિશાળ પાયો છે.

વિચારજ દુનીઆને સ્થાયી રાખનાર પાયો છે, જે મનુષ્યને પહેલાં મજબૂત બનાવવાનું કાર્ય કરે છે, અને તે બાદ એ મજબૂત માણસ દુનીઆને સ્થાયી રાખવામાં મુખ્ય ભાગ લે છે.

"જે દિવસથી મે છાપખાનાની નોકરી છોડી, તે દિવસથી ગરીબાઇ અને બ્હીક મને કોઇપણ પળે આવી નથી, જે વર્તમાનપત્ર મે મારા વિચાર બળના પ્રભાવે કાઢ્યું, તેનાથી મારૂ નસીબ ફરી ગયુ, એમ હુ નથી કહેતી, પણ તે પત્ર જન્મ પામ્યા બાદ, ગરીબાઇની કંગાળીયતથી મને કદીપણ ખમવુ પડયુ નથી એ વાત સત્ય છે. એ વિચાર બળના પ્રતાપે મારા પ્રાણેશ્વરને થયેલ બ્હીના રોગ ઉપર હુ ફતેહ મેળવી શકી હતી, કેમકે એ દુખની ઘડીએજ મને શીખવ્યુ કે વિચાર બળ રોગ ઉપર પણ સત્તા ધરાવે છે. મારા પતિની દુઃખી અવસ્થાએ ફકત મારે માટેજ નહિ પણ આખી દુનીઆના લાભ માટે એક નવો ખ્રીસ્તાઇ રસ્તો ખોલ્યો હતો આ જ્ઞાનથીજ વિચાર બળ પર હૃદયની શક્તિ પર વિશ્વાસ રાખતા અમે શીખ્યા, અને તે પછી અને એ પણ સમજાયુ કે એ વિચાર બળ એક વિદ્યા હતી, જે જુદા જુદા અનુક્રમે શીખવાની દરેક માણસમા શક્તિ છે મારા પતિનુ દરદ સાફ કર્યા બાદ, હૃદયે મને વિચાર બળ પર એક પુસ્તક લખવા પ્રેરણા કરી અને મે તે લખ્યુ તે વખતે તે છપાવવા માટે પૈસા ન હોવાથી, 'પુસ્તકની નકલ ઉતારવા જે કોઇ ઇચ્છા ધરાવશે, તેને તે માટે રૂ ૨૫) આપવા પડશે' એવી જાહેર ખબર મે છપાવી તે સાથે મે ઇચ્છા કરી કે મારી પાસે હજારો રૂપીઆ આવવા જોઇએ તેમજ બન્યુ અને હજારો રૂપ્યા, તે ચોપડીની નકલ ઉતારવા માટે મારી ઉપર આવવા લાગ્યા

મીસીસ હેલેન વિલ્મેન્સ આગળ લખતા જણાવે છે કે "મારી ચોપડીની નકલ ઉતારવા માટે મને હજારો રૂપીઆ મળ્યા અને તેમાંથી મેં જુદી જુદી મીલકતો ખરીદી, મોટા મોટા મકાનો

બંધાવ્યા, અને મારૂં છાપખાનું પણ વસાવ્યું. બ્હીકની સામે આ તે પૂરું જય મેળવી પોતાની શક્તિનો સંપૂર્ણ વિશ્વાસ ધરાવતાં થયાં પછીજ આ પરિણામ આવ્યું હતું અને તે માટે શક્તિની ખાત્રીને જ ખરેખર માન ઘટે છે

"આ વખાણ વાંચતાં કોઈ કહેશે કે તમારા જેવા મગજ ધરાવનારા તથા પોતાની શક્તિ ઓળખનારા મનુષ્યો સાધારણ રીતે દુનીઆમાં નજરે પડતા નથી સામાન્ય રીતે તો એથી ઉલટીજ કીસમના મનુષ્યો નજરે પડે છે, અને તેથી તમારો દાખલો તો અપવાદ રૂપેજ માની શકાય તમારા મગજમાં પૈસા હતા અને તે કાંઈ દરેકના મગજમાં હોતા નથી

' આવા ટીકાકારોનું કહેવું સત્ય હોય એવું હું નથી માનતી મારા વૃત્તાંતનો શરૂઆતનો ભાગ જોતાં જણાશે કે બીજાઓની માફક નાનપણમાં હું મને કમઅક્કલ અને કમનસીબવાળી ધારતી હતી. એટલુંજ નહિ પણ બીજાઓ મારાપર હુકમ કરવાને સરજાયલા છે એમ હું માનતી હતી તે છતાં એ પણ કહેવાની જરૂર છે કે મને આવા વિચારો આવતા હતા તે સમયે પણ મારા હૃદયમાં તેજ રૂપે પ્રકાશ રૂપે જ્વાળારૂપે—એવા વિચારો ઉત્પન્ન થતા હતા કે જેના પ્રભાવે હૃદય જોર કરીને કહેતું હતું કે એ માન્યતા ભૂલ ભરેલી છે એજ તેજથી—એજ હૃદયના પ્રકાશથી—મારી શક્તિની કીંમત આંકતાં હું શીખી અને તેથીજ મારૂં તારણ થયું

"જે મારા સંબંધમાં બન્યું તે બીજાને માટે પણ બની શકે એમ છે જે મારે માટે ખરૂં છે તે બીજા માટે પણ ખરૂં હોઈ શકે

"ઉપરના ફકરાઓમાં લખેલી વિગતો સાથે દરેક મનુષ્યની જીંદગીની સરખામણી કરવામાં આવશે તો તે પણ તેવીજ જણાશે

"દરેક શરીરમાં એક એવો આત્મા રહેલો છે કે જેની ઉંડાણમાં ઉતરી, તેની સાથે એકભાવના રાખવાથી દરેક મનુષ્ય વધુ શક્તિવાન બની પોતાને પાણીદાર—પુરૂષાર્થી—મર્દાન—કરી શકે છે

"તમે શું એ હૃદયતેજનો અનુભવ કર્યો નથી? કોઇ અમુક કાર્ય વખતે તમારા હૃદયમાં અમુક પ્રકારની વિરૂદ્ધ અથવા અનુકુળ લાગણી ઉત્પન્ન થાય છે. કેટલીક વખત અમુક કાર્ય કરવા તમને ઇચ્છા હોય છે, તે છતાં તમારૂં હૃદય તેમ કરવા તમને ના કહે છે. ઘણીક વખત તમારા હૃદયના "ના" કહેવા છતાં, કાંઇ કાર્ય કરવાથી તેનુ પરિણામ વીપરિત આવે છે એ પણ અનુભવ સિદ્ધ બીના છે. એજ હૃદયતેજ છેઃ એજ પારસમણિ છે.

"આ લખવાનો સબબ એ છે કે આ લખાણ વાંચનાર જાણી શકે કે ખંતથી, મોટા ડુંગરો પણ નાના ટેકરા મિશાલ સહેલા થઇ શકે છે, અને મોટી મૂશ્કેલી પણ દૂર કરી શકાય છે. ખંતથીજ કામ કરવાને સબબે મેં પણ મૂશ્કેલીઓ ઉપર જય મેળવ્યો હતો. મારી અડચણો ધીમે ધીમે દૂર થઈ હતી. પહેલાં મારાપર મને વિશ્વાસ નહતો, અને તેથીજ હું દુખી થઇ. પણ પછીથી મારાપર મને વિશ્વાસ આવતાં મને માલમ પડયું કે મારા પોતાનામાંજ અનંત શકિતઓ રહેલી છે. જે મારા સંબંધમાં સત્ય છે, તે બીજા માટે પણ સત્યજ છે અને તેથીજ હું કહું છું કે ખંત રાખવાથી તમારી મૂશ્કેલીઓ પણ દૂર થશેજ. દુઃખમાં ડુબેલા હે માનવિઓ! ગરીબાઇથી દૂર નાસવા ઇચ્છતા હે મનુષ્યો! પૈસા વગર ટળવળતા હે નરવિરો! દુઃખમાંજ જન્મ પર્યંત રહેવાનું છે, એવું માનનાર હે નસિબવાદિઓ! આત્મિક શકિતથી અજ્ઞાન રહેતા હે અજ્ઞાન વિરો! સુખની શાંતિ માગનાર હે દુઃખીજનો! પોતાની દુઃખી બંધુ બહેનોને સુખી કરવા ઇચ્છતા હે દયાળુ બંધુવર્ગ! પોતાની કોમનું તારણ કરવા ઇચ્છનાર હે કોમાભીમાનીઓ! પોતાના દેશનો ઉદ્ધાર કરવા ઇચ્છતા હે દેશાભિમાનીઓ! વિચાર કરો અને તમારી શકિતઓને ઓળખી પુરૂષાર્થી બનો! દુઃખ દેખી નાસો નહિ!! પણ તેની સામે થાઓ! દુઃખના વિચારને દૂર કરી, સુખનાજ વિચારને હૃદયમાં જગ્યા આપો-ખંત રાખો-ધૈર્ય રાખો અને યાદ રાખો કે ફતેહ તમારે માટેજ છે.

# પ્રકરણ ૪ થું.

## કલ્પ.

It is an inconsistent thing while all growth is through accumulation that society should place a ban upon the accumulation of wealth Wealth is as necessary to our existence as the air we breathe It is true that while we can manage to drag out meagre stinted lives, without much wealth still the lives we live are not in any way the live we desire We find ourselves in positions where our aspirations are shorn of their ascending power our condition does indeed become sordid simply because our faculties are tied down to a contemplation of the source from which our next meal is to come There is nothing that can belittle a human brain so rapidly as this

## પારસમણિ



મીસીસ ડંકન રીમેન્મ આગળ લખતા જણાવે છે કે – મારી જીંદગીનો મકસદ એ હતો કે મારો સંસાર ધણીજ હતો અને તેના પ્રેમમા મારી ઇચ્છાઓનો સંપૂર્ણ પ્રેમ હતો. મારા અંતઃકરણમા હું જ્યારે મરણના બાબ ઉપર વિચાર કરતી ત્યારે મને હર પળે એમજ થતુ હતુ કે મારા શબ્દો એ ભગવાન કિંતુ શ્રીમાન હતા, જે મિસ્તાને તો વાને આ પૃથ્વીમા કોઇપણ શક્તિ પ્રગટતુ નથી પૈસા–દ્રવ્ય–સિવાય બીજી બાબતોના વિચારમા હું દુ ડદન રતી અને તેથી બીજા કામોમા ઓછી ફતેહ મળતી પણ પૈસો મેળવવાના સંબંધમા તો હું ખુબજ રહી અને તેથી તે બાબતમા મને નાસીપાસી મળતી નહિ ગરીબાઇ અને કંગાલીયત મેં અત્યંત ભોગવી હતી, અને તે વધુ ભોગવવા હું તૈયાર ન હતી મને રોગ આવે બુઢાપણ આવે અથવા બીજુ કોઇ દુખ આવે પણ મારાથી કંગાલીયતે તો દુરજ નાસવુ જોઇએ એજ હાલતને મારા અંતઃકરણના ઊંડાણનો અને દરેક રૂવાનો ટેકો હતો અને તેને તોડી પાડવાની શક્તિ દુનીઆમા બીજા કોઇની ન હતી

"વધુ પૈસા મળતા મનુષ્યો તેના ગુલામ થઇ જાય છે, અને દોલત એક પીડા સમાન થઈ પડે છે એવી મારી માન્યતા હતી અને તેથી મારા ખપ કરતા વધુ પૈસાની મને ઈચ્છા થતીજ નહિ."

"કેટલાક કહે છે કે દ્રવ્ય જેવી જડ વસ્તુનો મોહ મનુષ્યે ન લગાડતા ઇશ્વર પર તેણે ચીત્ત ચોટાડવુ જોઇએ, અને મોક્ષ મેળવવા-નીજ ઈચ્છા રાખવી જોઇએ આવુ કહેનારાઓ ભૂલી જાય છે કે દુની-આનુ અસ્તિત્વ તથા તેનો વધારો દ્રવ્યના સબબે છે અને તે નહિ હોય તો દુનીઆ ચાલેજ નહિ દ્રવ્ય ફક્ત પૈસાના રૂપમાજ નથી હોતુ તે અનાજ, ઘર, ખેતી વાડી વગેરે અને એવા બીજા અનેક રૂપમા હસ્તિ ધરાવે છે અને તેથી, દોલત તો મેળવવીજ જોઇએ, જે હવાના ઉપર આપણુ જીવન લટકેલુ રહે છે, તે હવા જેટલી અગત્યની છે, તેટલીજ અગત્યની ચીજ જો બીજી કોઈ હોય તો તે દોલત છે, ખરૂં છે કે પૈસાની દોલતને આપણે ખાઈ શકતા નથી અને તે વગર આપણે જીવી પણ શકીએ ખરૂ છે કે, કુતરા, બીલાડા, ગાય, વિગેરે પશુઓ દોલત એકઠી કર્યા વગર જીવી શકે છે ખરૂ છે કે હવામા ઉડતા પક્ષીઓ પણ દોલત વગર નિભાવ કરી શકે છે, પણ તેથી શુ આપણે પણ તેમના જેવુ જીવન ગાળી લેવાનુ ખરૂ કે? આપણી અને તેઓની જીંદગી જુદીજ જાતની છે જો કોઈપણ બાબતમા તેઓ સાથે આપણે મળતા થતા હોઇએ તો તે એકજ બાબત છે—તેને પણ આપણી માફક ખાવા જોઇએ છીએ પણ ખાવા શિવાયની બીજી કોઇપણ બાબતમા મનુષ્ય શિવાયના અન્ય જીવોથી આપણે જુદા પડીએ છીએ આપણે સુવા, બેસવા, ઉપયોગ કરવા, રહેવા પહેરવા, ઓઢવા ગાવા, વગાડવા માટે અનેક જરૂરીઆતો પડે છે, જેવી જરૂરીયાતો મનુષ્ય શિવાય બીજા કોઈ પણ જીવને પડતીજ નથી હવે જે મનુષ્ય દ્રવ્ય વગર જીવે છે, તેને જઇને પુછો કે 'જેવી સુખી જીંદગીની તે ઇચ્છા રાખે છે, તેવીજ તેની જીંદગી વર્તમાન કાળમા છે કે?' તેનો જવાબ તમને નકારમાજ મળશે

તેજ વગરના, તમાસ ગયેના, વિર્ય ખોઇ બેઠેલા, અમતાખાન મનુષ્ય બધુઓ ભલે થોડુ મેળવી જીવતા હોય, પણ તેઓ તે જીંદગી પસંદ કરતા તો નથીજ એ ગરીબો, રાત દિવસ કંગાલીજ અનુભવ્યા ગણે છે, કેમકે તેમની વાસનાઓ અને ઉચ્ચ કલ્પનાઓ પ્રેમ વગર તૃપ્ત થઈ શકતી નથીજ રાત દિવસ પૈસા વગર—હેરાન વગર—તેઓ ટળવળે છે, ઉંઘતા નથી ગભરે છે, અને રડે છે તેઓ કહે છે કે આવતી કાલે પૈસા વગર ખાવાનુ ક્યાથી મેળવશુ ? એજ વિચાર તેઓને જીવતા બાળી મુકે છે અને એજ વિચારમા તેઓની અનંત શક્તિઓ રોકાઇ જતી હોવાથી, તેઓ ઘણી બાબતોમા નાસીપાસી મેળવે છે તેઓ પૈસા મેળવવાને ઇચ્છા કરે છે, અને તેઓ પૈસાદાર થઇ શકે એમ છે દરેક ક્રિયા ચોક્કસ નિયમોને અનુસારજ થાય છે આ બાબતમા પણ તેમજ છે એ નિયમો જો કોઇ પણ મનુષ્ય સંપૂર્ણ રીતે જાણે તો આ દુની- આમા સારી રીતે સુખથી જીવી શકે, પણ દરેક મનુષ્ય એ નિયમો જાણ્યા તેમજ શીખ્યા પહેલા દોલતવાન થવાની ઇચ્છા રાખે છે અને પરિણામે નાસીપાસી મેળવે છે

'ડાક્ટર જેટલી સહેલાઇથી તબીબી વિદ્યાનો અભ્યાસ કરી તેમાં જ્ઞાન મેળવે છે, તેટલીજ સહેલાઇથી શ્રીમંત થવાના નિયમો શીખી શકાય છે તબીબી જ્ઞાન શારીરિક જ્ઞાન તથા રસાયણીક જ્ઞાન મેળવ્યા પછીજ પૂર્ણ રીતે મેળવી શકાય છે, પણ આ નિયમો તો તેથી ઓછી મહેનતે જાણી શકાય છે

'કેટલાક કહે છે કે મન કહે તે પ્રમાણે કરવાથીજ આપણને દરેક કાર્યમા ફતેહ મળી શકે છે આવુ કહેનારા કેટલેક અંશે ભૂલ કરે છે ઉપર જણાવ્યા પ્રમાણેના નિયમો શીખવામા, ધ્યાન અને બુદ્ધિનો પૂર્ણ ઉપયોગ કરવો પડે છે, અને જો તેમ કરવામા આવતુ નથી તો દોલતવાન થવાની ઇચ્છા ધરાવનારને નાસીપાસ થવુ પડે છેજ દરેક કાર્યનુ સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે અભ્યાસની જરૂર છે, અને તેથી કોઇએ

એવુ ન સમજવુ કે, દેવો માફક, એક વખતના વિચારથી કે કોશેશથી ફતેહ મળવીજ જોઇએ નહિ ! નહિ એ માટે પૂર્ણ મહેનત અને અભ્યાસની જેટલી જરૂર છે, તેટલીજ જરૂર આપણા મનમા જન્મ પામતી શક્તિઓની યોગ્યતા તપાસી, આપણા કાર્યને વળુ આપનામાં સમાયેની છે એ વખતે પૂરતી ધીરજ રાખવાની તથા લાંબો કાળ મહેનત કરવાની અને નામીપાસીના વખતે દ્રઢતા રાખતા શીખવાની જરૂર થોડી નથી

"આપણામા જે જે વિચારો ઉદ્ભવે છે, અથવા આપણે જે જે વિચારો કરીએ છીએ, તે તે વિચારો બહારની દુનીઆ સાથે સબધ ધરાવતા હોય છે આજ નિયમના સબબે, અસખ્યાત વર્ષોથી, મનુષ્યો "નસીબ" ઉપર વિશ્વાસ મુકતા આવ્યા છે આ નિયમના સબબેજ મનુષ્ય ધારે છે કે અમુક કાર્ય તરફ તેને કોઇ અણદીઠ શક્તિ દોરી જાય છે જ્યા સુધી ઉપલક દૃષ્ટિથી જોઇએ ત્યા સુધી તો એમજ દેખાય છે કે, અમુક કાર્ય તેની પોતાની પસદગીન નથી પણ તે કોઇ અણદીઠ શકિતનુ પરિણામ છે એ માન્યતા સર્વાશે ખરી નથી અણદીઠ શકિત કે નસીબને એ સાથે એકલો સબધ નથી દરેક માણસમાં તેની હમણાની સ્થિતિમા, પોતાની જાણ બહાર, એક એવુ ગુપ્ત તત્વ રહે છે કે, જે બહારની દુનીઆની તેવીજ બીજી વસ્તુઓ સાથે સબધ ધરાવતુ હોય છે, અને તેથી તે માણસ આકર્ષણના નિયમને અનુસરી, તેના તરફ ખેચાય છે

'ઉપર કહેલુ સત્ય સાધારણ નજરે દેખી શકાતુ નથી, પણ જ્યારે કોઇ ચોક્કસ બાબત ધ્યાનથી જોતામા આવે છે, ત્યારે તે ખુલ્લુ નજરે પડે છે કોઇ પણ દર્દ કે રોગનો ચાલુ વિચાર કરવાથી, તેના બાહ્ય દેખાવ આપણને યાદ આવે છે, અને વધુ ખુલાસાથી કહીએ તો રોગને પણ ઉત્પન્ન કરીએ છીએ પાપના ચાલુ વિચારો આપણને પાપ તરફ દોરી જાય છે, અને ગરીબાઇની હવા અને વાતાવરણ ગરીબાઇનેજ ખીચવે છે.

વિચારનું જોડાણ અમુક બાહ્ય ચીજો સાથે હોય છે, એટલુંજ નહિ પણ જ્યારે આપણે શારીરિક ઉચ્ચતાથી, માનસીક ઉચ્ચતાપર પહોંચીએ છીએ ત્યારે એજ વિચાર અમુક ચીજોને જન્મ આપવાની શક્તિ મેળવે છે. આ શક્તિ ઘણીજ અગત્યની ભરી છે, અને તેજ શક્તિ દોલત ઉત્પન્ન કરવાના પાયારૂપ છે.

“કોઇ પુછશે કે અમુક વિચારો તથા આચારોના સેવનથી મનુષ્ય સંપત્તિવાન થઇ શકે છે? જવાબ તેનો “હા”માં છે. જો મનુષ્ય દરેક કાર્યના કારણો તથા અસરના નિયમો બરાબર જાણી, તે પ્રમાણે વર્તે, તો તેમજ બને, અને તે વિચાર બળથીજ દોલત અને સંપત્તિને પેદા કરી શકે. આ બાબત સમજવી જો કે કઠણ છે, તે છતા તે એવી નથી કે જેને તે શોધવા ઇચ્છતા હોય, તેને માટે તે મુશ્કેલ હોય.

# પ્રકરણ ૫ મું.

## શ્રીમંત કેમ. થવાય?

Heaven exists within us in the faculties latent in the human brain, the superabundance of which no man has ever dreamed! The weakest man living has the powers of a God, folded within his organization, and they will remain folded until he learns to believe in their existence and tries to develop them.

*HELEN WILMANS*

ભાવાર્થ:—મનુષ્યના મગજમાં પ્રભુની અનંત શકિતનું ગુપ્ત સામર્થ્ય નિવાસસ્થાન કરી રહેલું છે, જેના અનંતપણાનો ખ્યાલ કોઈને સ્વપ્ને પણ આવ્યો નથી. સંસારમાં જીવન ગાળતાં નબળામાં નબળા મનુષ્યમાં, પ્રભુની અનંત શકિત રહેલી છે, જે તેની શરિર રચનામાં ગુપ્ત રીતે ગુંથાએલી રહે છે. જ્યાં સુધી તેની અનંત શક્તિની હસ્તિ વિષે મનુષ્ય માનતો પતો નથી, અને તે માન્યા બાદ તેની ખીલવણી કરવા કોશેષ કરતો નથી, ત્યા સુધી તે ગુપ્તપણે ગુંથાએલી રહેશે.

**હેલેન વીલ્મેન્સ.**



*મીસીસ હેલેન વીલ્મેન્સ આગળ લખતાં જણાવે છે કે "આ સંબંધમાં હું સઘળાને સમજાય એવી ભાષામાં કેટલીક વહેવારૂ બાબતો લખવા માગું છું. પણ તે કામ ઘણુંજ મુશ્કેલ છે, કેમકે જે મનુષ્યોપર હું એ સંબંધમાં અસર કરવા ઇચ્છું છું તેઓ 'પોતાનામાં કાંઇપણ શકિત નથી,' એવું માનનાર વર્ગના છે, અને તેથી તેઓ મારી વાતોપર વિશ્વાસ મુકશેજ નહિ. એ સબબે જ્યાંસુધી એવા વિચાર ધરાવનારાઓ આ વિષયના ઉંડાણમાં ઉતરી બારીક વિગતો મેળવવા પ્રયત્ન કરે નહિ ત્યાંસુધી તેઓને મનની—હૃદયની—શકિતઓ વિષે કેવી રીતે સમજ પાડવી, તે હું જાણતી નથી. તે છતાં જેઓને જાણવાની ઇચ્છા હોય, તેઓને માટે કેટલીક બાબતો હું ટુંકમાં જણાવીશ.

અને તે વિચારની છાપ તેઓ જે જે પદાર્થોના સંબંધમાં આવે છે, તેના ઉપર મૂકે છે. દુનિઆમાં સેવા કરતાં હજારો નોકરો, ચાકરો, ગુલામો અને બીજાઓ ઉપર નજર કરો. તેઓ પોતાના શેઠ માટે જીવતોડ મહેનત કરી પોતાના શેઠને શ્રીમંત બનાવે છે, પણ તેઓ પોતે તો જેવા ને તેવાજ રહે છે. એનો શું સબબ?

"સબબ એ છે કે, તેઓ પોતેજ પોતાના શેઠના જેવી બુદ્ધિ મેળવી તેની ખીલવણી કરવા કોઇક વખતજ પ્રયત્ન કરે છે, અને તેજ સબબે-તેઓની બુદ્ધિ ન ખીલવાના સબબે-તેઓ આખો જન્મારો જેવા ને તેવાજ રહે છે એથી ઉલટું જો તેઓ પોતાના શેઠ જેવી બુદ્ધિ મેળવી શકે છે, તો તેઓ તેનીજ સામે હરીફાઇમાં ઉતરી ફતેહ મેળવે છે, અને કોઇ વખત શેઠ કરતાં પણ સવાયા થાય છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે નોકર અને શેઠ બન્નેમા બુદ્ધિ તો છેજ, પણ એકમા તે છુપાયલી છે, અને બીજામાં તે ખીલેલી છે, અને જ્યારે તે એકને નિર્ધન રાખે છે, ત્યારે બીજાને તે શ્રીમંત બનાવે છે. જો એ છુપાએલી બુદ્ધિ-શક્તિ-ખીલવવામા આવે તો તે પેલા શેઠની બુદ્ધિ જેટલી ઉપયોગી થઈ પડે.

"પણ પોતાની શક્તિ તથા પોતાને ઓળખવાની બુદ્ધિ ખીલવવા શિવાય તથા પોતે બીજા જેવીજ બુદ્ધિ ધરાવી શકે એવી ખાત્રી ધરાવ્યા શિવાય, બીજી કેટલીક બાબતો જાણવાની જરૂર પણ ઓછી નથી. એ શિવાય દરેક શ્રીમંત થવા ઇચ્છનારે, શ્રીમંત કેમ થવાય તેના કાયદાઓ બારીકીથી સમજવા જોઇએ, કેમકે એ કાયદાઓ તેને જે પરિમાણમાં માલમ હોય છે, તેજ પરિમાણમાં તેને ફાયદો થાય છે. જો તે તે પૂર્ણ રીતે જાણે છે તો તેને પૂર્ણ ફાયદો થાય છે, અધૂરો જાણે છે તો થોડો ફાયદો થાય છે શ્રીમંત થવા ઇચ્છા રાખનાર દરેકે આ બાબત સારી રીતે જાણવીજ જોઇએ, કેમકે એ બાબતના જ્ઞાન તથા વિશ્વાસના મેળનથીજ તે શારીરિક આબાદી મેળવે છે. માલુમની અંદર

સુપ્રાપ્ય રહેલું સ્વર્ગ તે આજ છે. પોતાની અંદર રહેલી શક્તિઓનું જ્ઞાન મેળવવું તે અને તેને દુનીઆના પદાર્થો સાથે બંધ બેસ્તી રીતે ઉપયોગમાં મુકવું તે બાબ દુનીઆમાં આગળ વધવાને જે જે પગલું મેં ભર્યું હતું, તે મારા મગજમાં રહેલી ગેબી છુપી શક્તિ વિષે નવું જ્ઞાન મેળવ્યા પછીજ ભરાયું હતું. મેં પૈસા શોધ્યા નથી, પણ મને પોતાનેજ ઓળખવાને મેં પ્રયત્ન કર્યો છે હું જેવી રીતે મારી પોતાની શક્તિ માટે ખાત્રીવાન છું, તેટલીજ તમારી શક્તિઓ માટે પણ છું

"માણસ ધૂળમાં કે કાદવમાં રખડતા કીડાની સ્થિતિમાં રહેવા સરજાયેલો છે, એવું હું કદી માનતીજ નથી, પણ તેથી ઉલટીજ રીતે જેમ એક નાનું બીજ ભવિષ્યના મોટા ઝાડના તત્વો પોતાની અંદર ધરાવે છે, તેમ દરેક મનુષ્ય ભવિષ્યની ઉચ્ચ આબાદી તેમજ શક્તિના તત્વો પોતાની અંદર ધરાવે છે માણસ કાંઈ પણ કરવાને કે અમુક ચીજ કરવાને અશક્ત છે, એમ હું કહેતીજ નથી પણ તે સર્વ કરવાને શક્તિવાન છે, એમ હું કહું છું મારામાં તેમજ તમારામાં જે જે અપૂર્વ શક્તિઓ છે તેની મદદથી વર્તમાનકાળની તેમજ ભવિષ્યની આપણી આબાદી માટે મને ખાત્રી રહે છે, અને ભૂતકાળમાં જે કેટલીક ચીજો આપણાપર સત્તા ધરાવતી હતી તેઓ ઉપર આપણે પૂર્ણ સત્તા ધરાવતા થઈશું, એમ હું નક્કી માનું છું

"જે પ્રમાણમાં આ શક્તિ આપણી આગળ ગીતરવામાં આવે છે, તે પ્રમાણમાંજ આપણું કાર્ય સફળ થાય છે આપણું ભવિષ્ય, અમુક પ્રમાણમાં સારૂં થશે એવું ધારવાથી તે પ્રમાણમાં લાભ થાય છે આપણું ભવિષ્ય અમુક રીતે બગડશે એમ ધારતા, તેજ રીતે નુકશાન થાય છે આ સબંધમાં બારીક અવલોકન પછી નીચના સિદ્ધાંતો નક્કી કરવામાં આવ્યા છે –(૧) શારીરિક ગરીબાઇના વિચારો તેના વિચાર કરનારમાંથી શારીરિક ગરીબાઇને બાહ્ય રૂપે બહાર કાઢે છે અને તેની સાથે સબંધમાં આવતા બીજા બાહ્ય

પદાર્થોને પણ તેજ રૂપ આપે છે. (૨) શારીરિક શ્રીમંતાઇના વિચારો તેના વિચાર કરનારમાંથી શારીરિક શ્રીમંતાઇને બાહ્ય સ્વરૂપે જન્મ આપે છે, અને તેના સંબંધમાં આવતાં બીજા બાહ્ય પદાર્થો પણ તેજ રૂપ ધારણ કરે છે (૩) એજ રીતે પાપ, માંદગી અને બીજી દરેક બાબત માટે કહી શકાય.

"પણ મારા ગરીબ, દુખી અને કંગાલ ભાઇઓ પુછશે કે જ્યારે ઘરમાં ખાવા ન હોય ત્યારે ભૂખે પીડાઇને શરીર હાડપીંજર જેવું થઈ ગયું હોય, ત્યારે સ્ત્રી પોતાને માટે કપડા માંગતી હોય અને તેની પાસે પોતાનું શરીર ઢાંકવા વાસ્તે પણ પુરતું વસ્ત્ર ન હોય, જ્યારે એક રોટલાના ટુકડામાં, સ્ત્રી, પુત્ર અને એ સર્વેના દુનીઆઈ પાલણહારનું પોષણ કરવાનું હોય, જ્યારે બધાંજ ટાઢમાં થરથરતાં અને તડકામાં જળતાં હોય, ત્યારે શ્રીમંતાઇના, પેટ પૂરતું ખાવાનું મળવાના અને સુખના વિચારો ક્યાંથી આવે ? એ શું બની શકે એમ છે કે જ્યારે ચારે તરફ ગરીબાઈ દાંત કચકચાવી ઉભી હોય, ત્યારે શ્રીમંતાઇના વિચારો મગજમાં જગ્યા લે ? જન્મથી કંગાલીયતમાં રહેવા છતાં, અને ચાલુ પળે ગરીબાઇના દરિઆમાં ડુબકી મારવા છતાં તે પોતાના હૃદયને શાંત કરી, દોલત મળવાની આશાઓ ક્યાંથી બાંધે ? જ્યારે તે હરપળે મોત માંગતો હોય, જ્યારે તે પોતાના નસીબનો કદુવા દેતો હોય અને જ્યારે તે ભવિષ્યમાં શ્રીમંત થવાનું કાંઇ પણ ચિન્હ જોતો ન હોય, ત્યારે શું શ્રીમંતાઈના હવાઇ ખ્યાલોનો ચિતાર તે પોતાની આગળ દોરી શકે કે ?

એવા ગરીબ તેમજ દુઃખી બધુ માટે એકજ જવાબ છેઃ—જો તમારે દુઃખમાંથી નીકળી સુખમાં દાખલ થવું હોય, જો તમારે દુઃખને ઠેકાણે સુખ મેળવવું હોય, જો તમારે દરિદ્રતાને દૂર કરવી હોય, અને જો તમારે બીજાને પણ સુખી કરવા હોય તો આગળ જણાવેલા કાયદાને માન આપો. તમે તમારા પુરુષાર્થ, હક્ક અને તમારામાં રહેલી સર્વ શક્તિઓ

માટે નિરાશ ન થતાં ખાનદાન રહો અને સુખ તમને આનંદિત થશે એમ નહિ કરશો તો દુઃખ તમને દરિદ્રતામાં ડુબાડી દેશે. વધુ કામ અને વધુ પૈસા એક માણસની દુનિયાની ચાતુરી ગણવામાં કેટલોક વખત ઉપયોગી થઈ પડે એ બનવા જોગ છે, પણ ગમે તેટલા મોટા જથ્થામાં મળેલા પૈસાથી હૃદયની જે શ્રીમંતાઈ મળવી જોઈએ તે તો મળતીજ નથી, એ નક્કી છે. એ શ્રીમંતાઈ તો પોતાની હૃદયની શક્તિઓ જાણવાથી, તેમજ તે માટે ખાનદાન રહેવાથીજ મળી શકે છે. એ શ્રીમંતાઈનો પાયો બાહ્ય દોલતને બદલે હૃદયની શ્રીમંતાઈ ઉપર રચાયેલો છે અને તેનો નાશ કદી પણ થઈ શકતો નથી. ઘણા મિત્રો એમ કહે છે કે “અમે દરરોજ ધન્ય અને ફતેહ મળવા માટે વિચાર રાખીએ છીએ અને કંગાલીયતનું ચિત્ર અમે કાંઈ પણ વખત અમારા ધ્યાનમાં દોરતા નથી અને શ્રીમંતાઈના વિચાર અમે કરીએ છીએ, તે છતાં અમે ગરીબ કેમ છીએ?

“એવા મિત્રો માટે આનો ઉત્તર પૂરતો છે–તમારા ગેરસમજથી માનવું પડે છે કે તમે તમારા હૃદયમાં રહેતા સ્વર્ગીય રાજ્ય કે દોલતને ન ઓળખતા, બાહ્ય દોલતની દરરોજ ઇચ્છા કરો છો એ રીતિ ભૂલભરી છે. પહેલાં તમે બાહ્ય દોલત કે રાજ્ય વૈભવનો ખ્યાલ ન કરતા, તેને માટે તમારા હૃદયમાંજ શોધ કરો. જ્યારે એ દોલત તમને તમારા હૃદયમાં જડી આવશે ત્યારે બધી બાહ્ય દોલતો એ અંદરની દોલતની આસપાસ સેવામાં ઉભી રહેશે. તમે પહેલાં સત્યને મેળવવા માટે તથા તમારી અંદર ગુપ્ત રહેલી શક્તિઓ તમને માલમ પડે તે માટે તથા તેમને ખીલવવા માટે પ્રયત્ન કરો અને બાહ્ય દોલત એની મેળે હાજર થશેજ. એ પ્રયત્ન–પ્રયાસ–વિચારબળ–એક એવા ખ્યાલને જન્મ આપશે કે જે તમને કોઈ ઉમદા કાર્ય તરફ દોરી જશે. એ વખતે તમો જો તમારા હૃદયના અવાજને માન આપશો તો લાભ થશે.

મનુષ્યની અંદર રહેલા અનંત બળ તરફ બહુજ થોડા ધર્મ પંથો, તેમના અનુયાયીઓનું ધ્યાન ખેંચે છે. તેઓ મોટે ભાગે તેમને દુર્બળ,

કંગાલ અને પાપી મનાવે છે અને તેમની અનંત શકિતઓ વિષે તો કદાચજ સમજ પાડે છે. આથીજ મનુષ્ય મોટે ભાગે કંગાલ અને દુર્બળ રહે છે, અને નસીબ ઉપર આધાર રાખતો થાય છે. પણ તેઓએ પોતાની અંદર રહેલા "સ્વત્વ"–"હુ" ને ઓળખતાં શીખવાની જરૂર છે.

"ખેતરમાં ઉગતા સૂર્યમુખી ફુલ ઉપર નજર કરો. તમારી કે તમારા મિત્રની વાડીમાં ઉગતાં ગુલાબ કે બીજી જાતનાં ફુલ ઉપર નજર કરો. શું તેઓ મોટા મોટા બોજા ઉપાડે છે? શુ તેઓ મોટી ગણાતી મીલોમાં તૈયાર થયેલાં કપડાં પહેરવાથી ખુબસુરત દેખાય છે? ખ્યાલ કરો કે આખી પૃથ્વીમાં ચક્રવર્તી પદ ધરાવનાર પાદશાહ કે રાજા, કરોડોનો પોષાક પહેરે છે ને છતાં, તેના જેવી ખુબસુરતી ધરાવે છે? એ ફુલો દુનીઆને શું શીખવે છે? તે એમ શીખવે છે કે, "જેમ હું મારી ભવિષ્યની ખબસુરતી માટે સાગ (ફુલની) હૃદયમા શંકાને જગ્યા આપ્યા વગર આવી ખૂબસુરતીમાં ખીલુ છુ, તેમજ તમે પણ તમારે માટે શંકા ન રાખો અને તેમ થતા તમે પણ મારી (ફુલની) માફક ખીલશો."

આ અવનિપર એવા કેટલા મનુષ્યો છે કે જેઓ આ ફુલ માફક ખાત્રીવાળા હોય? ઘણાજ થોડા અને તેનો શું સબબ?

તેનો સબબ એજ કે તેઓ પોતાનેજ ઓળખતા નથી. જ્યારે તેઓ પોતાનેજ પીછાને નહિ ત્યારે તેઓ પોતાની શક્તિઓને પણ ક્યાંથી પીછાને અને તેવી સ્થિતિમા ઉમદા વિચારના પરિણામે ઉમદા અને અમીરી કાર્યો કયાથી કરે? તેઓ તો પોતાનેજ ભીખારી માને છે અને તેથી તેઓ ભીખારી રહે છે. તમે તેમ ના કરો! તમે આશાવંત રહો? તમે નાના નહિ પણ મોટા અને કીર્તિવંત થવાને સરજાયલા છો, અને તમે મોટા અને કીર્તિવંત થશોજ તમારા વિચારો પરિપક્વ થતાંજ તમે ઉત્તમ કાર્યો કરી શકશો.

ઘણાઓ એવી ઇચ્છા રાખે છે કે, શ્રીમંત થવા માટે એવા નિયમો બતાવો કે જેનું પાલન કરવાથી કોઈ પણ માનવિ શ્રીમંત થઈ શકે આ આશા સ્વાભાવિક છે, પણ તે ફળીભૂત કરવા હું તૈયાર નથી એવી ઇચ્છા રાખનારાઓ માટે આવા આવા હજારો નિબંધો લખવામાં આવે તો પણ તેથી તેઓને કાંઈ પણ ફાયદો થનાર નથી હું જે માર્ગ દેખાડી શકું છું તે ફક્ત એટલુંજ કે મનુષ્યના અંદર રહેલ શક્તિઓ સાથ વિચાર બળના જોડાણથી મનુષ્ય બાહ્ય બાબતો ઉપર મોટી અસર કરી શકે છે આટલું જાણ્યા બાદ તે જોઈ શકશે કે જેમ જેમ તેની પોતાની શક્તિઓ પરિપક્વ થતી જાય છે, તેમ તેમ બાહ્ય બાબતોપરનો તેનો કાબુ વધતો જાય છે અને વખત જતા તેનો કાબુ અનેક બાબતો ઉપર રહી શકે છે પણ એ માટે તેને પોતાનું હૃદય બળ મનોબળ-ખીલવવુંજ જોઈએ એ માટે એક સાધારણ દાખલોજ લઈએ એક માણસ આમાની ફેરીઓ ખાતો હોય છે તે વખતે કેટલીક માખીઓ તેના શરીરને વળગી પડે છે જો તે તેને ઉડાડવાનો વિચાર કરે છે તોજ તે તેને ઉડાડીને પીડાથી દૂર થઈ શકે છે પણ બીજા કેટલાક તેનાથી બીહે છે પણ ખરા! એવા પાછી પ્રકૃતિવાળા માણસોને માખીઓ છોડતીજ નથી અને તેઓ દુખીજ રહે છે

તમો તમને અશક્ત પાપી અને દુખી શું કરવા ધારો છો? જે મગજ તમને પોતાને અશક્ત પાપી અને ખરાબ મનાવે છે તેજ મગજ શું તમને સશક્ત સારા અને પુણ્યશાળી બનાવી નહિ શકે? ત્યારે એ ચોક્કસ માનો કે તમારામાજ તમને સારા મજબુત સશક્ત અને ઉમદા બનાવવાની શક્તિ છે અને એ વિચારને ખીલવી તેને અમલમાં પણ મુકો!

---

# પ્રકરણ ૬ ઠું.

## વિચાર-મોજાં.

Your thoughts are heaven above you,
Your thoughts are hell below
Bliss is not, except in thinking,
Torment nought but thought can know
Dwell in thought upon the grandest,
And the grandest you shall see,
Fix your mind upon the Highest,
And the highest you shall be

*JAMES ALLEN*

**ભાવાર્થઃ**—ઉપર સ્વર્ગ છે અને નીચે નર્ક છે, એ તમારા વિચારનુંજ રિણામ છે. તમારા વિચારોમાજ સુખ તેમજ દુઃખ છે . . . ....

ઉચ્ચામા ઉચા તત્વનો વિચાર કરો, અને તમને તે ઉચ્ચું તત્વ પ્રાપ્ત થશે. એકજ મહાન તત્વ ઉપરજ તમારૂ મન સ્થાપો, અને તમેજ મહાન થશો.

**જેમ્સ એલન.**



જે કોઈ વિચાર કરવામા આવે છે, તે દરેક વિચાર, તેના અસલ વિચાર કરનારે જે દૃઢતાના પ્રમાણમા તે વિચાર કર્યો હોય છે પ્રમાણમાં વિચારના હવાઇ મોજાંનુ રૂપ લઇ આગળ વધે છે, અને તેની રૂપ તેના વિચારકના જુસ્સા ઉપર આધાર રાખે છે, એટલુંજ નહિ ણ તે તેજ પ્રમાણમાં નજદિકના તેમજ દૂરના માણસોપર અસર કરે . આપણે દરેક પળે એવાં **વિચાર-મોજાં** બહાર પાડીએ છીએ, અને બીજાનાં **વિચાર-મોજાં** ગ્રહણ કરીએ છીએ. આ વિચારો માલૂમ રીતે અપાય છે તેમ લેવાય છે અને તે Telepathy ના **વિચાર-મોજાં** કરતાં જુદા છે. Telepathy-ટેલીપથીના પ્રયોગ ખતે જાણી જોઇને બન્ને પક્ષ તરફથી વિચારની આપલે થાય છે—

એટલે કે દૂરથી જે વિચાર-મોજાં મોકલવામાં આવે છે, તે ... તરફ ગ્રહણ કરવા માટે કોઇ વ્યક્તિ તૈયાર હોય છે. આ વિચાર-મોજાં ખરેખરાં હવાનાં મોજાં જ છે, પણ તે અજાણતાં તેમજ જાણતાં (પણ મોટે ભાગે અજાણતાં) હરપળે દરેક વ્યક્તિ બહાર પાડે છે, અને તે કોઇની પણ દેખીતી જાણ વગર આસપાસના જીવો ઉપર અસર કરે છે. આ વિચાર-મોજાં, હમણા જેને Telepathy–ટેલીપથી-કહેવામાં આવે છે, તેનું એક બીજું સ્વરૂપ છે.

આ રીતે વિચારો મોકલવાનું કામ, દરેક જણ, બીજા કોઇની જાણ વગર, હરપળે કરે છે આપણા વિચારો હવામાં અમુક ધ્રુજરીઓને પેદા કરે છે, જે વિચાર-મોજાં કહેવાય છે અને જે દરેક દિશામાં ફેલાઈ જાય છે અને જે માણસોના મન-હૃદય-સાથે તેઓ સંબંધમાં આવે છે, તે દરેક ઉપર અમુક પ્રકારની અસર કરે છે. દરરોજ આપણે જે બનાવો બનતા જોઇએ છીએ તે આ સિદ્ધાંતના સાક્ષીરૂપ છે. વેપાર રોજગારમાં, રસ્તામાં, નાટકના પ્રયોગ વખતે, સીનેમાના ચિત્રો જોતા અને મંદિરમાં બીજાના વિચારોની અસર ઘણી સારી રીતે થતી આપણે જોઇએ છીએ. દરેક દેશમાં પ્રબળ વિચારોથી જાહેર પ્રજામત અમુક આકાર લેતું આપણે જોઇએ છીએ, જે આ બીનાની ચોક્કસ સાક્ષી રૂપ છે. એ પ્રબળ વિચારકો અમુક વિચાર-મોજાં-પ્રબળતાથી ચારે તરફ ફેલાવે છે, જેથી આખા દેશ ઉપર અમુક અસર થાય છે અને પ્રજામત બંધાય છે. અમુક વિચારકે અમુક વિચારનાં મોજાં છુટાં મુકયા બાદ, બીજા તેવાજ વિચારવાળા તેને ટેકો આપે છે, તો તરતજ તેનું જોર વધે છે. આવી રીતનાં વિચાર-મોજાં દરેક દેશમાં દરરોજ પસાર થતાં હોય છે, અને જેઓ માનસિક અસરની સામે થવા તૈયાર હોય છે તેઓ ઉપર તેમજ જેઓએ બીજાના વિચારો પોતાની ઉપર અસર કરે નહિ તે માટે ખાસ રક્ષણ આપનારા ઉપાયો યોજ્યા હોય છે, તેઓ ઉપર તેની અસર થતી નથી, જ્યારે બીજાઓ ઉપર તેની થોડી અસર થાય છે, અને તેઓનાં એકત્ર-વિચાર-મોજાં એટલી બધી

બળ અસર કરે છે કે બીજાઓ તે સામે થવાની તાકાત ટકાવી શકતા નથી

વિચારોની વૃત્તિઓ-મોજાઓ-સબંધમા એક નિયમ ખાસ ધ્યાનમા રાખવા જેવો છે એ નિયમ એ છે કે દરેક વિચાર પોતાના જેવાજ વિચારોને પોતા તરફ ખેંચે છે અથવા દરેક વિચારક, પોતાના જેવા વિચારકોને પોતાની તરફ ખેંચે છે જે માણસમા દ્વેષ બુદ્ધિ વ્હેલી છે તે પોતાની આસપાસના ચોક્કસ વર્તુલમાથી દ્વેષનેજ ખેંચશે અને એ રીતે તેની દ્વેષ બુદ્ધિમા ઉમેરો થતા દેવતામા ઘી પડે તેમ તેની દ્વેષ બુદ્ધિ મજબૂત રૂપમા ચારે તરફ દ્વેષથી જોશે તેમ બીજાઓ પણ તેના તરફ તેજ નજરે જોશે પણ જેમા પ્રેમનુ તત્વ ખીલ્યુ હશે, તેના ઉપર આની કાઈ અસર થશે નહિ-અને તેની પ્રબળના વધતી હશે તો તે તેનુ જોર તોડી નાખી શકશે એરી વખતે પહેલા માણસના વિચારના મોજા-પ્રેમી માણસ પાસેથી પસાર થઈ જશે અને પોતાના વિચારને મળતા થનાર કોઈ બીજા માણસના વિચાર સાથે અકડાઈ-મીશ્ર થઈ-તેના ઉપર અસર કરશે તેથી ઉલટી રીતે પ્રેમી માણસ, પોતાની તરફ પ્રેમનાજ વિચારોને-પ્રેમી જનોને-ખેંચશે જ્યારે એકજ વિચારના ઘણા માણસો એકજ ઠેકાણે એકત્ર થાય છે ત્યારે આ નિયમ તેના ખરા સ્વરૂપમા જણાઓ જોઇ શકે છે અમુક કોમ, ન્યાત અને જાતો, અમુક જુદી પડતી ખાસીયતો ધરાવતી માલમ પડે છે તેનુ કારણ આ છે દરેક ગામ મહોલ્લા અને દેશની જુદી પડતી વિલક્ષણતા હોય છે તેનો સબબ પણ આજ છે, અને તેમા દાખલ થનાર નવા માણસને તે તરતજ માલમ પડે કે પણ જેઓ આવા ગામ, મહોલ્લા કે દેશમા દાખલ થાય છે, તેઓ રહેતે રહેતે પોતે પણ એ વિલક્ષણતા ગ્રહણ કરે છે, શિવાય કે તેઓના વિચારો તેનાથી તદન જુદાજ પડતા હોય, અથવા તે વિલક્ષણતાની સામે થવા જેટલુ તેઓમા બળ હોય જો તેમ હોય છે, તો તેઓ તરતજ તે જગ્યાનો ત્યાગ કરે છે અને પોતાના વિચારોને અનુકુળ થઈ

પડે એવી જગ્યા તેઓ શોધે છે. આ સંબંધમાં ઉત્તમ તો એજ છે કે આપણે આપણા વિચારોને સહાનુભૂતિ મળે એવા સહવાસમાંજ રહેવું. કેમકે તેમ થતાં દરેક જણ બીજાને ટેકારૂપ થઇ પડે છે અને બહારનાં વિચાર-મોજાંની ઉલટી અસર આપણા ઉપર થઈ શકતી નથી. ખરૂં છે કે મન ઉપર કાબુ રાખતાં જેઓને આવડે છે, તેઓ, પોતાનાથી ઉલટા વિચારવાળાઓની મોટી સંખ્યાના સહવાસમાં રહીને પોતાના વિચારો જાળવી શકે છે, એટલુંજ નહિ પણ પોતાને અનુકુળ થઇ પડે એવા વિચારો અને વિચારકોને દૂરથી ખેંચી શકે છે.

દરેક માણસની આસપાસ એક ચોક્કસ પ્રકારની વિચાર-છાયા Thought-aura પ્રસરેલી હોય છે, જે તેના સંબંધમાં આવતાં દરેક ઉપર અસર કરે છે આજ કારણથી જ્યારે કેટલાક એક પણ શબ્દ બોલ્યા વગર આપણને તેઓ તરફ ખેંચે છે, ત્યારે બીજાઓને દૂરથી જોતાંજ તેઓથી દૂર નાસવાનું મન થાય છે આ વિચાર છાયા દરેક માણસના ચાલુ વિચારોના સૂક્ષ્મ તત્વની બનેલી હોય છે એ વિચાર છાયાજ તેની માનસિક સ્થિતિનું પ્રતિબીંબ છે. આ વિચાર છાયાની અસર માત્ર મનુષ્યોપર થાય છે એમ નથી પ્રાણીઓ પણ તેની અસર તર્ત આવી જાય છે અને જાનવરો ઉપર તેની અસર તરતજ થાય છે કેટલાક માણસો બીજાના વિચાર છાયાની અસર તરતજ સમજી જવાની શક્તિ ધરાવે છે અને તે સમજતા પોતાના વર્તનમા અમુક ફેરફારો કરી તેની અસર ઘટાડે છે અથવા વધારે છે કેટલાક આ વિચાર છાયા જોઈ શકે છે એ જાણવાની જરૂર છે.

વિચારશક્તિની આકર્ષણ શક્તિનો નિયમ જેઓ સમજે છે, તેઓ પોતાના વિચારોને અમુક આકારમાં અંદર રાખવાની અગત્યતા સમજે છે અને તેને એવી રીતે દોરવે છે કે જેથી તેઓ દુનીઆને લાભ કરે અને ઉપયોગી થઈ પડે, એવાજ વિચારોને પોતાની તરફ ખેંચે છે અને દુનીઆને નુકસાન કરે એવા, નિરાશાજનક અને નિર્બળ વિચારોને દૂર

ફેંકે છે. જે માણસ આશાભર્યા–હિમ્મતવાન અને પોતાની શકિતમાં વિશ્વાસ રાખનાર વિચાર ધરાવે છે, તે આસપાસથી પણ તેવાજ વિચારોને ખેંચશે, એટલુંજ નહિ પણ એ બહારની મદદ તેને ટેકો આપશે અને એવી મદદ અને ટેકાથી પોતાના કામમાં તે વિજયી નિવડશે. તે લોહ ચુંબકની માફક પોતાની તરફ પોતાને ટેકો આપનાર તત્વો ખેંચે છે જે નિયમ આશાવાદિ અને હિમ્મતવાન સખ્સને લાગુ પડે છે, તેજ નિયમ નિરાશાવાદિ, નિર્બળ વિચારના માણસને પણ લાગુ પડે છે. એટલે કે તે પોતાના જેવાજ વિચારવાળાઓને પોતાની તરફ ખેંચે છે અને તેને નિરાશાના–દુઃખના–ગારમાં ફેંકી દે છે. ટુંકમા, **દરેક માણસ પોતાના વિચાર પ્રમાણે બને છે.**

એક એકથી અજાણ્યા એવા ઘણા માણસો એકત્ર થતા થોડા વખતમાં તમે અમુક ફેરફાર થતો જુઓ છો તે તમને યાદ છે? દરેક માણસ પોતાની પ્રકૃતિને મળતા આવે એવા માણસને પોતા તરફ ખેંચે છે. એક ઓરડામા સો બસો અજાણ્યા માણસોને એકત્ર કરો અને તરતજ તમે જોશો કે તેઓ જુદા જુદા ટોળામાં, પોતાની પ્રકૃતિને અનુકુળ રીતે વહેંચાઇ જાય છે. એ જુદા જુદા ટોળા, જુદા જુદા વિચારવાળા માણસોની વહેંચણી છે અને તે અગાઉ જણાવેલા નિયમ પ્રમાણે ગોઠવાય છે. **દરેક જણ પોતાના જેવા વિચારવાળાને પોતાની તરફ ખેંચે છે.**

(જો તમે અમુક કાર્યમાં ફતેહ મેળવવા માગતાં હો તો તે માટે ઉત્તમ ઉપાય એ છે કે તે માટે દૃઢપણે ચાલુ વિચાર કરવો અને તે વિચારને પોતાના હૃદયમાંથી જરા પણ દૂર કરવો નહિ આ રીતે સ્વસૂચન (Auto suggestion) ના કારણે તમારૂં હૃદય–મનોબળ–ખીલશે, એટલુંજ નહિ પણ તે વિચારક દરીઆમાંથી પોતાને અનુકુળ, બીજાઓ તરફથી ફેલાયલું વિચાર બળ ખેંચશે,–જેના પરિણામે તમને તમારાજ વિચારનો માત્ર નહિ પણ આસપાસના બીજાઓના વિચારોનો લાભ પણ

મળશે. આવા બનાવો આપણે આપણા જીવન દરમ્યાન ઘણી વખત અનુભવીએ છીએ કોઈ એકાદ વિચારનો આપણે એક ધ્યાનથી વિચાર કરતા હોઈએ અને તેમાં એકતાન થયા હોઈએ તે વખતે ઘણી વખત કોઈ અણધાર્યો ઉત્તમ વિચાર એકાએક જન્મ પામે છે અને તે વિચાર કેમ આવ્યો તે સમજી નહિ શકવાથી આપણે અજાયબ થઈએ છીએ, તેનું શું કારણ? તેનું કારણ વિચાર-મોજા સાથે-એક સરખા વિચારોના ખેંચાણ સાથે, સંબંધ ધરાવે છે. કોઈપણ અમુક બાબત ઉપર ચાલુ, પ્રબળ, આશાભર્યા વિચાર કરી તેમા તન્મય થવાથી, તેવાજ વિચારો તમે આસપાસથી ખેંચી શકશો જે તમને મોટા ટેકારૂપ થઈ પડશે. આજ રીતે ઘણા માણસોએ પોતાની શક્તિઓ ખીલવી છે અને પોતાને અનુકુળ થઈ પડે એવા ઉત્તમ પ્રબળ શક્તિ ધરાવનારાઓના સંબંધમા આવ્યા છે એક દેશમા જેવી શોધ થાય છે, તેવીજ શોધ બીજા દેશોમા તેજ વખતે થાય છે એક લેખક એક દેશમાં અમુક પ્રકારના વખાણ કરે છે, તેજ વખતે બીજા દેશમા તેનેજ મળતા લખાણ બીજા લેખક તરફથી થાય છે, એનું કારણ શું છે? એક સરખા વિચારો એકજ વખતે ફરવાનું એ પરિણામ છે અને જેઓ એ નિયમને સમજતા નથી તેઓજ તેથી અજાયબ થાય છે અથવા પોતાની શોધ કે લેખ બીજાએ ચોરી લેવાનો ખોટો આરોપ મુકે છે.

બીજાઓના વિચારો કોઈ ઉપર ખોટી અસર કરે તો નુકશાન થશે એવી બીક રાખવાનું કોઈને કાંઈપણ કારણ નથી તે માટેનો ઉપાય એ છે કે દરેક જણે પોતાનું મનોબળ એવા પ્રકારે દ્રઢ રાખવાની ટેવ પાડવી કે જેથી પોતાને અનુકુળ વિચારોજ તેના ઉપર અસર કરી શકે અને પ્રતિકુળ વિચારો તેના ઉપર કાંઈ પણ અસર કરે નહિ. દરેક માણસ, પોતાના મનનો માલેક છે અને તેમાં તેની મરજી વગર કાંઈપણ દાખલ થઈ શકે એમ નથી આતરિક સ્થિતિ બહારની અસર કરતાં વધુ બળ ધરાવે છે અને બહારના વિચારોની અસર

ગ્રહિ થાય તે માટે માત્ર એટલુંજ કરવાનું છે કે ખરાબ અને વિઘાતક વિચારોને અંતરમાં જગ્યા આપવી નહિ. તેમ થતાં બીજાના ઉલટા વિચારો તમારાપર કાંઇ પણ અસર કરી શકશે નહિ, અને તમને અનુકુળ વિચારોજ તમારા અંતરમાં સ્થાન લઇ શકશે. આ નિયમને માન આપનાર પોતાના વિચારોનો પોતે માલેક થઇ શકશે અને બીજાના વિચારો તેનાપર કાંઇ પણ અસર કરી શકશે નહિ. જો તે પ્રેમનો વિચાર કરશે તો દ્વેષનો ખ્યાલ પણ તેને આવશે નહિ. જો તે સત્યનો વિચાર કરશે તો જૂઠાણું તેનાથી દૂર નાસશે. "વિચાર તેવા આચાર" એ કહેવત આ ઠેકાણે પણ લાગુ પડે છે.

તમારૂં મન, તમે જે વિચારો, અંતરમાં કે તેની બહાર, જાણતાં કે અજાણતાં, કરો છો, તેના જેવાજ વિચારો દુનીઆના મોટા કોઠાર-ભંડાર-માંથી ખેંચે છે. તમે તે માટે એ ભંડારમાંથી ઉત્તમોત્તમ પેદાયશ ખેંચવા વિચાર કરો. તમો તેમ કરશો?

---

# પ્રકરણ ૭ મું.

## મોહિની અથવા આકર્ષણ.

The Law of Attraction, exists No one knows anything about it except that it exists

It is that unseen principle running through all things, and to whose power man can add nothing It is unchangeable

*HELEN WILMANS*

**ભાવાર્થ**—આકર્ષણનો કાયદો હસ્તિમા છે તે અસ્તિત્વમા છે એ સિવાય તેને વિષે કોઈ પણ બીજુ કાઈ જાણુવ નથી

એ અદૃશ્ય તત્વ દરેકમા છે, અને તેના બળમા માણસ કાઈ પણ વધારો કરી શકે એમ નથી તે અચળ-નહિ ફેરવાય એવુ-તત્વ છે

હેલેન વિલ્મેન્સ

જેમને દુનીઆનો થોડો પણ અનુભવ છે તેઓ એ બીનાથી સારી રીતે વાકેફગાર છે કે દુનીઆમા મોહિની અથવા આકર્ષણ શક્તિ જેવી કોઈ વસ્તુ હસ્તિ ધરાવે છે તેઓ ઘણી વખત અમુક માણસોને મળવા બોલવા અને તેઓના સબંધમા આવવા આકર્ષાય છે અને ઘણીક વખત તેઓ અમુક વ્યક્તિ અથવા ચીજને મળવા અથવા મેળવવા એટલા બધા આતુર હોય છે કે જો તે નહિ મળે તો તેઓ ગાંડાતૂર થઇ જાય છે એ શિવાય દુનીઆમા એવી કેટલીક વિદ્યાઓ પણ હસ્તિ ધરાવે છે કે જેની સાધનાથી ઘણાઓ ચોક્કસ માણસો કે ચીજો ઉપર કાબુ મેળવી શકે છે એ વિદ્યાઓ શુ છે તે જાહેરમા જણાયતુ નથી તેમ તેનાથી ઘણા થોડાઓ વાકેફગાર હોય છે તો પણ એ બીના નિર્વિવાદ સિદ્ધ થયેલી છે કે મોહિની જેવી કોઈ આકર્ષણ શક્તિ અસ્તિત્વમા છેજ, જેના ઉપયોગથી તેનો અમલ કરનાર બીજાઓને આકર્ષે છે આ બાબતમા કોઇ નિયમ તે હોવો

જોઈએ કે જેના સબબે એક મન બીજા મન ઉપર કાબુ મેળવે છે, મનોબળ પોતાની શકિત પૂરવાર કરે છે અને એક વિચાર, પોતાને અનુકુળ બીજા વિચારોને ખેંચે છે

જ્યારે કોઇને એમ કહેવામા આવે છે કે પોતાની તરફ પદાર્થો અને મનુષ્યોને ખેચવા સબધમા—અને માત્ર વિચાર બળથીજ સજોગો ઉપર કાબુ મેળવવા સંબધમા—કોઇ નિયમ—આકર્ષણનો કાયદો—મોહીની વિદ્યા—છે, તો તે એ બાબત મૂશ્કેલીથી સમજી શકે છે. મનુષ્યો ઉપર વિચાર બળથી જે અસર કરી શકાય છે તેમા અને ચીજો ઉપર વિચાર બળથી જે અસર કરી શકાય છે તેમાં, ફરક દેખાય છે, પણ જેઓને આખી દુનીઆની ઐકયતાનુ જ્ઞાન હોય છે, તેઓ એ બીના સારી રીતે સમજી શકે છે કે એક આખા ભાગના કોઇપણ ભાગપર અસર થતા, બીજા ભાગપર પણ અસર થાય છે, પછી તે ભાગ, આદમી હો, યા ચીજ કે પદાર્થ હો જ્યના આકર્ષણના કાયદાની અસર કેવી રિતે થાય છે તે સમજવુ મુશ્કેલ છે, જો કે જે અસર થાય છે તેનુ પરિણામ તો નજરે પડે છેજ ઘણાઓને આકર્ષણ શકિતનો અનુભવ થયો છે અને તેઓ એટલુ તો ચોક્કસપણે માને છે કે એવી કોઈ શકિત છેજ અને તે અમુક નિયમેજ ચાલતી હોવી જોઇએ જ્યા સુધી આ પુસ્તકના વાચકોને એ નિયમનુ ખુ'લુ જ્ઞાન ન થાય ત્યાંસુધી તેઓએ તેની હસ્તિ શ્રદ્ધા રાખીને માની, એ નિયમના પરિણામો જાણ્યા બાદ, તેના જ્ઞાતા થવાની જરૂર છે

કુદરતમા એક એવો કાયદો નજરે પડે છે કે પોતાની ખીલવણી કરવા માટે દરેક અણુ પોતાને જરૂર પડતી ચીજો પોતાની તરફ ખેચે છે અને જે શકિત આ પરિણામ લાવે છે તે "ઇચ્છા" મારફતે જાહેર થાય છે ઇચ્છાઓ ઘણી હોઈ શકે, પણ જે ઇચ્છા સૌથી વધુ પ્રબળ હોય છે, તે સૌથી વધુ આકર્ષણ કરે છે કુદરતની અનેક પેદાયશોમા આ કાયદો સર્વત્ર માલમ પડે છે, અને હૃદય—મન—સંબધમા

પણ આ કાયદો તેજ પ્રમાણે છે, એ બીના થોડા વખતથી મનાવા લાગી છે

આપણી પ્રબળ ઇચ્છાઓ અને વિચારોના બળના પ્રમાણમાં આપણી માનસિક શક્તિ જુદી જુદી ચીજોને આપણા તરફ ખેંચે છે. મનમાં નક્કી કરેલા ચોક્કસ વિચાર ઉપર સતત વિચાર કરવાથી તે વિચારમાં આવેલા પદાર્થો વિચારક પોતાની તરફ ખેંચી શકે, સિવાય કે તેના વિચાર સામે કોઈ બીજા વિચાર બળનું જોર વધી જતું હોય અને તેથી તેની શક્તિ નાબૂદ થતી યા કમી થતી હોય. દાખલા તરીકે જો કોઈ બે માણસો એકજ પદાર્થનો એક વખતે પ્રબળ વિચાર કરે તો જેનું વિચારબળ પ્રમાણમાં વધુ હોય તે વિચારક કોઈપણ વખતે તે ચીજને પોતાની તરફ ખેંચી શકશે. પણ અમુક ચીજ માટે તમારે પ્રબળ ઇચ્છા કરવી એ હમેશ લાભકર્તા નથી કેમકે તમારી હમણાંની સ્થિતિમાં તે ચીજ તમારી બેહતરી માટે ઉત્તમ નહિ હોય એ પણ બનવાજોગ છે. ઉત્તમ તો એ છે કે ઉન્નતિની ફતેહ માટે પ્રબળ વિચાર રાખવો અને વર્તમાન સ્થિતિની બેહતરીનું કામ આપણા ભાગ્ય ઉપર છોડી દેવું અને જે જે ઉપયોગી તક મળે તેનો બરોબર ઉપયોગ કરવો. આ રીતે કામ લેવાથી આકર્ષણનો—મોહિનીનો—ફાયદો બહુ લાભકર્તા જણાશે. એવા ઘણા માણસો છે જેઓ અમુક ચોક્કસ ચીજ ઉપર પોતાનું મન સ્થાપે છે પણ તે ચીજ મળતાંજ તેઓને માલમ પડે છે કે તેઓ જેને માટે ઇચ્છા કરતા હતા તે ચીજ તે નથી. વધુ સારું તો એજ છે કે દરેકે અંતિમ હેતુ તરીકે જય અને ફતેહમાં વિશ્વાસ રાખવો અને બાકીના બનાવો જે રીતે બનતા હોય તે રીતે બનવા દેવા અને તે બનતા હોય ત્યારે એમ દૃઢપણે માનવું કે જે કાંઈ થાય છે તે ઉત્તમ છે અને તેનાથીજ વિજય મળશે

પોતાના કાર્યો, વિચારો અને ધંધામાં લાભ લઈ શકે તેમજ લાભ આપી શકે એવા માણસોને પોતાના તરફ આકર્ષવાથી, તેમજ પોતાને ઉપયોગી થઈ પડે એવા માણસો તરફ પોતે આકર્ષાવાથી,

મોહિની–આકર્ષણ શકિત–ના કાયદાનુ મુખ્ય કામ પૂરૂ થાય છે આ બાબતમા અરસપરસ–બન્ને તરફ–આકર્ષણ થાય છે એક સરખા વિચારો ધરાવતા બે માણસો, એકેક તરફ આકર્ષાશે અને અરસપરસના લાભ માટે સાથે જોડાશે અને જો કે પરિણામ એવુ દેખાય છે કે અમુક ચીજો આકર્ષાઇ છે, પણ ખરી વાતતો એ છે કે તે ચીજો, માણસો તરફથીજ હલન ચલનમા મુકાય છે બહારના વિચારો અને કલ્પનાઓને પોતાના તરફ ખેચી, તેનો લાભ લઇ, પોતાની ઇચ્છા પૂર્ણ કરવાના પરિણામે વણા અગત્યના પરિણામો આવે છે

કેટલીક ચીજો ઉપર મન ચોક્કસ અસર પ્રત્યક્ષ રીતે કરે છે કેટલાક માણસોપર હમેશા દુખો પડ્યાજ કરે છે, જ્યારે બીજાઓ હમેશા સુખમાજ વિચરતા જણાય છે કેટલાકને કદી અકસ્માત થતા નથી, જ્યારે બીજાઓને દરરોજ નવા નવા અકસ્માતોમાથી પસાર થવુ પડે છે, કેટલાક હિમ્મતવાન મનુષ્યોને કાઇ પણ મૂશ્કેલી નડતીજ નથી, જ્યારે બીજા બ્હીકણોને હમેશા મૂશ્કેલીઓજ નજરે પડે છે કેટલાકોને લડાઇમા કાઈ પણ ઘા પડતો નથી, જ્યારે બીજાઓ હમેશા ઘાયલ થાય છે, એવા ઘણા બનાવો જાણીતા છે કે જેમા મ્હોત શોધનારને તે મળ્યુ નથી આ છેલ્લી બાબત, આગની બીજી બાબતો કરતા ઉલટી દેખાય છે, પણ ખરૂ જોતા તેમ નથી જેઓ મ્હોત માગતા હતા, તેઓ ખરી રીતે તે માગતા નહતા, પણ પોતાના ડરતુ કારણ નાબૂદ થાય અને પોતાને વિજય મળે એમજ ઇચ્છતા હતા

વેપાર ધધામા અને હમેશના જીવનમા પણ એમજ બને છે હિમ્મતવાન અને બહાદૂર માણસો અનેક મૂશ્કેલીઓમા પણ વિજય મેળવે છે, અને જો તે કોઈ વખત વિજયી થતો નથી તો તેનુ કારણ એ હોય છે કે તે છેલ્લી ઘડીએ પોતાના વિચારમા ડગમગી ગયો હોય છે મનનુ સૌથી વધુ આકર્ષક બળ તે 'બ્હીક' છે એ બ્હીકના સબબે, હમેશા ખરાબ પરિણામની આશા રાખવામાં આવે છે અને તે પરિણામજ આવે છે

બ્હારની દુનીઆ અને તેના જૂદા જૂદા બનાવોના સંબંધમાં તમારા વિચારો તમને મુકે છે અને જેવા વિચાર હોય છે, તેવુ પરિણામ આવે છે એટલે કે તમે તમારા વિચાર વડેથી કાઇ તમારા તરફ ખેંચો છો જ્યારે બીજાને દૂર કરો છો તમે અને તેઓ એકેક તરફ એ કારણથી આકર્ષાવો છો કે તમારા બન્ને વિચારો એકજ પ્રકારના છ અબાના દરેક ભાગ જોડ તમે વાતા સંબંધમા છો, અને તમારી માનસિક વૃત્તિ સાથે બંધ બેસતા ભાગોનેજ તમે તમારી તરફ ખેંચો છો જો તમે 'વિજય' નો વિચાર કરો તો તમે જોશો કે ફતેહના માર્ગે તમારા કાર્યે વલણ લીધી છે, અને જો તમારી માનસિક વૃત્તિ એક સરખી રહે છે તો, ફતેહના જુદા જુદા કારણો આવી મળી એકત્ર થાય છે આમ થતા તમારા પ્રયત્નોને ટેકો મળે છે અને નદિ સમ જાય એવા અચબાભર્યા બનાવો બનતા જઇ એવી તક ઉત્પન્ન થાય છે કે જેથી તમારી ફતેહનુ કામ સહેનુ થાય છે એ વખતે તમને લાભદાયી થઇ પડે એવા વિચારો તમારા હૃદયમા જન્મ પામતા જણાને તમને એવા માણસોનો ભેટો થશે કે જેઓ સલાહથી. સૂચનાથી અને કામથી તમને મદદ આપવા આતુર હોય છે ખરૂ છે કે જે કાંઇ તમારે પોતે કરવાનુ હોય છે તે તો તમારેજ કરવુ પડશે અને 'આકર્ષણ' નો કાયદો પોતાનુ કામ કર્યા જાય છે તેના બળથી નવી તક અને ફતેહના કારણો તમારા બારણા આગળ આવી અથડાશે પણ તમારે પોતેજ તેને અંદર દાખલ કરવા જોઇશે તે માટે તમારે પોતે દરવાજા ખોલવા જોઇએ

એ આકર્ષણનો કાયદો શુ છ તે નહિ સમજાય તોપણ તેમા શ્રદ્ધા રાખવાથી તમને લાભ થશે, અને તેમા શંકા કરવાથી જૂદુજ પરિણામ આવશે જેટના પ્રમાણમા આશા તમને વિજય તરફ દોર છે, તેટનાજ પ્રમાણમા 'બ્હીક' તમને તેથી દૂર ધકેને છે

જો કોઇ માણસ અમુક ખોટા પરિણામની બ્હીક રાખતો હોય છે તો તેવુજ પરિણામ આવે છે, જ્યારે તેથી ઉલટી રીતે જો તે

હિમ્મતવાન થઈ તેની સામે થવા પ્રબળ ઇચ્છા કરે છે તો તેની મૂશ્કેલીઓ દૂર નાશી જાય છે અને મોરે ભાગે તેને ફતેહજ મળે છે. તમે જેવી ઈચ્છા કરો છો તેજ તમને મળે છે. આજ કાયદાના કારણે-દરેક માણસની કિમ્મત, પોતાની આંકણી અનુસાર થાય છે. બધાથી બ્હીતાં માણસને બધેજ લાતો પડે છે, જ્યારે પોતાના ભારબોજમાં રહેનારને માન મળે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે આકર્ષણનો કાયદો કોઈપણ માણસ માટે પોતે કામ કરતો નથી, પણ તેના કામમાં ઉપયોગી થઇ પડે એવાં સાધનો તે તેના માર્ગમાં લાવી મુકે છે, જેથી તેનો વિજય થાય છે. આપણા દરેક માટે એ કાયદો પોતાનું કામ કરે છે, અને તેનો લાભ લેવો કે નહિ તે આપણું પોતાનું કામ છે આપણે જે વિચારો, પદાર્થો, લોકો, કલ્પનાઓ, તકો વગેરેને આકર્ષીએ છીએ, તે આપણી પાસેથી હરપળે પસાર થતાં હોય છે, પણ તેનો લાભ લેવો એમાં પુરૂષાર્થ છે. વિજયી માણસ તે છે કે જે બીજાઓ જોઇ શકતા નથી તે તકોને જોઇ તેનો લાભ લે છે. તેને પોતાનામાં અને પોતાની શક્તિમાં વિશ્વાસ હોય છે અને તેથી તે એમ કદી ધારતોજ નથી કે તેને માટે નાસીપાસી માત્રજ છે અને તેને કદિ વિજય મળનાર નથી તે તો એમજ વિચારેછે કે તેને વિજય મેળવી આપનાર અનેક તકો આસપાસ વીખરાયલી છે અને તેણે તેનો લાભ લેવા હરપળે તૈયાર રહેવું જોઇએ.

આકર્ષણ તત્વ સર્વત્ર છે, અને હરપળે તે તમારી પાસેથી પસાર થાય છે, તેમ તમે પણ તે તત્વ તમારામાંથી કાઢો છો. તમે એ કાયદાને તમારો ગુલામ બનાવો અને ફતેહ તમારીજ છે

---

# પ્રકરણ ૮ મું.

## મન.

Heaven exists within us in the faculties in the human mind, the superabundance of which no man has ever dreamed The weakest man living has the powers of a God folded within his organization and they will remain folded until he learns to believe in their existence and than tries to develop them

*HELEN WILMANS*

ભાવાર્થ—આપણા માનવ મનની (અનંત) શક્તિઓમાંજ સ્વર્ગ રહેલું છે, કે જેની અનંતતાનો ખ્યાલ કોઈની કલ્પનામાં પણ આવી શકે એમ નથી નબળામાં નબળા શરીરવાળા માણસમાં પણ ઈશ્વરી શક્તિઓ ગુપ્ત રહેલી છે અને જ્યાં સુધી તે તેની હસ્તિ વિષે ખાત્રીનો થઈ, તેને ખીલવવાનો પ્રયત્ન કરતો નથી ત્યાં સુધી તે ગુપ્તજ રહેશે

હેલેન વિલ્મેન્સ

મનનો વાસ હૃદયમાં છે, જ્યાંથી કુલ વ્યવહારનો આરંભ થાય છે વિશ્વમાં જેટલી વિવિધ ક્રિયા છે તેનું એક ભાન રૂપ તેજ મન છે આ કારણ મનને પ્રજાપતિ કહે છે

● જ્ઞાન વાચક મન્ ધાતુથી મન શબ્દ બને છે પણ જ્ઞાનથી સ્તંભન ક્રિયા થાય છે તે મન તત્વ છે માટે વિશ્વની વિવિધ ક્રિયાનો એક ભાન, તે મન છે, એમ કહેવાય છે તેનું તત્વજ્ઞાન થવાથી મનરૂપી મહાનભૂત આત્માને તાબામાં કેમ લાવવો તેનો બોધ થાય છે તેને ધારણાપૂર્વક કામે લગાડવાથી, મનદ્વારા આત્મા બ્રહ્માંડની દરેક ક્રિયા સાથે સંબંધમાં આવે છે અને તે ક્રિયા મનદ્વારા આત્મા કરે છે

ગુરૂમંત્રમહિમા



**જ્ઞાની** મનુષ્યજ પોતાની મરજી માફક મનને વળણ આપી શકે છે, અને ખીલવી શકે છે. તેજ ખરાબ મનને સુધારી શકે છે, નવા ફેરફારો કરી શકે છે અને તેમા નવી નવી શકિતઓ ઉમેરી શકે છે જેઓ અજ્ઞાન છે તેઓને, પ્રાણીઓને, પશુઓને અને જગલી અવસ્થામા વસનારાઓને-એટલુજ નહિ પણ સામાન્ય લોક સમુહમા મનને સુધારવાનુ કામ-તેમજ તેઓપર અસર કરવાનુ કામ-આસપાસના સજોગો, સોબત, જ્ઞાની આચાર્યો, લોક નાયકો અને પુસ્તકો બજાવે છે જ્ઞાની મનુષ્યમા પણ એવી બાબતો અસર કરે છે પણ તે થોડેજ અંશે વળી જ્ઞાની માણસ એ ચોક્કસ જાણે છે કે તે પોતેજ પોતાનો કર્તા છે-પોતેજ પોતાનુ ભલુ કે બુરૂ કરી શકે છે પણ મનની ખીલવણી મોટે ભાગે આપણી સચેતન અવસ્થા દરમ્યાન નથી થતી, પણ અચેતન (Subconscious) અવસ્થા દરમ્યાન થાય છે, અને તેમા દરેકનો "આત્મા," "હુ," ચેતન અવસ્થા દરમીઆન, વિચારદ્વારાએ પૂરી પડાતી સામગ્રીનો ઉપયોગ કરી, તે ખીલવણી કરે છે

આપણુ મન એક મોટા કોઠાર-ભડાર જેવુ છે, જેમા હરપળે નવો નવો સામાન લઈ જવામા આવે છે એ ભડાર સારો છે કે ખોટો, તે તેમા ભરેલા સામાનની જાત ઉપર આધાર રાખે છે એ કારણથીજ એ સામાન, ઉત્તમ પ્રકારનો હોવો જોઇએ, એ બીના નિર્વિવાદ રીતે અગત્યની ઠરે છે

ઉઘતા, ચાલતા અને અનેક કામોમાં ગુથાઇ રહેવાની સ્થિતિમાં પણ મન ઉપર દરેક દીશામાંથી જુદી જુદી અસરો થયા કરે છે, અને એ અસરોજ મનમા ભરવામા આવતો સામાન છે ભૂતકાળમા જે માર્ગે આપણે વારવાર ચાલ્યા હોઇએ છીએ, અથવા મનદ્વારા જે વિચારો વારવાર કર્યા હોય છે તે આપણામા મજબુતી મેળવે છે, અને બાદ કામ પડતા તેની મદદ લેવામાં આવે છે. એ

રસ્તો સહેલો લાગે છે—તેમાં વધુ વિચાર કરવાની જરૂર પડતી નથી અને મગજને તસ્દી આપવી પડતી નથી  નવા વિચારો કરતાં મગજ કટાણી જાય છે જ્યારે જૂના વિચારો તો તૈયાર જ હોય છે આપણા મનની અચેતન અવસ્થામાં ઘણાક વિચારો અમુક રીતે બંધાઈને તૈયાર થએલા હોય છે અને કામ વખતે તે ઉપર ગંભીર વિચાર વગર તેવા વિચારોજ ઉપયોગમાં લેવાય છે પણ ખાસ પ્રસંગે તે વિચારોની બારીક તપાસ લેવાતાં એમ માલૂમ પડે છે કે તે વિચારો ખરા ન હતા અને તેઓનો ઉપયોગ કરવામાં ઉતાવળ કરવામાં આવી હતી એ વખતે આપણને ખ્યાલ આવે છે કે આટલો બધો લાંબો વખત સુધી એ ખોટા વિચારો આપણા હૃદયમાં સ્થાન લઈને પડી રહ્યા હતા તેમાં આપણી ભૂલ હતી આવા ઘણા વિચારો છે જે આપણા મનમાં ઘર ઘાલી બેઠા હોય છે અને તેની બારીક તપાસ લીધા સિવાય આપણે તેને ખરા માની લીધા હોય છે

કામ ક્રોધ મોહ માન માયા બીક અદેખાઈ વહેમ ધિક્કાર વગેરેના વિચારો આવાજ છે  અને તેને મનમાં સ્થાન મળવુ જોઈતુ નથી  મનની દોલતમા તે નકામી ચીજો છે  તેની તપાસ લઈ તેને મનના કોઠારમાથી દૂર કરવા જોઈએ અને તેને બદલે આ જમાનાની ઉત્તમ ચીજો ઉદારતા પ્રેમ દયા હિમ્મત વગેરેને સ્થાન આપવુ જોઈએ

આપણે પામર પ્રાણી છીએ આપણે માટીમાથી બનેલા કીડા છીએ આપણે મૃત્યુ લોકના માનવિ છીએ આપણે પરમેશ્વરના ગુન્હેગાર છીએ આપણે પાપી છીએ, વગેરે વિચારો જમાનાઓ થયા આપણા ઉપર સીંચવામા આવ્યા છે  એ વિચારોજ આપણી અધોગતિનો પાયો છે  અને તે આપણા ઉપર અચેતન અવસ્થામા મોટી અસર કરી રહ્યા છે

ઉપર જણાવેલા વિચારો જમાનાઓ દરમ્યાન મનુષ્યો માનતા આવ્યા છે, અને હવે તે દૂર કરવાનુ કામ ઓછુ મુશ્કેલ નથી એ

વિચારો તેમના દરેક કાર્ય ઉપર અસર પડશે. તે પોતેજ પોતાના
તેની અસર મોટી થાય છે. જ્યાંસુધી ઇચ્છાનુસાર ચીજોને દાખલ કરવાનું
ત્યાંસુધી તે વિચારો વધુ મજબૂત થતા
કાર્યોને પણ ખરાબ કરવાના કારણભૂતચારો ઉપરના જેવુંજ પરિણામ
ચાલ્યા જાય છે. 'અને ચાલુ ટેવથીકરી શકીશ !" "હું અનંત શકિત
થાય છે, અને તેમાંથી તેમને છુ' વગેરે સુચનાઓ વારંવાર બોલવાથી
ઓછું મૂશ્કેલ નથી. બીકણમાં બીકણ માણસ અને ખરાબમાં

દરેક માણસે એ બીનાને કાળાંતરે નવોજ માણસ બનાવી શકે છે.
રનું પરિણામ છે, અને અથેને પોતાને અત્યાર સુધી પામર પ્રાણી
તેની અસર તેના ઉપર મોટિચારો કરવાની જરૂર છે કે જેથી ઉપલા
સખાવતના, દયાના, બહાદૂરીના, અનંત શકિત ધરાવું છું અને મારો
કરે તો તે વિચારો પણ તેની વાક્યનું મનન. કરી, તેનો અમલ કરનાર
કરવા ચુકતા નથી, જ્યારે બુરાઇઓ પર જય મેળવી શકશે. તેણે ઉપલું
જૂદીજ અસર કરે છે. તેના દરે તેનું મનન કરવું જોઇએ, અને તેનો

એ માટે, જેઓના વિચારો હો. નવું કાર્ય શરૂ કરતાં તે ઉપલો
પોતાના વિચારોને જૂદુ વળાણ આપવાશે નહિ, તેનું શરમાળ પણું
પ્રયત્ન ચાલુ-હરપળે-હમેશા--કરવાથી, તેની, અને શરમ લાગે છે." વગેરે
તેના અંતર વિચારો જૂદુજ રૂપ ધારણ કરશે, ર
થશે-ફેરવાઈ જશે. એ બાબત યાદ રાખો કે, જે દરરોજ જેવા બનાવવા
નવો વિચાર કરો-અથવા નવા વિચારને અમલમાં મૂકો-ર થયા અગાઉ
તમે તમારા મનને એવી સ્થિતિમાં મૂકો છો કે જેથી તે વિચારેક કાય
ભવિષ્યમાં વધુ સહેલાઇથી કરી શકશે.

જો તમે ચાલાક અને તાકાતવાળા થવા માગતા હો તો બને તેટલા
વધુ, તેને લગતા વિચારો કરો અને તે વિચારોને અમલમાં મૂકો. તમે
હરપળે એજ વિષયોનું મનન કરો, અને વિચારને કાર્યમાં રૂપ આપવા
માટે દરેક તકનો લાભ લો. આરીતે તમે અમુક બાબતની આદત

રસ્તો સહેલો લાગે છે—તેમાં વધુ ને ઓતપ્રોત થઈ જશે—એ નવો માર્ગ
અને મગજને તસ્દી આપવી પડતી હિલચાલો ઓછી હતી એમ તમને
કંટાળો જાય છે, જ્યારે જૂના વિચારવિચાર અને કાર્ય સંબંધમાં ફાયદો
મનની અચેતન અવસ્થામાં ઘણાક (અચેતન મનને ખીલવી શકાશે,
થયેલા હોય છે, અને કામ વખતે તે ૭ પ્રકારનો અનેક માલ જમવા લેશે.
વિચારોજ ઉપયોગમાં લેવાય છે. પણ
બારીક તપાસ લેવાતાં એવું માલૂમ પડે છે અથવા જંગલી પ્રાણીને
હતા અને તેઓનો ઉપયોગ કરવામાં ઉતાવળ આપણી ઇચ્છા મુજબનું
વખતે આપણને ખ્યાલ આવે છે કે આટલો ત અને મહેનતની જરૂર છે.
એ ખોટા વિચારો, આપણા હૃદયમાં સ્થાનકલા બધા લાંબા વખતથી
તેમાં આપણી ભૂલ હતી. આવા ઘણું વિચ માનીએ છીએ, અને કેટલીક
ઘરઘાલી બેઠા હોય છે, અને તેની બારીક એમ આપણે ખાત્રીથી માનીએ
તેને ખરા માની લીધા હોય છે. રા નથી તે છતાં, આપણે તે

કામ, ક્રોધ, મોહ, માન, માયા, અં

વગેરેના વિચારો આવાજ છે, અને તે આપણો માલેક "મન" નથી,
નથી મનની દોલતમા તે નકામી છે; આપણો આત્મા આપણો માલેક
મનના કોઠારમાથી દૂર કરવા નું હથીઆર છે—મન આત્માનો ગુલામ
ઉત્તમ ચીજો, ઉદારતા, પ્રે ના મનને યોગ્ય માર્ગે મૂકવાનો અને તે પથે તેને
જોઇએ. કરે તો તે તેમાં ફતેહ મેળવેજ અને તેને ઉત્તમ
આપણે પામ શકે.
છીએ, આપણે

ગ જો કોઇ માણસમાં અમુક સદ્ગુણો નહિ હોય—અથવા અમુક
શક્તિઓની ન્યુનતા હોય તો—તેણે તે ગુણો અને શક્તિઓ મેળવવા
માટે મનમાં ચાલુ વિચાર કરવા અને બને તેટલો વધુ વખત તેને
કાર્યમાં પણ અમલમાં મૂકવા. તેથી ઉલટી રીતે દુર્ગુણો ઉપર જય
મેળવવો હોય તો, દુર્ગુણોથી ઉલટા વિચારો હરપળે કરવા અને તેને
અમલમાં મૂકવા. જો તે પોતે ઇચ્છશે તો જય મેળવી શકશે, જોકે

। માટે તેને થાણુ મેહનત તો કરવીજ પડશે. તે પોતેજ પોતાના ।નનો માલેક છે, અને તેમાં પોતાની ઇચ્છાનુસાર ચીજોને દાખલ કરવાનું ।ળ ધરાવે છે.

સુચનાઓ અને નિશ્ચયના વિચારો ઉપરના જેવુંજ પરિણામ ।ાવે છે. "હું ઇચ્છું છું અને કરી શકીશ!" "હું અનંત શકિત ।રાવું છું." "હુ સારો છુ" વગેરે સુચનાઓ વારવાર બોલવાથી અને તે પ્રમાણે વર્તવાથી બ્હીકણમા બ્હીકણ માણસ અને ખરાબમાં ખરાબ વ્યકિત પણ પોતાને કાળાતરે નવોજ માણસ બનાવી શકે છે.-

શરમાળ, બ્હીકણ અને પોતાને અત્યાર સુધી પામર પ્રાણી માનનાર માણુમોએ એવા વિચારો કરવાની જરૂર છે કે જેથી ઉપલા દુર્ગુણોનો નાશ થાય "હુ અનત શકિત ધરાવું છુ અને મારો માલેક હુ પોતેજ છુ," એ વાકયનુ મનન કરી, તેનો અમલ કરનાર માણુસ, રફતે રફતે ઉપલા દુર્ગુણો પર જય મેળવી શકશે તેણે ઉપલું વાકય વારવાર બોલવુ જોઇએ, તેનુ મનન કરવુ જોઇએ, અને તેનો અર્થ સમજવો જોઇએ. કોઇપણ નવુ કાર્ય શરૂ કરતાં તે ઉપલો વિચાર કરશે તો તેને તે માટે ડર લાગશે નહિ, તેનુ શરમાળ પાણું દૂર થશે અને "મને બ્હીક લાગે છે" "મને શરમ લાગે છે." વગેરે વિચારો તેનો હમેશ માટે ત્યાગ કરશે.

## પ્રકરણ ૯ મું.

## મનુષ્યનો મોટો શત્રુ

That Inemy of man's Progress that frightful figure that stands before the door to freedom–Fear

H. H. ATKINSON

ભાવાર્થ—મનુષ્યના સુધારા વધારાનો કટ્ટો શત્રુ અને છુટાપણાના દ્વાર આગળ અટકાવ કરવા માટે ઉભેલો બીહામણો રાક્ષસ તે બીક–ભય–છે

એટકીન્સન

Fear is the only thing of which we should be afraid. It is the only real live devil all others are dead. So now, the one great denial of my life is that of fear. I am not afraid of poverty. I will not pinch down in money-spending. I will not economize as that word is commonly understood. This is my constant affirmation."

'ભય"નુ સ્વરૂપ જોઇ, બીજાં પગલાં આગળ ભરતા અટકી આપણને આ ગક્ષસ કેટલો બીહામણો છે તેનુ વર્ણન કરવુ મુસ્કેલ છે. । સંભ-

દરેક સુધારા વધારાના રસ્તામા અટકાવ રૂપ જો ખરેખરી ઉપર પણ વસ્તુ હોય તો તે ભય છે. એજ, મનુષ્યનાં બધા દુખો, દિલગીરીઓ અને નિષ્ફળતાના પાયા રૂપ છે જેમ એક માણસ ભયના સબબે ગુલામી કરે છે, તેમ આખી કોમો અને જ્ઞાતિઓ પણ તાબેદાર સ્થિતિમા, બ્હીકના કારણે રહે છે એજ રીતે મુલકો અને દેશો પણ આગળ વધતા અટકી પડે છે કોઇપણ માણસ, જ્ઞાતિ કે કોમ, જ્યાં-સુધી "બ્હીક" રાખે છે, ત્યાંસુધી તે દરેક પોતાની સ્થિતિમા સુધારો કરી શકતા નથી એ "બ્હીક' કે "ભય" ઉપર જો જય મેળવાય તો બધી ગુલામગીરીનો અત આવે .

જેઓ "ભય'ની સામે બ્હાદુરીથી અને શાન્તિથી થાય છે, તેઓજ "બ્હીક"ને જીતી શકે છે "ભય"ની મૂર્તી સામે હિમ્મતથી જુઓ અને એવી કાતીલ નજર કરો કે "ભય"ને તમારી બ્હીક લાગે તમે તમારા "સ્વ"ને,—"હુ"ને—યાદ કરો અને "ભય"ને કહો કે "હુ"ને—"આત્મા"ને—કોઇનો ડર નથી ભય, માત્ર મોહ, માયા અને શરીરને છે, અને એ બધા કરતા 'હુ" વધારે છુ—હુ અજીત છુ—મને કોઈ જીતી શકે એમ નથી—અને 'ભય" "હુ"ને જીતી શકે એમ નથી

- જ્યારે કોઇ માણસ 'ભય"ને પોતાની ઉપર સવાર થવા દે છે. ત્યારે "ભય"ના જે જે કારણોથી તે બીહે છે, તે બધાને તે પોતાની તરફ આકર્ષે છે "ભય" એ એક મોટા બળવાળુ લોહચુંબક છે અને તેની આકર્ષણ શક્તિ અનહદ છે એ "ભય"ના સબબે બીજી વખતે બળવાન ગણાતો માણસ તદન નાસીપાસ થઈ જાય છે અને "ભય" ન હોય તો તે જે કામ કરી શકે છે તે "ભય" આવતા કરી શકતો નથી જે પ્રમાણમા માણસ ભય મુક્ત હોય છે તે પ્રમાણમાં તેને ફતેહ મળે છે. દુનીઆમા ફતેહમંદ માણસોનું જીવન તપાસો અને

માલૂમ પડશે કે તેઓ હિમ્મતના સબબેજ ફતેહ મેળવી છે.

તમારૂં પોતાનુંજ જીવન તપાસો. તમને પોતાને પણ ઘણીએ તકો મળી હશે, પણ "ભય"ના સબબે તમે તેનો લાભ લીધો નથી, અને તેથી જેટલા વધવું જોઈએ તેટલું તમે વધી શક્યા નથી. કોઈ એક કામ હાથમાં લીધા પછી, વચમાંજ તમે ધારો છો કે "વખતે તેમ નહિ બને તો!" અથવા "કામ થવું મુશ્કેલ છે" અને "ભય"ના સબબે તમારૂં કામ વચ્ચેજ અટકી પડે છે અને તમને વિજય મળતો નથી. 'ભય' એક રાક્ષસ છે જે મનુષ્યને ખાઈ જાય છે.

મનુષ્યને ગુલામીમાં રાખનાર "ભય" જેવો બીજો એકે રાક્ષસ નથી. એ રાક્ષસના અનેક દીકરા દીકરી છે. અદેખાઈ, ધીક્કાર, વેર, કીનો, કંજુસાઈ, ધર્માંધપણું, કદાગ્રહ, ક્રોધ વગેરે "ભય"ના બેટા બેટી છે. આમ માનતા તમે અચકાઓ છો પણ તેમ કરવાનું કારણ નથી. જુઓ! જે ચીજથી તમને ગમતું નહિ હશે, જેનો તમને ભય હશે, તેથીજ તમે કંટાળશો. તમે કોઈ બીજાના ભય વગર અદેખાઈ કરતા નથી. કોઈ પણ ચીજ તમને નુકશાન કરે એવો ભય નહિ હોય તો તેને ધીક્કારવાની જરૂર નથી. અદેખાઈ, ધર્માંધપણું વગેરેનો પાયો પણ 'ભય' માંજ છે. ધર્મના બ્હાના હેઠળ બીજે ધર્મમાનનારાઓની સતાવણી 'ભય' ના કારણથી થાય છે. ગુસ્સો પણ 'બ્હીક' ના કારણેજ આવે છે. જેનો ભય નથી તેનાથી ગુસ્સો નથી. 'ભય' ના બેટા-બેટી દુર્ગુણો છે. ભય દૂર કરો અને બીજા દુર્ગુણો પણ નાશ પામશે.

જમાનાઓ થયા મનુષ્ય સૃષ્ટિ 'ભય' ની બેડીમાં જકડાઈ રહેલી છે અને તેમાંથી તેને છોડવવાનું કામ મુશ્કેલ છે. આપણી બાળપણથીમાં જન્મથી 'બ્હીક' ના બાઉથી આપણી માતાઓ, આપણને બ્હીવડાવે છે અને માતાના ગર્ભમાં હોઈએ ત્યારે પણ તેવાજ શબ્દોથી આપણું અંતર ભરવામાં આવ્યું હતું "બાઉ" "બાઉ"

"સીપાહી" વગેરેને બોલાવવાને મસે આપણા બાળપણથીજ આપણને ધાકમા રાખવામા આવ્યા હોય છે અને ભૂત, પલીતની વાર્તાઓ સભળાવીને તેઓથી બ્હીવાના સસ્કાર પાડવામા આવ્યા હોય છે ઉપર આકાશમા દેવો રહે છે તેઓથી, નીચે પાતાળમા નર્ક છે તેનાથી અને મૃત્યુ લોકમા માનવિ રૂપમા રાક્ષસો રહે છે તેઓથી, બ્હીવાનુ આપણને ધર્મો ચાર્યો, મા બાપો, અને સોબતીઓ હરેક પળે શીખામણના રૂપમા કહે છે વળી વાત કરતા હરેક વાક્યમા કહેવામા આવે છે કે "જોજે! સભાળજે!!" "આમ કરશો તો જોજે આમ થશે," "તમે હિમ્મત કરો છો, પણ મારી સલાહ નથી," એવા વાક્યો આપણા વ્હાલાઓ સદ્‌બુદ્ધિથી કહે છે, પણ તેથી આપણા ઉપર અજાણતા જે અસર થાય છે, તેનો તેઓને સ્વપ્ને પણ ખ્યાલ નથી હોતો એ "બ્હીક" ના સસ્કારો મોટપણે પણ છુટતા નથી, અને ઘણાઓ તેના પરિણામે તદ્દન બાયલા અને જરાજરામા બીહે એવા સ્વભાવવાળા થાય છે હરપળે, હરેક ઠેકાણે, અને હરેક ઘરમા આવા બનાવો ચાલુ બને છે, અને તેને દૂર કરવા પારસમણિના વાચકો પ્રયત્ન કરશે, તો દેશને મોટો ફાયદો થશે

"બ્હીક"થી કોઇનુ ભૂતકાળમા ભલુ થયુ નથી અને ભવિષ્યમા થનાર નથી "બ્હીક"ના રાક્ષસે અનેક ભલા-સારા કામોને ઉગતાજ ડ્હામી નાખ્યા છે અને તેથી દુનીઆને મોટુ નુકશાન થયુ છે દુનીઆમા ગુલામગીરીનો પાયો ભયથીજ નખાયો છે, અને હજી ઘણા દેશોમાં સ્ત્રુટીપણુ નથી મળ્યુ તે, એ "ભય" ના "બાહુ" ના સબળેજ છે "મને બ્હીક લાગે છે," એવા શબ્દો હમેશા સભળાય છે, અને જેઓ એ શબ્દોને નહિ ગણકારતા પોતાના હૃદયપર કાબુ રાખી શક્યા છે તેઓ પોતાની હિમ્મતથી દુનીઆને ચકિત કરી શક્યા છે અને તેઓના યશો ગાન ગવાય છે

તોડી પાડવાને અનેક ઉપાયો રચ્યા કરે નથી રચતા ધીક્કાર અને ગુસ્સાનું સામ્રાજ્ય આવા માણસો ચલાવે છે અને પરિણામે દુશ્મનાઈ વધે છે કોઈ નવું ભય દાખલ પડતા પણ આવી સ્થિતિ ઉત્પન્ન થાય છે દુનીઆનો મોટો શત્રુ તે ભય છે

જેઓ બ્હીકણ છે તેઓ ગુલામી સ્થિતિમાં છે, અને તેમનો શોક ભય છે એવો ધારેલો શોક બીજો કોઈ નથી એના ગુલામો પોતાના ભયના પ્રમાણમાં વધુ ને વધુ દુખી થતા જાય છે, અને જો કે તેઓમાં જે અનંત શક્તિ રહેલી છે તે તેઓને મુક્તિ આપી શકે એમ છે તો પણ તે તેઓથી અજાણ હોવાથી તેઓની સ્થિતિ સુધરતી નથી પણ જ્યારે માણસને પોતાની આત્મિક શક્તિની ખબર પડે છે કે તરતજ તેને ભય છોડી જાય છે અને તે તદ્દન બદલાઈ જાય છે, એ પછીજ મનુષ્ય મરદ થાય છે ભય દૂર થતાંજ માણસમાં નવી જીંદગી સાથે ઉત્પન્ન થાય છે, અને તેને માલૂમ પડે છે કે તે જેટલી બધી બ્હીક રાખતો હતો તેટલી રાખવાની જરૂર ન હતી, અમુક બાબતનો ભય તે બાબત કરતા વધુ ખરાબ છે, અને જે બાબતોનો ભય રાખવામા આવે છે, તેમાની ઘણી બાબતો એટલા બધા ભયને માટે યોગ્ય ન હતી એટલુંજ નહિ પણ ઘણી બાબતોનો ભય તો પાયા વગરનો હતો

બ્હીક જેવો મોટો શત્રુ કોઈ નથી તમે ભયથી ડરો નહિ અથવા ભયની સામે થતા શીખો કોઈપણ બાબતમા ભયનું કારણ લાગે તો ડરો નહિ, પણ તેની સામે થાઓ અને હસતે મુખડે સામે થાઓ જેઓ બહાદુર છે તેને 'બ્હીક' કે ભયની કાંઇ પણ અસર થતી નથી, અને તેઓને વિજય પણ મળે છેજ

તમારે બહાદુર થવું છે? તો સાંભળો! 'ભય' જેવું કાંઇ છેજ નહિ એમ માનો અને હંમેશા હિમ્મત અને આત્મ વિશ્વાસના વિચાર કરો. તમે વિચારો કે આત્માથી મહાપરી કોઈ નથી— "હું" એજ આત્મા છે—

એજ સર્વેનો ઉપરી છે તમે વિચારો કે આ દુનીઆમા જે કાંઈ છે, તે અમુક કાર્ય કે ફરજ બજાવવા આવેલુ છે, અને અમુક ફરજો તેને બજાવ્યા વગર છુટકો નથી તમારામાં વિશ્વાસ રાખો! તમારા પરથી જરા પણ વિશ્વાસ ડગાવો નહિ વળી એ પણ ચોકસપણે માનો કે આખી દુનીઆ ઐકયતા ધરાવે છે–અને દરેક ચીજ સાથે બીજાને સબંધ છે–આપણે દરેક એક સંપૂર્ણ તત્વ ધરાવીએ છીએ, અને આત્મા સર્વેનો ઉપરી છે.

"ભય" જેવી કોઈ ચીજ હસ્તિમાજ નથી, એ સિદ્ધાંત જેઓ સમજે છે તેઓને હમ્મેશા શાંતિ હોય છે–જ્યારે તેથી ઉલટી પ્રકૃતિવાળા હમ્મેશ ચિંતાતુર–વલોપાતીઆ–બળતા–દુખી–અદેખા–હોય છે. તમે હિમ્મતવાન બનો અને તમને શાંત નિદ્રા આવશે તમારા કામ ઉપર તમે ધ્યાન આપી શકશો અને કોઇ નુકશાન તમને થશે નહિ. આ ઉપાય જે અજમાવશે તેને શાંતિ મળશે અને તે સુખી થશે

---

તેથી બ્હીતા નથી તેનો શું સબબ છે ? શું એ બે માણસોમાં કાંઇ ફેર કે તફાવત તમારી નજરે નથી પડતો ? વિચાર કરો ! જુઓ કે તમારી બુદ્ધિ તમને શું કહે છે ! તે એમ કહેશે કે એક ખુનીને જે ફાંસી કે ગરદન મારવાની શિક્ષા થાય છે તે તેનુ મોત અમુક પળે થશે તેમ તેને સુચન કરે છે અને તેથી તે તે પળની યાદથી-મોતથી-ડરે છે, જ્યારે આપણે મોતની બ્હીક નથી, કારણકે આપણે એવુ નાઇ પણ નથી જાણતા કે જેથી અમુક પળે આપણુ મરણ થશે, તે વિષે આપણે ખાત્રીવાન હોઇએ એજ સબબે આપણને મોતની બ્હીક નથી.

આપણી બુદ્ધિ આપણને કહે છે કે મોતથી કોઇ બચવાનું નથી પણ તે જના આપણામાં રહેલી એક શક્તિ એમ પણ કહે છે કે, હવે તુ જીવશે ને ખાન કર છે ! એ અગોદીક શકિત એ પણ કહે છે કે હે મનુષ્ય ! તારી અંદર એવુ એક તત્વ છે કે જે હમેશા અમર રહીને મરણને જીતી શકે છે, અને તેથી મોતને જીતવાને તુ પ્રયત્ન કર ! એ શક્તિ જે કહે છે તે આપણે જો કે ચક્ષુથી જોઇ શકતા નથી તે છતા તેની લાગણી તો આપણામા ઉત્પન્ન થાય છેજ અને તે લાગણી ઉપર પ્રમાણે મ્હોતી હોય એમ આપણુ હૃદય હરપળે સાક્ષી આપે છે એજ અગોદીક શક્તિ આપણે અમર તત્વ ધરાવવાની યાદ હરપળે આપતી હોવાથી જો કે આપણે વાતોમા મ્હોત માટે ખાત્રી ધરાવીયે છીયે એમ કહીએ છીયે તો પણ અંદરથી તે માટે આપણે જરા પણ બ્હીક ધરાવતા નથી જો તેમ ન હોત અને જો દરેક માનવિ એક ખુની, જે રીતે મ્હોતને જુએ છે, તેજ નજરે તેને જોતો હોત તો તે પણ મ્હોતને તે ખુનીની નજરથીજ જોત અને હરપળે તેનાજ વિચારમા બીજુ સર્વ કામ ભૂલી તથા જીવવાની મહેનતથી દૂર રહી તે હરપળે મ્હોતનીજ તૈયારી કરત એટલે કે ભવિષ્યના મ્હોતના વિચારે તે આ પળે પણ મરણ પથારીપર હોત

હે વાચક ! પણ દુનીઆમા તુ શું જુએ છે ? હજારો કાળા ધોળા કરનારા ! હજારોને રજાડી પોતાનુ ઘર (?) તાજુ રાખનારા ! હજારો

રિતે પોતાનું માન તથા પોતાનો ગર્વ ઉંચે રાખનારા! કોડી કોડી જોદ્ધો હજારોનો દલો ભેગો કરનારા! હજારોને તાબામાં રાખી તેમને પોતાની હકૂમતના દાબમાં રાખનાર માનવિઓ આનંદમા તેમજ ખુશ મીજાજમાં માલુમ પડે છે તે શું તું નથી જાણતો? એ કેમ બને છે? મ્હોત તેઓને માટે એક દિવસે નક્કીજ આવશે એમ તઓ ચોક્કસ માને છે તે છતા તેઓને અકૃત્ય કરતા દુઃખ કેમ ઉત્પન્ન થતું નથી? તેનો સબબ શું તને સમજાતો નથી? નહિ સમજતો હોય તો જાણ કે તેઓ મરણની આશા રાખતા નથી અને તેથીજ તેઓ એવા અકૃત્ય કર્યાં જાય છે તેમની જીંદગાની આ બાબતમા સાક્ષીરૂપ છે તેઓ એક હજારને એક યોજનાઓમા જોડાઇ પોતાની દુનીઅવી હાલત સુધારવા તથા પોતાનું સુખ વધારવા પ્રયત્ન કરે છે, તે શું દેખાડે છે? "મરણ નક્કી આવશે" એમ તેઓ બોલે છે છતા તે શબ્દો તેમના પર કાંઇ અસર કરી શકતા નથી જે વખતે કાંઇ રોગ કે બ્હીકના પંજામાં તેઓ સપડાય છે ત્યારેજ તેઓને મરણનો ખરો ખ્યાલ આવે છે અને "વખતે તેના પંજામા અમે પણ સપડાઇશું" એમ તેઓને કાંઇક વિચાર થાય છે આવો વિચાર આવતાજ તેમને મરણને શરણ થતાં બ્હીક લાગે છે અને તે કેમ દૂર કરી શકાય તે માટે આખી દુનીઆની સંપત્તિ આપવા પણ તેઓ તૈયાર થાય છે

પણ મ્હોતથી દૂર ન્હાસવા માટે અથવા મરણ ન આવે તે માટે જે પ્રયત્નો આ મનુષ્યો કરે છે તે ઉપરથી એમ પણ સાબીત થાય છે કે મ્હોતથી બચવાને કોઇ ઉપાય પણ હોવોજ જોઇયે, કેમકે જો તેમ નહિ હોય તો તેનાથી બચવાની આશા કેમ ઉદ્દભવે? મ્હોતની બ્હીક એજ જીંદગી અથવા જીવવાની આશાને ઉત્પન્ન કરી તેને ઉત્તેજન આપે છે! આશા ઘણું ખરું તો બની શકે એવી ચીજ માટેજ ઉત્પન્ન થાય છે. પણ મરણ પછી આપણી જીંદગી ચાલુ રહે છે અથવા મરણ પછી સ્વર્ગમાં ઘણાં સુખ મળશે એવા વિચારો જે કે આપણામાં ઉદ્દભવે છે, તો પણ તે એવા નથી કે જેથી મરણની બ્હીક દૂર થાય!

જ્યાંસુધી આ દુનીઆમાં રહી શકવાનું શક્ય હોય છે, અથવા જ્યાંસુધી આપણા શરીરનાં આત્મીક તત્વનો જરાપણ અંશ દેહમાં દેખાતે હોય છે ત્યાંસુધી, તો આપણે સ્વર્ગના સુખ કરતાં પણ આ (અસાર) સંસારને વધુજ વ્હાલો ગણી તેમાંજ રહેવા ઇચ્છીએ છીએ, અને જ્યારે તે આત્મિક તત્ત્વ મોટે ભાગે શરીરથી જુદું પડે છે અને તેનો ઘણોજ નાનો અંશ શરીરમાં હોય છે, અને તે પણ હવે પછી રહેનાર નથી તથા આપણે રાખી શકનાર નથી, એવી જ્યારે આપણને ખાત્રી થાય છે, ત્યારેજ આ રોગી તથા મળમૂત્રથી ભરેલું શરીર છોડી જવાને આપણે, ન છૂટકે, મન કરીયે છીએ.

આ ઉપરથી વાચક ! તારી ખાત્રી થઇ હશે કે, આપણે મરવાની જરા પણ ઇચ્છા નથી રાખતાં, અથવા મરવા ના પાડીએ છીએ એમ કહેવું ખોટું નથી. આપણી હમણાની જીંદગી મોટી મુશ્કેલીઓથી ભરપૂર છતાં, અને ભવિષ્યની નવી દુનીઆમાં સ્વર્ગનાં સુખો આપણને મળશે એમ આપણને કહેવા છતાં, આપણે મરવા કરતાં જીવવા વધુ ઇચ્છીએ છીએ, એટલુંજ નહિ પણ મરણની આપણે આશા રાખતા નથી કે રાહ જોતાં નથી મરણ અચાનકજ આવે છે. લોકો એમ ધારે છે કે તે સર્વ શક્તિવાન સાહેબે સર્વ માટે મોત નિર્માણ કર્યું છે, અને ઇશ્વરે તેમ કરી ઠીક કર્યું છે. આ માન્યતા, પોતાના પરમ તત્વની ઠેકડી કરવા બરાબર છે, કેમકે એક દવાણુ અને સર્વ શક્તિવાન ઇશ્વર એવું શું કામ કરે ? વળી ઇશ્વરે મરણ મોકલી સારૂંજ કર્યું, એવું તેઓ માને છે તે છતાં એ માન્યતા વિરૂદ્ધ પ્રવર્તિ કરી, ઇશ્વરી શક્તિ સામે થઇ પોતાનો બચાવ કરવા-તેઓ હરપળે ઉપાયો યોજે છે, અને એક બદામની દવાની ગોળી, ઇશ્વર કરતાં વધુ શક્તિવાન છે એમ તેઓ માનતાં હોય એમ તેઓની વર્તણૂંક સાબીત કરે છે ! તેઓ આ (નાશકારક) શરીરને જ્યાંસુધી બને ત્યાંસુધી વળગી રહેવાની આશા રાખે છે, અને જ્યારે તેમની આશા નિરાશામાં ફેરવાય છે ત્યારેજ નાસીપાસ થઇ પોતાના આત્માને ..ગવા વિચાર કરે છે.

આપણો એક વ્હાલો મિત્ર, પુત્ર કે આપણી સ્ત્રી જ્યારે મરણ પામે છે ત્યારે આપણે કહીએ છીએ કે "જેનો આ દુનીઆમા ખપ છે તેનો ઇશ્વરને ત્યા પણ ખપ છે, અને તે ઇશ્વર પામેજ મરણ પછી ગયા હશે ને સ્વર્ગના સુખ ભોગવતા હશે" આવુ કહેવા છતા આપણે તેના મરણથી રડીએ છીયે ને તેને સુખ મળ્યુ હશે એમ માનવા છતા આપણી દિલગિરી આપણને છોડતી નથી આ દિલગિરીનુ શુ કારણ છે? શુ તેની જૂદાઇ માટે આપણે રડીયે છીએ? ના! તેમ નથી, કેમકે જ્યારે તે જીવતા હતા ત્યારે, જ્યારે દેશ કે દેશાવર જતા ત્યારે, આપણને દુખ થતુ ન હતુ અને હમણા જેવી જૂદાઇ છે તેવીજ જૂદાઇ તે વખતે છતા, આપણને દિલગિરી થતી નહોતી! ત્યારે આ કેમ બન્યુ? એનો કાઇ સબબ?

એનો કાઇ સબબ છેજ એ જૂદાઇ માટે આપણને દિલગિરી થાય છે એમ નથી, પણ કાઇક એવો નિયમ કે જે વીશે હમણા આપણે બીલકુલ માહીતગાર નથી, તેનો ભગ થતો હોવાથી, તે નિયમના ભગના પરિણામે આપણને દુખ થાય છે મરણ એ કુદરતી અમરતાનો ભગ કરનાર હોવાથી, આપણને દુખ ઉત્પન્ન કરે છે એ કુદરતી અમરતા વીશે આપણને પુરી માહીતિ નથી એ વધુ દુખદાયક છે કુદરતી નિયમનો મરણથી ભગ થાય છે, એ વિષે તમારી ખાત્રી એટલા ઉપરથી થશે કે, જોકે મરણને ઘણાઓ ભવીષ્યના સુખ તરીકે ગણે છે તે છતા તે થતા દરેકને દિલગિરી થાયછે, આપણુ ચિત્ત ચકડોળે ચઢે છે અને આપણુ હૃદય ચીરાઇ જાય છે

જાણતા? આનુ કેમ બનતુ હશે? એમ બનવાનુ કારણ એ છે કે તેઓ મોત અમુક વખતે નક્કી આવશે એ જાણી બીહે છે અને તેથીજ તેનાથી જેમ બને તેમ જલદી છુટકારો થાય એમ ઇચ્છે છે આપણે માટે પણ તેજ નિયમ લાગુ પડે છે અમુક વખતે આપણુ મરણ થશે એમ જો આપણને માલમ હોત તો આપણી જીદગી ઘણીજ દુ ખદાયક થઇ પડત કેમકે હરપળે મરણની યાદ આવતા કાંઇપણ સુખ આપનારી વાત તરફ આપણુ દિલ ખેચાત નહિ આપણી અને એક ગુનેહગારની મરણ સબધી હાલતમા જે ફેર છે તે એજ છે કે આપણે બીજાઓ માટે ગમે તેવુ ધારીએ છીએ છતા આપણા મરણનો વિચાર આપણને આવતોજ નથી કેમકે મનુષ્યો જે અમર આત્માના શરીરરૂપે એક ભાગ થઇ દુનીઆમા આવે છે તેઓ તેમને હરપળે યાદ આપે છે કે તેઓ અમર છે અને તેઓનુ અમર રહેવાનુ કામ તેઓ પોતે બજાવી શકે એમ છે મોટા મોટા તત્વવેત્તાઓ ફીલસુફો અને વિદ્વાનો તેમજ શાસ્ત્રકારો અને પેગબરો આત્માના અમરપણાને માને છે એ જગજાહેર છે અને તેથીજ તેઓએ ભવીષ્યની દુનીઆમા તેઓને પુજનારાઓ માટે અમર સુખ મળવાનો ઉપદેશ કર્યો છે આ વાત ઘણુ ખરૂ દરેક મનુષ્ય માને છે જો કે એ વાત સાબીત કરવાને કાંઇ પણ પ્રત્યક્ષ પ્રમાણ નથી

આત્મા અમર છે એ સિદ્ધાંત દુનીઆના દરેક મુખ્ય ધર્મ કબુલ કરે છે અને એ સિદ્ધાંત કાંઇ તદ્દન નહિ ગણકારવા જેવો કે [illegible] નથી આત્મા અમર છેજ તમે એ પણ ઘણી વખત વાંચ્યુ હશે કે કેટલાક આત્માઓ કેટલીક વખત કેટલાક સજોગોમા અમુક માણસોને દેખાવ આપે છે એ વિચારો તેમજ તેને લગતા લેખો હમણા કેટલાક માને છે તેમ અસત્ય નથી તેમજ પશ્ચિમની વિદ્યા તથા પશ્ચિમના સુધરેલા ગણાતા લોકો પણ આત્માઓ કે ભૂતો દેખાવ દે છે એ વાત સ્વીકારવા લાગ્યા છે એ માટે જે વ્હેમ છે તે તેમના સત્ય દેખાવ માટેનો નથી પણ તેમની વિગતોના સબધમા છે હૃદય એ આખી

દુનીઆનું જ્ઞાન ધરાવનાર, એક આત્મા છે, છતા તેની અંદર જોવાનુ કામ દરેક માટે મશ્કેલ છે, કેમકે એ હૃદયની વિશાળતા હરપળે અને હમેશ વધુ વધતી જાય છે, જે સાબીત કરે છે કે હૃદયની ઉત્પાદક શક્તિ અગાધ છે એ કહેવાનો ભાવાર્થ એવો નથી કે હૃદય કાઇક એવી શક્તિ ધરાવે છે કે જેથી તે કોઇ નવી ચીજ ઉત્પન્ન કરી શકે એમ કહેવાનો ભાવાર્થ એવો છે કે જે ચીજ દુનીઆમા હૈયાત છે પણ જેને આપણે જાણતા નથી અથવા જે વિષે આપણે અજાણ છીયે તે ચીજ, જાણતાં હૃદય તેને ઉત્પન્ન કરે છે એ ઉત્પન્ન કરેલી ચીજ, પહેલા વિચારમા, પછી વિચારના આકારમા અને તે પછી ચીજના આકારમા બદલાય છે. એ સાથે એ જાણવા જોગ છે કે દુનીઆમાં કોઈ પણ ચીજ નવી બનતી નથી, કેમકે દુનીઆ દરેક રીતે પૂર્ણ છે અને તેની અંદર કોઇપણ નવી ચીજનો ઉમેરો કરવાનુ કામ બાકી રહ્યુ નથી વળી એ પણ યાદ રાખવાનુ છે કે જો કે દુનીઆ પૂર્ણ છે અને તેની અંદર કાઇ ઉમેરો થતો નથી તે છતા આત્મા દરરોજ નવી પેદાયશ કરે છે, અને તે એ પેદાયશ કરના કદી અટકશે નહિ, અને એજ એની ઉત્પાદક શક્તિ છે હૃદય પણ આત્માની એજ શક્તિના સબબે નવી નવી ચીજ જાણતુ થઈ પોતાની વિશાળ શક્તિ ખીલવે છે એ નવી પેદાયશ વાસ્તવિક રિતે નવી નથી, કેમકે આત્મા દરેક ચીજનું જ્ઞાન ધરાવે છે. તે છતા તેની પોતાની એ શક્તિપર આવરણ ફરી વળ્યા હોવાથી ભવિષ્યમા તે ગમેલુ જ્ઞાન પાછુ મેળવવા પ્રયાસ કરે છે અને તે પ્રયાસના ફળરૂપ નવુ જ્ઞાન મેળવે છે જે ખરૂ જોતાં નવું નથી તે છતા નવુંજ છે કેમકે હાલના વખતમા કે ભૂતકાળના થોડા વખતમાં તે જ્ઞાન તેનામા હતુ નહિ અને તે વખત પછી તેણે તે જ્ઞાન પાછુ મેળવ્યું જેથી તે નવુ ગણી શકાય હૃદયની શક્તિ એ જ્ઞાન પાછું મેળવવામાં વપરાય છે. એ માટે કોઇ અમુક માણસને કોઈ અજાયબ જેવો વિચાર કે જેવો વિચાર ક્વચીતજ હૈયાત દુની-આમા કોઇને ઉત્પન્ન થયો હોય, તેવો વિચાર ઉત્પન્ન થાય છે, જેને

બીજાઓ ‘ અશક્ય ’ અથવા ‘બુદ્ધિ વિરૂદ્ધ’ ના ગણે છે આ વખતે જેના હૃદયમા તે વિચાર ઉત્પન્ન થાય છે તે બીજાઓના વિરૂદ્ધ વિચારથી ઘણોજ ગભરાય છે અને પોતાના વિચાર વીશે નરમા પડે છે તે છતા હૃદયમા પાછો તેજ વિચાર વધુ જોરથી ઉત્પન્ન થાય છે, તે વિચાર પાછો વધુ જુસ્સો ઉત્પન્ન કરે છે, તે પછી તેથી વધુ જોર કરે છે અને પેલો મનુષ્ય પોતે ખરો છે અને બીજાઓનો વિચાર ખોટો છે એમ ધારવા લાગે છે છે ને તે એવુ પણ માને છે કે જે વિચાર અશક્ય અથવા બુદ્ધિ વિરૂદ્ધ ગણાય છે તે તેમ નથી પણ શક્ય અને પૂર્ણ અક્કલથી ભરપૂર છે તે એ વિચાર અમલમા મૂકવા તે પછી ખંતથી મંડે છે અને એક એવુ કાર્ય કરી બતાવે છે કે જે બીજાઓને અચંબામા નાખે છ ઉપર પ્રમાણે થયેલુ કાર્ય તેની હૃદયની ઉત્પાદક શક્તિને આભારી છે

ઉત્પાદક શક્તિ એ એક એવી શક્તિ છે કે જેથી સારૂ અને નરસુ એ બેનો તફાવત સમજી શકાય છે એ શક્તિ બુદ્ધિ અને હૃદય સાથે સબધ ધરાવે છે અને જો એ શક્તિ ન હોય તો આ દુનીઆ કુદ્રત અને તેની મુખ્ય પેદાયશ જે મનુષ્ય તે હસ્તિમા હોતજ નહિ અને જે નવા ફેરફારો દરરોજ નજરે પડે છે તે પણ કોઇના જોવામા આવત નહિ જીદગી સાથે હૃદય અને ઉત્પાદક શક્તિને ઘાડો સબધ છે જીદગી બે તરેહની છે (૧) બાહ્ય અને (૨) ગુપ્ત માણસનો જન્મ એ ગુપ્ત જીદગીનો અને એ જીદગીને ઓળખવાની બુદ્ધિ એ બાહ્ય જીદગીનો મુખ્ય નાખનો છે દુનીઆનો દરેક શરીરધારી જીવ આખી કુદ્રત અને નજરે પડતી દરેક ચીજ એ શાહ અક્કલનુ પરિણામ છે, જેને મન અથવા અક્કલ ઓળખી કાઢે છે આથી આખી નજરે પડતી દુનીઆ મન રૂપ છે એમ કહેવામા ખોટુ નથી જે દરેક ચીજ આપણી નજરે પડે છે અથવા જેને વિષે આપણને લાગણી થાય છે અને જે આપણી ઇંદ્રિઓ પર અસર કરે છે તે આપણા મનનાજ નમના છે અને તેથીજ તે મન રૂપ કહી શકાય આખી દુનીઆપર એ ‘મન’ અથવા અક્કલજ

સત્તા ભોગવે છે; 'મન' એજ ખરૂં તત્વ છે જે દુનીઆ ચલાવવામા, રાજ્ય ચલાવવામાં તેમજ સર્વ સુખ દુ:ખ ઉત્પન્ન કરવામાં મુખ્ય પદાર્થ રૂપે ભાગ ભજવેછે. 'મન' એ એક ખરો પદાર્થ છે. એ પ્રત્યક્ષ દેખાડવાનું કામ એક ફીલસુફ માટે સર્વથી મૂશ્કેલ છે. અત્યાર સુધી એવુંજ માનવામાં આવ્યું છે કે, 'મન' એક ભાવવાચક (Abstract) પદાર્થ છે, અને તે બીજા પદાર્થો માફક પકડી કે જોઇ શકાય એમ નથી; અત્યારસુધી આપણને કદીપણ એવો ખ્યાલ આવ્યો નથી કે 'મન' એ એક દ્રવ્ય છે; અત્યારસુધી આપણે કદી એવુ ધાર્યું નથી કે જે રિતે રોશની, તાપના રૂપમા દેખાવ દેછે, તેજરિતે 'મન' જુદા જુદા દ્રવ્યોના રૂપમાં દેખાવ દેછે પણ એ નહિ માનવામાં ભૂલ છે કેમકે સર્વ કુદ્રત જીવ રૂપ છે અને તે અજીવ નથી અને તેમા એકપણ અણુ જીવ વગરનો નથી તેમ હોય તો 'મન' રૂપ કુદ્રત કહી શકાય નહિ. એક 'ઝાડ' એ એક માન્યતા છે અને એ માન્યતા ઝાડને ઓળખવાથી મનુષ્યમાં ઉત્પન્ન થાય છે. એ માન્યતાને આપણે આકાર વગરની માનીએ છીએ, પણ ખરૂં જોતાં તે તેમ નથી. આકારવાળી ચીજ એ પદાર્થ, કહી શકાય એક માન્યતા ને વિચારમા ફરક માત્ર એ છે કે વિચાર એ એક ઉપલક ઉપલકની ચીજ છે, જે બરાબર દૃઢ થવા પછી માન્યતામા ફેરવાઇ જાય છે. માન્યતા, એક ઉપલકીયા વિચારથી વધુ દૃઢ હોવામાંજ તફાવત ધરાવે છે. આ ઉપરથી સમજાશે કે આપણા વિચારો ખરા પદાર્થો યા દ્રવ્યો છે, અને જો કે તે વિચારો ઘણુંખરૂ, નરી આંખે નજરે પડતા નથી તે છતાં તેઓ આકાર ધરાવતાં પદાર્થો છે, અને કોઈ કોઈક વખત આપણા શરીરમાં તેઓ ઉત્પન્ન થયા પછી આકાર રૂપે યા ભુત પિશાચ રૂપે પણ નજરે પડે છે વિચારો ખરા આકાર ધરાવે છે કેમકે તેઓ કોઈ ચીજની કલ્પનાથી ઉદ્ભવેછે, અને એ કલ્પના કોઇ પણ હસ્તિ ધરાવતી ચીજથીજ ઉત્પન્ન થાય છે કેમકે જે હસ્તિમાં ન હોય તેની કલ્પના થવીજ અસંભવિત છે. આથી વિચારો આકારવાળા છે એ સાબીત થાય છે, પછી ભલે તે આકારો આપણે ઘણી વખત જોઇએ

આ નહિ દેખી શકાએ વળી કોઈ કોઈ વખત માણસ બેધ્યાન અવસ્થામાં હોય છે, તે વખતે તે બેધ્યાન અવસ્થામાં હોવાથી, તેના મનમાં શું થાય છે તે પોતે સમજી શકતો નથી અને કેટલાક એવા વિચારો તેમજ વિચારોના આકારને જન્મ આપે છે કે જેને પોતે જોઈને તેના વિષે બોલે છે આ આકાર તે માણસ પોતે જેમ જોઈ શકે છે, તેમ બીજા પણ જોઈ શકે છે અને તેને બીજાઓ ભૂત કે પિશાચ કહે છે

તમારૂ હૃદય શુ શુ અદ્ભુત શક્તિઓ ધરાવે છે તેનો ખ્યાલ તમને કોઈ વખત નહિ આવ્યો હશે? જો એ વિષેનો ખ્યાલ નહિ આવ્યો હોય તો એ શક્તિઓની અજમાયશ કરવાનો વખત તો ક્યાંથી આવે અને એ અજમાયશ કરવામા નહિ આવે તો પછી તેની ખરી માહીતિ ક્યાથી મળે? આમ હોવાથી માણસને પોતાના મનની હાલત, તથા તેની ગુપ્ત શક્તિઓ વિષે પૂર્ણ માહીતિ નથી એ કહેવું ખોટુ નહિ ગણાય' પણ એ સત્ય છે કે મન અથવા હૃદય કેટલીક એવી શક્તિઓ ધરાવે છે કે, જે વિષે વખતના ઘણાઓને આશ્ચર્ય ઉત્પન્ન થશે

આપણે જે ગુરૂત્વાકર્ષણ શક્તિ વિષે માનીયે છીએ તે વાસ્તવિક રીતે ખરૂ નથી અને એ આકર્ષણ શક્તિ વિરૂદ્ધ થઈને, હવામાં ઉડવાની તથા ચાલવાની શક્તિ દરેક મનુષ્ય ધરાવે છે.

શુ મનુષ્ય પોતાની મેળે હવામાં ઉડી શકે એ શક્ય છે? આ વાચતા તમને હસવુ તેમજ આશ્ચર્ય ઉપજશે, પણ તે છતાં તે એટલું બધું હસવા લાયક નથીજ

આ શક્તિ દરેકમાં અણદીઠ છે, અને કેટલેક વખત પછી એ શક્તિનુ જ્ઞાન થતાં ઘણા માણસો ઉડી શકશે ગુરૂત્વાકર્ષણ શક્તિ માટે એમ કહેવામા આવે છે કે, એ શક્તિના સબબેજ દુનીઆના સઘળા પદાર્થો દુનીઆના મધ્ય બિંદુ તરફ ખેચાય છે. એ માટે વિચાર કરતા

એમ માલમ પડયા વગર નહી રહે કે, જડ પદાર્થ તરફ પૃથ્વીની આકર્ષણ શક્તિ જે અસર કરે છે તેના પરિણામે જડ પદાર્થો તેના તરફ ખેચાય છે પણ જો એ જડ પદાર્થો એ પૃથ્વી તરફ ખેચાવાના માટે જરાપણ ઇચ્છા ધરાવતા નહિ હોય તો પૃથ્વી તેઓને પોતા તરફ ખેચી શકે નહિ જો કોઇપણ પદાર્થ–પછી તે નાનો મોટો ગમે તેવો હોય–ગુરૂત્વાકર્ષણ શકિતને તાબે ન થવા દૃઢ ઇચ્છા ધરાવે તો તે પૃથ્વી તરફ ખેચાય નહિ અને જો એમ બને તો એ પણ સાબીત થાય કે ગુરૂત્વાકર્ષણ કરતા કોઇ વધુ બળવાન શકિત હૈયાત હોવી જોઇયે.

ગુરૂત્વાકર્ષણ સબંધમા પ્રવર્તમાન માન્યતા ભૂલ ભરેલી છે ગુરૂત્વાકર્ષણ શકિત–કે જે પદાર્થોને પૃથ્વીના મધ્યબિંદુ તરફ ખેચે છે તે–શિવાય એક બીજી શકિત–આકર્ષણ શકિત–છે, કે જે ગુરૂત્વાકર્ષણથી વિરૂદ્ધ (negative) તત્વ ધરાવે છે એ આકર્ષણ શકિતનો ઉપયોગ અણુઓ ઉપર થાય છે અને જે પદાર્થોપર તેનો ઉપયોગ કરવામા આવે છે, તેમાં જે જે પ્રમાણમા બુદ્ધિ અથવા આત્મિક શકિત ઓછા વધુ પ્રમાણમા હોય છે, તેજ પ્રમાણમા તે ઉપર અસર કરી શકે છે. એ શકિત એવી નથી કે, જે જોરજુલમથી કોઇપણ ઉપર, તેની મરજી વિરૂદ્ધ, કાઇ પણ અસર કરી શકે ગુરૂત્વાકર્ષણ શકિત, વગર ખીલેલા 'મન' તેમજ 'હૃદય' ઉપર અસર કરી પોતાની તરફ પદાર્થોને ખેચે છે, પણ જો એ શકિત ખીલેલા મન કે હૃદય ઉપર ચલાવવામાં આવે તો તેમની મરજી વિરૂદ્ધ કાઇપણ અસર કરી શકે નહિ અને પોતાની તરફ તેમને ખેચી શકે નહિ ઘાસના એક તણખલા તરફ નજર કરો! તેને માટે તમે શુ ધારો છો? શું તે પણ 'મન' જેવી વસ્તુ પોતાની અંદર ધરાવે છે? 'હા'! તેને પણ મન છે અને તે પણ પોતાના અદ્રસ્ય મનને તાબે છે અને તેથીજ તે ઉગે છે ત્યારે જમીન બહાર ઉચે—હંમેશ ઉગીને વધે છે અને પૃથ્વી બ્હાર ઉચે આવે છે—પણ નીચે—જમીન નીચે—ખેંચાતુ નથી એવા ઘાસના તણખલા તેમજ ઝાડોને તમે સખ્યાબંધ જોયાં

હશે, કે જેઓ હરપળે વધુને વધુ સૂર્ય તરફની બાજુ તરફ—ઉંચે—ઉગે છે. એજ રીતે એક નાની કીડી કે, ગેળ પણ પોતાની મરજી અનુસારજ પૃથ્વી તરફ ખેંચાય છે કે નથી ખેંચાતીઃ એટલે કે જો તે ઇચ્છે છે કે, તેને એક મોટી ઈમારતની ટોંચ પર જવું જોઇએ તો તે વખતે ગુરૂત્વાકર્ષણનો કાયદો તેને પણ નડતો નથી અને તે કીડી કે ગેળ ઉંચે—સેંકડો ફીટ—જઇ શકે છે.

જડ પદાર્થ તેને કહેવો જોઇએ કે જેને પોતાની ગુપ્ત શક્તિની ખબર નથી અને જે તે કારણે પૃથ્વીના મધ્યબિંદુ તરફ ખેંચાય છે, જ્યારે તેથી ઉલટી રીતે ચૈતન્ય ધરાવતો પદાર્થ તે છે કે જે પોતાની મરજી અનુસાર વર્તવાની શક્તિ ધરાવે છે. આ ઉપરથી વાંચકોના ખ્યાલમાં આવ્યું હશે કે, એ બંને—જડ તેમજ ચૈતન્ય—તત્ત્વ ધરાવતા પદાર્થો એક એકથી ઉલટીજ રીતે ચાલે છે. જે પદાર્થો પૃથ્વી તરફ ખેંચાવાની ઇચ્છા ન ધરાવતાં હોય તેમને પોતા તરફ ખેંચવાની શક્તિ ગુરૂત્વાકર્ષણ શક્તિ ધરાવતી નથી. ગુરૂત્વાકર્ષણનો કાયદો ચૈતન્ય વાળા પદાર્થો માટે નથી પણ જડ પદાર્થો માટે અથવા જે પદાર્થોની આકર્ષણશક્તિ તેમજ મનની શક્તિ ખીલી નથી તેઓ માટે છે. ઝાડપરથી કોઈ ફળ જમીનપર પડે છે એનો શું સબબ? ન્યુટને ફેલાવેલા ફતવા અનુસાર તમે એમજ કહેશો કે એ બનાવ ગુરૂત્વાકર્ષણના સબબેજ બન્યો છે, પણ તેમ કહેવું વાસ્તવિક નથી. ઝાડપરનું ફળ જડ શક્તિ ધરાવે છે, અને પૃથ્વી પણ જડ શક્તિ ધરાવે છે. હવે પૃથ્વી અને ફળમાં, પૃથ્વી મોટી હોવાથી, પોતાથી નાના જડ પદાર્થને પોતા તરફ ખેંચે છે. જડ પદાર્થો માટે એટલે કે જે પદાર્થોની ચૈતન્ય શક્તિ ખીલી નથી, તેઓ માટે—એવો નિયમ છે કે મોટો જડ પદાર્થ—નાના જડ પદાર્થને પોતાની વધુ આકર્ષણ શક્તિના સબબે, પોતા તરફ ખેંચે છે. ઝાડનું ફળ જો પૃથ્વી કરતાં મોટું હોત, તો પૃથ્વી—જડ પૃથ્વી—ને પોતા તરફ ખેંચી શકત અને પોતે ભોંયપર પડત નહિ.

જો આ ઠેકાણે બન્ને જડ પદાર્થોને બદલે ચૈતન્ય ધરાવના પદાર્થો હોત તો આ નિયમ ફેરવાઇ જાત, કેમકે તે પદાર્થો પોતાની મરજી અનુસાર,-કે જે મરજી તેમની ગુપ્ત શકિત ખીલવવાથી ચૈતન્યરૂપે બહાર પડી છે-ચાલત તેઓ મરજી અનુસાર કોઇ વખત પૃથ્વી તરફ અને કોઈ વખત તેનાથી દૂર જાત જો તે પૃથ્વીથી દૂર જવા વિચાર કરત તો તે પોતાની બુદ્ધિ અનુસાર જેટલે દૂર જઇ શકાય તેટલેજ દૂર જઇ શકત અને વધારે દૂર જઇ શકતે નહિ કેમકે ત્યા તેનો ઇચ્છા અટકી જાત રેતીનો એક દાણો જ્યાસુધી જડ છે ત્યાસુધી ગુરૂત્વાકર્ષણથી પૃથ્વી તરફ ખેચાય છે પણ તેને બદલે એજ રેતીના દાણા જેટલો જંતુ પોતાની મરજી અનુસાર પૃથ્વીપર કે તેથી દૂર હવામા કે આકાશમા જઇ શકે છે, અને જ્યાસુધી તે જતુ મરણ પામીને જડ થઇ જતો નથી ત્યા સુધી તે પોતાની મરજી અનુસારજ વર્તે છે મરણ પછી તે જડ થઈ જવાથી પૃથ્વી તેને પોતાની તરફ ખેચે છે, અને તેથી એ મરણ પામેલુ જતુ પોતાની મરજી અનુસાર ચાલવાની શકિતની ગેર હાજરીના સબબે પૃથ્વીપર એમને એમ પડી રહી, પૃથ્વીને તાબે થાય છે આટલુ છતા એ કહેવાની જરૂર છે કે, વાસ્તવિક રિતે દુનીઆમા કોઇપણ પદાર્થ જડ નથી યાને દરેક પદાર્થ ગુપ્ત અથવા ખુલ્લી ચૈતન્ય શક્તિ ધરાવે છે, અને જ્યાસુધી એ ચૈતન્ય શક્તિ ગુપ્ત હોય છે ત્યાસુધી તે પદાર્થ જડ કહેવાય છે અને જ્યારે તે શકિત બહાર પડે છે ત્યારે તે ચૈતન્યવાળો કહેવાય છે. વળી એ પણ યાદ રાખવાનુ છે કે, દરેક પદાર્થ આગળજ વધે છે, યાને જડમાથી ચૈતન્ય થવા તરફ તે મુસાફરી કરે છે, એટલે કે જે હમણાં જડ દેખાય છે તે ચૈતન્ય ધરાવતા થવા, તથા વધુ ચૈતન્યવાળા થવા-વધુ ને વધુ પ્રયાસ કરે છે મનુષ્ય એ સૌથી વધુ ચૈતન્ય ધરાવતો પદાર્થ છે, પણ તેની શકિત હજી પૂરી ખીલી નથી અને તેથી તેને પૃથ્વીથી દૂર જવાની પોતાની અંદર રહેલી શક્તિ વિષે

તો તમે એ રોગીઓ સાજાં થઈ શકેજ નહિ. એ રીતે એક લેખક માટે પણ કહી શકાય. જો એક લેખક પોતાની લખવાની શક્તિ વીશે ખાત્રી ધરાવતો નહિ હોય તો, તે કદિ પણ લેખ લખી શકે નહિ. પક્ષઘાતના મરજથી કરમાઈ ગયેલો માનવિ એમજ ધારે છે કે તે પોતાનો હાથ હલાવી શકતો નથી, અને તેની એ માન્યતાના સબબે તેનો હાથ તે હલાવી શકતોજ નથી. એથી ઉલટી રીતે મગજ શક્તિપર અસર કરી રોગોને નિર્મૂળ કરનાર ડાકટર પોતાના વિચાર બળના પ્રતાપે, રોગીના મગજને કાબુમાં લઈ તેનાં મગજમાં ઘર કરેલાં વિચારને દૂર કરી તેના રોગનો નાશ કરવા શક્તિવાન થાય છે, કેમકે તેને પોતાની શક્તિપર પૂર્ણ ભરોસો છે અને તેથી તે બીજાઓને તે દેખાડી તેઓના રોગ દૂર કરી શકે છે. એ રોગીઓનો, રોગી થવાનો સબબ તેમના મગજમાંજ છે. જો તેઓ રોગ થવાનો ભૂલભર્યો વિચાર મગજમાં દાખલ થવાજ ન દે તો, અને પોતાના આત્માની અનંત શક્તિઓમાં વિશ્વાસ રાખે તો, તેઓને એ રોગ માલૂમ પડે નહિ, એટલુંજ નહિ પણ કોઈપણ રોગ તેમના શરીરમાં દાખલ થઈ શકે નહિ.

આ બાબતો, વાચકોને—અથવા કેટલાકોને—ખરી લાગશે નહિ પણ એ માટે તેમના વિચારોજ દોષિત છે. મારા પોતાના અનુભવનો દાખલો હું એ સંબંધમાં આપીશ. એક દિવસે હું આગગાડી મારફતે અત્રેથી અમદાવાદ તરફ મુસાફરી કરતો હતો. જે ગાડીમાં હું બેઠો હતો, તેમાં બીજા ત્રણ ગૃહસ્થો પણ હતાં. એ ગૃહસ્થોમાના એકને પાણીની સખ્ત તરસ લાગી હતી અને તેની ઝંખનામાં પાણી પાણી કર્યા કરતો હતો. સ્ટેશનપર ગાડી ઘણો થોડો વખત ઉભી રહે તો પોતે રહી જાય એવી બીકથી તે સ્ટેશનપર ઉતરી પાણી મેળવવા તજવીજ કરી શકતો નહિ અને રેલવે સત્તાવાળાઓ તરફથી પાણીના ફેરીઆઓ પૂરતી સંખ્યામાં પ્લેટફોર્મપર ફરતા ન રાખવાના સબબે તેને પાણી નહી મળતાં તેની તરસ વધી. મેં તેને મારી પાસે બોલાવી તેના ગળાપર હાથ ફેરવ્યો ને બે ત્રણ મીનીટ તેમ કરી તેના હૃદયમાં હમેશો

'તરસ'નો વિચાર ભૂલી જવા તથા ગળામાં ઠંડક થવાનો વિચાર કરવા કહ્યું. તે ગૃહસ્થે તેમ કરતાંજ બીજાઓએ તેમજ તેણે પોતે પોતામાં ફેરફાર જોયો. તેની તરસ દૂર થઇ અને તેથી તેણે પાણી મંગાવવા ના પાડી. એજ રીતે એક બીજા ગૃહસ્થને એવોજ નિશ્ચય થઇ ગયો હતો કે તેની નાભી આગળ કોઇ નાડીમાં બગાડો થયો છે અને તેથી તે ઘણીજ જોરથી ચાલે છે. એ ગૃહસ્થને જરા ઉંઘમાં નાંખી મેસમેરાઇઝ કરતાં તેના ચાર પાંચ વરસના ધખારામાં કેટલોક ઘટાડો થયેલો તેને માલુમ પડ્યો આવું પરિણામ આવવાનો સબબ તેના હૃદયમાંજ હતો.

તેના હૃદયમાં એક ખોટો વિચાર અગાઉ ઘર ઘાલી બેઠો હતો, પણ તે દૂર થતાંજ તેણે પોતાના શરીરમાં ફેરફાર થયેલો જોયો હતો. એવોજ એક બીજો દાખલો એક સ્ત્રીનો છે. એક સ્ત્રીને એવોજ વ્હેમ આવ્યો હતો કે તેનું શરીર નદ્દન બેનાકાત થઇ ગયું છે અને તેથી તે કોઇ પણ કામ કરી શકવાની શક્તિ ધરાવતી નથી. આ સંબંધમાં તેણી એમજ ધારતી હતી કે, તેણી પોતે ઘણીક શક્તિઓથી બેનસીબ છે અને તેથી બીજા મનુષ્યો કરતાં તે ઘણીજ નીભાંગી છે. આ સ્ત્રીની ખુબસુરતી એક પરીમીશાલ હતી, તે છતાં તેના વિચારના પ્રભાવે તે ખુબસુરતીપર દિલગિરીનો છાપ પડ્યો હતો અને જે કોઇ તેણી તરફ જોતું, તેનાપર તે મ્હોટી અસર કરતી. થોડો વખત તેની સાથે વાત કરતાં મને તેણીની હાલતની સમજ પડી. મને તેણીનું દુઃખ ઓછું કરવાનો તથા તેણીનું શરીર સુધારવા ઇચ્છા થઇ. એ ઇચ્છા થતાંજ મેં તેણીને જણાવ્યું "તમારા ચ્હેરા તરફ જોતાં મને એમ સમજાય છે કે તમારામાં ઘણીક શક્તિઓ ખીલ્યા વગરની છે, પણ તે હવે જલ્દી ખીલવી જોઇએ. તમારી ખુબસુરતી કોઇ પણ મનુષ્ય ઉપર અસર કરે એવી છે, તે છતાં તમારી શક્તિઓ વિષે તમે માહીતગાર નથી એ એક કમનસીબ બીના છે. હમણાંજ તે છતાં તમારી શક્તિઓ ખીલવા માંડશે અને તમારાં કમજોર શરીરમાં કોઇ અલૌકિક શક્તિ

આવશે.'' મારા એ શબ્દોથી તેણીપર અસર થઇ અને તેણી એક કલાકમાં તદ્દન શાંત તથા તંદુરસ્ત થઇ ગઇ. એ પછી કેટલાક દિવસ સુધી તેણી મારી પાસે એજ માગવાર માટે આવતી. હું તેણીના વિચારમાં સુધારો કરી તેણીના આત્માની અનંત શક્તિઓ તરફ તેણીનું ધ્યાન ખેંચતો અને તેણી થોડા દિવસમાં તદ્દન તંદુરસ્ત તથા શક્તિવાન બની ગઈ. તેણી પોતે પહેલાં અશક્ત છે એમજ ધારતી પણ તેણીમાં દિવસે દિવસે ફેરફાર થયો અને તેણી એમ ધારવા લાગી કે 'તેણી પણ કાંઇક છે.' આવી ધારણામાં તેમજ પોતાની 'સ્વ'સત્તામાં જેમ જેમ વધારો થતો ગયો, તેમ તેમ તેણી વધુ તંદુરસ્ત બનતી ગઇ અને પોતાને સુખી કરનારની ઓશીંગણ થઈ હમણા પણ જીવે છે.

આ સઘળા દ્રષ્ટાંતો ઉપરથી જણાશે કે, દરેક કાર્યમાં વિચારજ મુખ્ય જગ્યા રોકે છે પણ તેથી એવું વિચારવું નહિ કે, મનુષ્યોજ ફકત વિચાર કરવાની શકિત ધરાવે છે એવું ધારતા હોય તેમણે જાણવાની જરૂર છે કે ફકત મનુષ્યોજ વિચાર કરી શકે છે એવું ધારવામાં મોટી ભૂલ છે દરેક પ્રાણી જનાવર, ઝાડ, છોડવો કે પૃથ્વિકાય પદાર્થો પણ વિચાર કરવાની શકિત ધરાવે છે અને વિચાર કરે છે. ઝાડો, ઝાડ થવાના, તથા પોતાને અમુક અવસ્થામાં ઉગવાના વિચાર કરે છે અને તેથી તેઓ તે વિચાર તરફ આકર્ષાઇ, તે વિચારના જેવા આકારમાં ઉગે છે. મનુષ્યો માટે પણ તેમજ છે. દરેક પ્રાણી માટે પણ તેમજ છે; દરેક ચીજ માટે પણ તેમજ છે; ઘાસના તણખલા માટે પણ તેમજ છે જેમ જેમ એ પદાર્થો વધુ ઉંચી અવસ્થામાં આવે છે, તેમ તેમ તેઓની વિચાર શકિત વધે છે અને એ વિચાર શક્તિ જેમ જેમ વધે છે તેમ તેમ તેઓની અવસ્થા વધુ ઉંચી થતી જાય છે. મનુષ્ય પણ તેજ પ્રમાણે જેમ જેમ વિચારમા વધે છે, તેમ તેમ તેની અવસ્થા પણ ઉચી થતી જાય-છે, અને જો તે તેમ ન કરતાં જ્યાં ને ત્યાંજ રહેવાની ઇચ્છા ધરાવે છે, તો તેજ પરિણામ પણ અનુભવે છે.

આધુનીક મનુષ્ય પોતાની અંદર બીજા સઘળા હાથ કે પ્રાણીઓમા જે શક્તિ છે તે શક્તિ ધરાવે છે, અને તે શક્તિઓ તેના મગજની અંદર ભરી આવે જ નાનીની અવસ્થામાંથી ફરવાઈને મનુષ્ય અવતાર ધારણ કરવાની સ્થિતિ તરફ વધુ અને વધુ આવતા આપણી ઓના શરીરમા જે જે શક્તિઓ હતી તે તે શક્તિઓએ આખા હરીને બદલે મગજમા જગ્યા લીધી અને તે શક્તિઓ મગજના બહાર પણ નજરે પડે છે ખરું કહીએ તો મનુષ્ય અવસ્થા તરફની મુસાફરી એ મગજની વધારે ને વધારે ફેલાવેલી અવસ્થા છે એ અવસ્થાના પ્રતાપે જ ગુરુત્વાકર્ષણની જે શક્તિ જડ દીને તાબામા રાખતી હતી તેને તોડી મનુષ્યની જીવીએ મગજની કેળવણી તરફ આગળ વધી – વિચાર કરવાની શક્તિ ખીલવી દિવા બળે એ ગુરુત્વાકર્ષણ શક્તિ પોતાના તાબામા મેળવવા શક્તિ મેળવી છે જે પદાર્થોને આપણે જડ ગણીએ છીએ તેઓ પણ એજ વધારામા આગળ વધે છે અને અમુક વખતમા તેઓ પણ એ સ્થિતિએ પહોચશે હમણા તેઓની શક્તિઓ અદ્રશ્ય છે જો કે ખરી રીતે તો તેઓ પણ આપણીજ માફક મન તેમજ ચૈતન્ય ધરાવે છે જમાનાઓ થયા જે વધારો અદ્રશ્ય રીતે થતો જાય છે તે એ છે કે આ જડ કહેવાતા પદાર્થોની શક્તિઓ ખીલતી જાય છે તથા ગુરુત્વાકર્ષણ શક્તિને દરેકે તાબે થવુ જોઈએ એ સિદ્ધાતને મોટો ધક્કો પહોચતો જાય છે અને સાબીત કરે છે કે પદાર્થો મન ધરાવે છે જે મન ચૈતન્ય શક્તિ ધરાવવા ઉપરાંત પોતાની મરજી મુજબ ચાલવાના હક ધરાવે છે

તમને ફરીથી યાદ આપવાની જરૂર છે કે દુનીઆમા કોઈ પણ ચીજ જડ નથી અને કોઈ પણ ચીજને મરણ નથી જે ચીજને આપણે જડ કહીએ છીએ તે ફક્ત વગર ખીલેલુ મન છે દુનીઆમા નાનામા નાનુ અણુ પણ દ્રશ્ય કે અદ્રશ્ય મન પોતાની અંદર ધરાવે છે જેને દુનીઆમાંથી છુટવુ હોય તેને આ સિદ્ધાંત માન્યા વગર છુટકોજ નથી જેને આપણે પદાર્થ કે ચીજ કહીએ છીએ તે કોઈપણ

ચીજનું 'જાણુપણું' છે એ ચીજના દરેક અણુ આકર્ષણ શક્તિ ધરાવે છે. જો એ આકર્ષણ શક્તિ ઘણીજ ઓછી હોય છે તો તે ચીજ પોતા જેવી પણ મોટી ચીજ તરફ આકર્ષાય છે અને તે ગુરૂત્વાકર્ષણના તાબામા છે, એમ માનવામા આવે છે આ ઉપરથી સાબીત થાય છે કે, એ નાની ચીજ મોટી ચીજ તરફ આકર્ષાય છે તેમાં કાંઈ કારણ હોવું જોઈએ એ કારણ 'મન' છે જો 'મન' ન હોય તો તે ચીજ બીજી ચીજ તરફ આકર્ષાયજ નહિ એક ચીજ બીજા તરફ આકર્ષાય છે એજ સાબીત કરે છે કે તે 'ચીજ'મા 'મન છે. 'જડ' પદાર્થ આકર્ષણ કે 'જાણુપણુ' ધરાવી શકેજ નહિ, કેમકે જાણુપણુ મન વગર હોઈ શકેજ નહિ આ 'આકર્ષણ શક્તિ કે જે દરેક 'ચીજ મા રહેલી છે, તેનાજ પ્રભાવે દરેક 'ચીજ કુદરતમા છે આ વાત અચળ છે, મનુષ્ય તેમા કાંઈ વધારો કરવાની શક્તિ નથી ધરાવતો. તેમજ તેમા ફેરફાર કરવાને પણ અશક્ત છે આપણા વિચારો ભલે ફરે પણ તેમા તો ફેરફાર થતોજ નથી કુદરતમા હસ્તિ ધરાવતી દરેક ચીજ, આકર્ષણ શક્તિના જાણુપણાના સબબે છે એ જાણુપણુ ચારી રની હસ્તિના કોઈ પણ વખતે પૂર્ણ થતુ નથી જેમ જેમ પળે પળે એ 'જાણુપણા મા વધારો થતો જાય છે મનુષ્ય એ આકર્ષણ શક્તિને 'ઇશ્વર કહે છે જો કે બરાબર નથી ઇશ્વરને બદલે શક્તિ એ શબ્દ વધુ વાસ્ત વિક છે

જાણુપણુ, બુદ્ધિ, કે અક્કલ, ગમે તે કહો,—એ સવ મન વગર હોઇ શકેજ નહિ, અને તેથીજ દરેક દેખાતી ચીજ મન રૂપ છે, પછી તે ચીજ ભલે, ગમે તેવી 'જડ' મનાતી હોય! એક દિવસ એવો પણ આવશે કે, જ્યારે તે પોતાની દેખાતી 'જડ અવસ્થામાથી ફેરવાઇ ચૈતન્ય અવસ્થામા દેખાશે 'મન'નુ બીજુ રૂપ મગજ છે, કે જેમાથી 'ઇચ્છા' જન્મ લઈ આખા શરીર ઉપર હકૂમત ચલાવે છે. જે રીતે પાણી, બરફની અવસ્થામા સગીન દેખાય છે, પણ વરાળની અવસ્થામા તે નજરે પણ પડતુ નથી, તેમ આખી કુદરત એક રીતે 'મગજ' કે

'મન'રૂપજ છે, અને તે પછી 'ખરૂં' માફક નજરે પડે, યા 'વરાળ' માફક અદૃશ્ય રહે. દુનીઆની વીજળીક શક્તિ પણ એજ કારણે 'મન' મગજ' કે વિચાર'જ છે કુદરત દરેક પળે વધુ ને વધુ વિચાર કરે છે કુદરતની વિચાર શક્તિ દરેક પળે વધુ ને વધુ ખીલે છે, અને તેથીજ તેની સ્થિતિ હમણાના કાળે અગાઉની કોઈ પણ સ્થિતિ કરતાં વધુ આગળ વધેલી છે, દરેક દુનીઆ હરપળે જાણવાની શક્તિમાં આગળ વધે છે તેની જાણવાની શક્તિ દરપળે વધતી જાય છે અને તેથીજ તે 'આકાશનુ નાદ-ઈશ્વર'-ના જ્ઞાનમાં પણ વધારો કરે છે આ રિતે દરપળે મનની શક્તિ વધવાથી તેનું અજ્ઞાન ઓછું થતું જાય છે અને તેને બંધન દુખ અને છુટાપણાના વિચારો તેની જગ્યા લે છે

કેટલાક કહે છે કે ઈશ્વરે આપણને માટે દુઃખ નિર્માણ કર્યાં છે કે જેથી આપણે તેની યાદ ભુલીએ નહિ આ કહેનારાઓનું કહેવું નહિ માનવા યોગ્ય છે આપણને દુઃખની બેડીમાં ઈશ્વરે ફીટ કરી નથી પણ આપણીજ અજ્ઞાનતાના સબબેજ આપણે દુઃખની બેડીમાં સપડાયેલા છીએ એ બેડીઓ જ્ઞાન વધતા આપોઆપ તુટી જશે તે છતા જો જ્ઞાનમાં વધારો કરવામાં ન આવે તો અજ્ઞાનતાના પ્રભાવે આપણે દુખી-બીમાર-જઈફ-અને મરણ શરણ પણ થઈશું, અને તેમાં આપણોજ-આપણા અજ્ઞાનનોજ-દોષ કાઢી શકાશે

આપણે જે બેડીઓમાં કેદ પડેલા છીએ તે બેડીઓ કઈ છે? વિચાર કરો! આપણે ઘણી બાબતમાં આપણને પોતાને 'અશક્ત' માનીએ છીએ એ માન્યતા એક જાતની બેડી છે બીજી માન્યતા એવી છે કે આપણે નક્કી જઈફ-વગા થઈશુંજ આ માન્યતા બીજી બેડી છે ત્રીજી માન્યતા એવી છે કે, આપણે અમર (Immortal) નથી આ ત્રીજી બેડી છે આ બેડીઓના વિચાર માત્રજ-કલ્પનાજ-આપણને દર પળે અશક્ત બનાવવા પૂરતા છે આખી દુનીઆનું ધન-રાજ્ય સત્તા અને માન મેળવવા છતાં 'અશક્તિ' જઈફી અને 'મરણ' તો અનામત

રહે ત્યારે, ઉપનું ધન કે સત્તા મેળવવામા શું લાભ? જો અશક્તિ, જયરી અને મરણ માણસના દરેક કામમા વચ્ચે આવે તો પછી માણુસની શક્તિ—મનની શક્તિ—કુદરતની શક્તિ દરેક પગે કેવી રીતે વધે? ખરૂ જ્ઞાન—કે જે દરેક જીવને 'હું' નુ જ્ઞાન આપે છે, તે એ અવસ્થામા માલૂમ પડતુ નથી એ જ્ઞાન મેળવવુ અશક્ય નથી—શક્ય છે જો મ્હોતને જીતી શકાય તો એ જ્ઞાન મેળવી શકાય છે! અને મ્હોત જીતી શકાય છે—અમર થઇ શકાય છે અત્યાર સુધી એક અરણ્યમા ઝાડ ઉગી શક્યું ન હોય એમ કહેવામા આવે તેથી જેમ એમ સાબીત થતુ નથી કે, હવે પછી ત્યા કોઇ ઝાડ ઉગી શકશેજ નહિ, તેમજ અત્યાર સુધીમા કોઇ અમર થયુ હોય તેનુ આપણને જ્ઞાન ન હોય, તેથી કાઇ એમ સાબીત થતું નથી કે, હવે પછી અમર થઇ શકાશે નહિ જેઓ એમ માને છે કે મનુષ્યની દુનીઆ હવે વધુ ખીલી શકશે નહિ (કેમકે જેટલો વધારો થવો જોઇએ તે સઘળો થઇ ચુક્યો છે,) તેઓ પોતાના સિદ્ધાતની તરફેણમા કાઇ પણ સાબીતી આપી શકે એમ નથી વળી તેઓ એ પણ જાણતા નથી કે મનુષ્યનો સુધારો વધારો દુનીઆની શરૂઆત પછી તરતજ શરૂ થયો હતો વળી તેઓએ મનુષ્યની પેદાશના ઇતિહાસને—કે જેની શરૂઆત કરોડો વરસપર થઇ હતી તેને—તપાસ્યો નથી, કે જેથી તેઓ એ બાબતની વિરૂદ્ધ કે તરફેણમા કોઇ પણ માન્યમત આપી શકે

પણ કોઈકાળે કોઈની હાલતમા રહેવું પડશે નહિ જ્યારે એવી અવસ્થા મનુષ્યોની થશે ત્યારે, જેમ કેટલેક વખત અગાઉ જનાવરની ખાણી પીણી પરથી મનુષ્યની હાલત સમજવાનો સબબ ઉભો થયો હતો તેમ જ હાલે જાણીતાજ, વીજળી અને નવા બળની શોધ થઈ હતી, તેમ મનુષ્યોને રહેવા માટેની જગ્યાની પણ શોધ થશેજ પણ આ અવસ્થા મેળવવાને હજી ઘણો વખત છે જો મનુષ્યો હમણાની અજ્ઞાન અવસ્થા માથી છુટવાને તેમજ ભવિષ્યની જ્ઞાની અવસ્થા મેળવવાને પ્રયત્ન નહિ કરે તો તેઓ સર્વત્ર વિજયી ક્યાંથી થાય? અજ્ઞાનતામા રહેવું એ મોત બરાબરજ છે હમણાની અવસ્થામા સુધારો કરવા પ્રયત્ન ન કરવો એ પણ મોતનું બીજું રૂપજ છે આવી રીતે અજ્ઞાન અવસ્થામા રહેવાની કોઈને પણ ઈચ્છા હોયજ નહિ કારણ કે હરપળે ફેરફાર અને વધારામા વધવું એજ દુનીઆનો નિયમ છે જે જીવ સુધારા વધારામા વધવા ઈચ્છા બતાવે છે તે વધ્યેજ જાય છે અને છેવટે અમરપદ મેળવે છે, પણ જે તેથી ઉલટો ચાલે છે તે આગળ વધવાને બદલે પાછળ પડે છે અને ભવિષ્યમા વધી શકતો નથી એક આગળ વધે છે બીજો પછાડી પડે છે આ સમજેજ-દુનીઆના જીવોના વિચારબળમા ઐક્યતા ન હોવાથી-હમણાના જીવો માટે અમર થવું અશક્ય છે તે છતા એ ઉપરથી એમ ન ધારવું કે ભવિષ્યમા પણ એ વિચાર અશક્યજ રહેશે ના! ના! હમણાંજ એ વિચારબળનો સૂર્ય ઉગ્યો છે-એનો પ્રભાવ શરૂ થયો છે-અને કેટલાક વખત પછી એ પ્રભાતમાથી બપોર થશેજ

દુનીઆમા અનેક પ્રકારના મનુષ્યો વસે છે જેઓ જૂદી જૂદી જાતનું ચિંતવન કરી પોતાને તે ચિંતવન અનુસાર બનાવે છે કેટલાકો એમ ધારે છે કે ઠંડા પાણીથી ન્હાવાથી તેમને શરદી થશે અથવા તાવ આવશેજ આવી ચીંતાથી જો જોગજોગે તેઓને ઠંડા પાણીથી ન્હાવું પડે છે તો થોડા વખતમા તેમને શરદી તથા તાવ લાગુ પડે છે, આવું બનવાનું કારણ ઠંડુ પાણી ખાસ નથી પણ તેમનો સ્વભાવ છે કેટલાકો એવુંજ ધારે છે કે મારામા અમુક દોષ છે અને અમુક ચીજ

-કરવાની મારામાં શક્તિજ નથી. કેટલાક પોતાના રોગનું વર્ણન આપવામાંજ આનંદ માને છે. તેઓ વકારથી બીજાઓને જણાવે છે કે 'અમારી યાદદાસ્ત શક્તિ એવી ખરાબ છે કે કાંઈ યાદજ નથી રહેતું.' 'મારો સ્વભાવજ તામસ છે તે કોઈની ખોટી વાત સાંભળીનેજ મને ગુસ્સો આવે છે'. 'રાત્રે વહેલાં સુઈને સવારે વહેલાં ઉઠવા હું દરરોજ મહેનત કરું છું, પણ તે બનતુંજ નથી.' "બીડી પીવાની ટેવ છોડવા ઘણો વખત ઇચ્છા કર્યા છતાં તે મારાથી બનતુંજ નથી, એટલે શું કરવું?" "ઇશ્વરની યાદમાં વખત ગાળવા હરપળે હું ઇચ્છા કરૂં છું પણ તરતજ તે વિચાર બદલાઈ હું મોહપાસમાં સપડાઈ જાઉં છું!" વીગેરે ઉદ્‌ગારો જૂદી જૂદી જાતનાં મનુષ્યોના મુખમાંથી ઘણી વખત નીકળતા સંભળાય છે, એ ઉદ્‌ગારોમાંના ઘણા દુઃખી સ્વરે, ઘણા નિઃશ્વાસ સહિત, અને ઘણા આંખમાંથી આંસુ સહિત નીકળે છે. તેઓ પોતાની ભૂલ માટે પશ્ચાતાપ કરતાં હોય એમ તેઓના વચનપરથી જણાય છે, પણ એજ પશ્ચાતાપ સાથે હરપળે પોતાના દોષની યાદથી તેમની સ્થિતિ સુધરવાને બદલે જેવી ને તેવીજ રહે છે, એ ચિંતવન કરનાર ભૂલી જાય છે ખરૂં કહીએ તો દોષની અથવા ભૂલની અથવા અમુક ચીજની યાદ, તે દોષમાં અથવા તે ચીજના સબબે આપણને થતા દુઃખમાં વધારો કરે છે, જ્યારે તે દોષની યાદ ભુલી જઈ દોષનો સ્તે. ત્યાગ કરી; અમુક ઉત્તમ રિતિએ ચાલવાનો દૃઢ નિશ્ચય અમલમાં મુકવાથી તે દોષની યાદ આવતીજ નથી, પણ ઉત્તમ રિતિનીજ યાદ આવે

છે અને તેથી [illegible]

એમ આપણે પણ જાણીએ છીએ આ ઉપરથી દરેક સમજાશે કે જેઓ નિર્બળ જન્મ્યા છે તે નિર્બળ રહેવા માટે નથી શરીરે નાજુક પિતાના પુત્રને માટે શરીરશક્તિનો નાશ થઈ હોય એમ નથી એવા ઘણા દાખલાઓ આપણે જાણીએ છીએ કે જેમાં શરીરના ઠીક નિયુક્ત ઉપર પણ મેળવ્યુ છે એજ રીતે માનસિક શક્તિઓ માટે પણ છે જેની બુદ્ધિ વિશાળ નહિ હોય તેણે હમેશ મંદ અક્કલના રહેવુ પડશે એમ નથી જેની શરીર શક્તિ ઓછી હોય તેણે તેવા નિર્બળ હમેશ માટે રહેવુ પડશે એમ નથી નિર્બળ માતપિતાનો નિર્બળ પુત્ર પણ પ્રયત્ન તથા મહેનતથી સબળ થઈ શકે છે તેમજ બુદ્ધિ વગરનો અથવા થોડી બુદ્ધિનો માનવી દૃઢ પ્રયત્ને બુદ્ધિશાળી થાય છે એથી ઉલટી રીતે વર્તનાર તેથી ઉલટુ ફળ મેળવે છે જેમ શ્રીમંત પિતાનો શ્રીમંત પુત્ર હમેશ માટે શ્રીમંત રહી શકતો નથી પણ ખરાબ વર્તનના સબબે ગરીબપણુ થઈ શકે છે તેમ ઉચી માનસિક શક્તિઓ કુદરતે મળ્યા છતા તેનો ગેરઉપયોગ કરનાર તે શક્તિઓ ગુમાવી બુદ્ધિહીન પણ થઈ શકે છે

આથી તમે જોશો કે સ્વ સત્તા માટે દૃઢ ખાત્રી ભરેલો વિચાર રાખવો એ દરેક માણસ માટે અગત્યનુ છે માણસનુ મન અથવા હૃદયજ તેને તે જેવો છે તેવો બનાવે છે મનુષ્યનો દરેક વિચાર તેના શરીરપર અસર કરે છે અને જો અમુક વિચારમા તે વધુ ને વધુ વખત કરે છે તો તેના શરીરપર પણ તેટલીજ વધુ અસર થાય છે તે પ્રત્યક્ષ દેખાઈ આવે છે આ વિચારના પ્રભાવે જો તે તંદુરસ્તીના વિચાર કરે છે તો તેનુ શરીર દરરોજ વધુ તંદુરસ્ત બન્યુ જાય છે અને જો તે તેથી ઉલટા વિચાર કરે છે તો તેનુ શરીર દરપળે વધુ રોગી ને કમતાકાત થતુ જાય છે અને મોતના વિચારથી મોતને શરણ થાય છે પણ જો તે અમરતાના સબંધમા દૃઢ વિશ્વાસ રાખી યોગ્ય નિયમોનુ પાલન કરે છે તો તે અમર પણ થઈ શકે છે

ઉપલા દૃષ્ટાંત અનુસાર હવે આપણે એક નવીન બાબતપર વિચાર કરીશું દુનીઆમાં જે જે મનુષ્યો છે તેની પ્રકૃતિ એક જાતની નથીજ કોઈની પ્રકૃતિ કેવી તો બીજાની કેવી હોય છે! કોઈ પ્રેમ ચાહે છે તો કોઈ ધન ચાહે છે! કોઈ પ્રજાને ચાહે છે તો કોઈ રાજ્યને ચાહે છે! કોઈ જ્ઞાનને ચાહે છે તો કોઈ લાભને ચાહે છે! કોઈ ક્ષમાને ચાહે છે તો કોઈ દમનને ચાહે છે! કોઈ સાધનને ચાહે છે તો કોઈ સુખ્યાને ચાહે છે! કોઈ આરોગ્યને ચાહે છે તો કોઈ મ્હોતને ચાહે છે! કોઈ કઈને તો કોઈ બીજી કઈને ચાહે છે અને તેમાં મુખ્ય તત્વ એ છે કે તેઓ જે ચીજમાં સુખ છે એમ ધારે છે તેનેજ સુખના કારણરૂપ ધારી તેમાંજ સુખ શોધે છે

દુનીઆમાં આવી પ્રકૃતિ છતાં તમે એવા કોને જોયો કે જે એક ચીજમાં તૃપ્તિ માની સંતોષી થયો હોય? શું એવા દેખવામાં આવ્યો કે જે કહે કે હવે મારે બીજી કોઈ પણ ચીજની જરૂર નથી? તમે કોઈ એવો દેખ્યો કે જે પોતાની પાસે લાખોની દોલત છતાં તેનાથી વધુ લેવા ઇચ્છા નહિ કરતો હોય? નહિ! તેવા કદીપણ નજરે પડતાજ નથી, અને વખતે નજરે પડે તો ક્વચિતજ એને પોતે પોતાના પ્રયત્નના પ્રમાણમાં ઓછી વધતી ચીજો પ્રાપ્ત થાય છે છતાં તેની વૃત્તિ તેટલાથી સંતુષ્ટ થઈને નથી રહેતી! જેને સંતાન હોય છે તે ધનને શોધે છે, દ્રવ્ય હોય છે તે દિકરો શોધે છે અને દ્રવ્ય અને પ્રજા એ ઉભય જેને મળ્યાં હોય તે આરોગ્ય, કિર્તિ અને ઐશ્વર્ય વગેરે અનેક વસ્તુઓ પ્રાપ્ત કરવા મથે છે! જેને એક ચીજ મળી હોય છે તે એકથી, બે ચીજ મળી હોય તે બેથી, ત્રણ ચીજ મળી હોય તે ત્રણથી, સંતોષ પામતાજ નથી, પણ તેથી જૂદીજ રીતે દુનીઆના સર્વ પદાર્થો જો તેઓને મળે તો તેઓ સંતુષ્ટ થાય એમાં જરાપણ શક નથી! પણ શું તમે એમ નથી ધારતા કે એ સર્વ પદાર્થો પ્રાપ્ત કરવા ઘણુંજ મુસ્કેલ છે? શું તમને એ વિચાર નથી થયો કે એ સર્વ મેળવવા માટે મોટું આયુષ્ય જોઈએ અને તે મળે તો ઘણુંજ સારૂં? એવી ઇચ્છાઓને તૃપ્ત કરવા

દેવ તત્વ પ્રાપ્ત કર્યા છતા તને આત્મતત્વનુ જ્ઞાન નહિ થવાથી હજારો ચીજો મેળવવા તને ઇચ્છા થાય છે સેકડો ચીજો આજ સુધીમા તે પ્રાપ્ત કરી છતા હજુ તુ તને સપૂર્ણ સુખી નથીજ માનતો! હજુ તુ નવ નવી મુશ્કેલીઓ દૂર કરવા તેમજ નવ નવા પદાર્થો મેળવવા ઘણીજ ઇચ્છા રાખે છે! પણ પ્રિય ભાઇ! એ તારી ઇચ્છા ખોટી શ્રમદાતા માત્રજ છે, કેમકે જે શાતિ તુ આટલા બધા વર્ષોમા મેળવી નથી શક્યો તે હવે નવા પદાર્થો પ્રાપ્ત કરી ક્યાથી મેળવશે? જે પદાર્થો બીજા પાસે છે છતા તારી પાસે નથી ને જે મેળવવા તને ઇચ્છા થઇ છે, તે પદાર્થો જેમની પાસે છે તેઓને તે પદાર્થોથી સતોષ મળી શક્યો છે કે નહિ તે તપાસના તે કદીપણ ઇચ્છા કરી છે કે? જો તેની તપાસ કરી હોય તો ઠીક નહિ તો તપાસ કર અને તરતજ તુ જોશે કે તે પદાર્થો તેઓ પાસે હોવા છતા તેઓને સતોષ નથી અને બીજા પદાર્થો પ્રાપ્ત કરવા તેઓ ઇચ્છા ધરાવે છે! પ્રિય ભાઇ! એ ઉપરથી તુ નાનૂમ પડે છે? જે ચીજો મેળવવાથી તને શાતિ થશે એવી ઇચ્છા તને ઉદભવી છે તે ચીજો અપર જન ધરાવના છતા તેને શાતિ નથી તો તને તે ચીજો મળતા શાતિ થશે એવુ ધારવુ ભૂલ ભરેલુ છે હાના! તેથી તુ એ મેળવવાની આકાક્ષા છોડી એક નવી ઇચ્છા-આત્મતત્વમા તૃપ્તિ મેળવવાની ઇચ્છા-કર એજ તત્વમા રમણતા મેળવવા પ્રયાસ કર અને જો કે શુ પરિણામ નીપજે છે?

તને જે અખડ અતિ ઉત્તમ સુખ જોઇએ છે તે સૌ એજ આત્મતત્વમા છે તને જે સુખ મેળવવા માટે હજારો અખાડા પછાડા મારવા ઇચ્છા થાય છે, તે સૌ એ આત્મતત્વમાજ છે તને જે પરિપૂર્ણ શાતિ ગમે છે ને જે શાતિ મેળવવા તુ નવા નવા પદાથોમા પરિભ્રમણ કરે છે, તે સૌ આત્મતત્વમા છે યાદ કર! તે એ શાત પરમ સુખ મેળવવા હજારો કનાકો, મેકડો દિવસો હજારો વરસો અને ભવો ગાળ્યા હશે તે છતા જો તુ એ મેળવી નથી શક્યો તો તે થોડી મહેનતે મળે તો તે મેળવવા હવે તુ શુ પ્રયત્ન નહિ કરશે કે? અજ્ઞાનમા તે ઘણો

પ્રખ્યાત ગાયો છે, માટે હવે સમજ ને તે પ્રવૃત્તિ છોડી આ જ્ઞાનનો માર્ગ ગ્રહણ કર ! આ મનુષ્ય દેહમાં—મહા મહેનતે મળેલા માનવ જન્મ દરમ્યાન—જો એ આત્મતત્વ જાણવા તુ ભાગ્યશાળી થશે નહિ તો પછી ક્યારે થશે ? ભાઈ ! ઉઠ ! વિર ! આળસનો ત્યાગ કર ! હજી તારી અજ્ઞાન અને નબળી શક્તિથી શુ તુ કટાળ્યો નથી કે હજી તુ આળસનો ત્યાગ નથી કરતો ? યાદ રાખજે કે તુ આળસ ત્યાગી આત્મતત્વને ઓળખવા શક્તિવાન નહિ બને તો આવા ને આવા અનેક દિવસો વહી જશે તોપણ–આવા ને આવા અનેક વરસો અને જન્મો જતા રહેશે તોપણ તુ અપૂર્ણ અજ્ઞાન, અલ્પજ્ઞાની અને અલ્પ શક્તિવાન–થો . કે મોટા પ્રમાણમા–રહેશેજ ૦

વિચાર કરો ! ચક્રવર્તિ રાજ્યનુ સુખ, અનેક સ્ત્રીઓનુ સુખ, લાબા આયુષ્યનુ સુખ, આ લોક તેમજ સ્વર્ગના નાના મોટા સુખો, આત્મતત્વના સુખ આગળ કાઇપણ હીસાબમા નથી જ્યા સુધી કોઇએ આત્મતત્વ સાધ્યો નથી ત્યા સુધી તેને સ પૂર્ણ સુખ મળ્યુજ નથી જ્યા સુધી આત્મતત્વનુ ઓળખાણ નથી થતુ ત્યા સુધી ગમે તેટલી બીજી અનુકુળતા મળે તોપણ કોઇને પણ સ પૂર્ણ શાન્તિ મળતી નથી, જ્યાસુધી જીવોને આત્મતત્વમા આનદ નહિ દેખાય ત્યા સુધી તેમના ભ્રમણનો અત આવશે કે કેમ એ પણ વિચાર કરવાનુજ ગણાશે

તમે જનમ્યા પછી તથા અક્કલ હુશીયારી અને જ્ઞાન મેળવ્યા પછી, અથવા દુનીઆમા અક્કલવાન અને જ્ઞાની તરીકે પોતાને ઓળખાવ્યા પછી કદીપણ જન્મ લેવાની સાર્થકતા શેમા છે, તે જાણવાનો વિચાર કર્યો છે ? સસારના જૂદી જૂદી જાતના ઉપભોગો માતા, પિતા, ભાઇ, ભગિની, સ્ત્રી અને મિત્ર તરફના જુદા જુદા પ્રેમી તેમજ દૈવી વાક્યો, શ્રવણ કર્યા પછી કદી તમને તમારા જન્મવાનુ પ્રયોજન શુ છે, એનો વિચાર કરવા–ઉંડા ધ્યાન કરવા–દિલમા–હૃદયમા–કાઇપણ લાગણી ઉત્પન્ન થઈ છે કે ? શુ તમે એવો વિચાર નથી કર્યો કે "હમેશા જુવાન રહી

કે નીચા પાતાળમાં છે એમ નથી તે ફક્ત અમુક ગામમાં અમુક જગા ઉપર જ મળી શકે છે એમ નથી પણ તે સર્વે સ્થળે વ્યાપ્ત છે

આત્મતત્વ વિષે આટલું જાણ્યા પછી તે મેળવવા તમને ઉત્કંઠા ન થાય તો તે ફક્ત નસીબજ કહેવાય આંધળાને દેખવાનો માર્ગ બતાવવામાં આવે તે છતાં તે ન કબુલ કરે તો જેમ નસીબ કહેવાય તેમ અને જેમ ડુબતાને બચવા માટે દોરડું અથવા હોડી મળવા છતાં તે તેને ગ્રહણ ન કરતા તણખલાનેજ પકડવા તૈયાર થાય તેમ આત્મતત્વની મઝા સમજવા છતાં બીજા તુચ્છ પદાર્થો તરફ મન રાખી આત્મતત્વ મેળવવા કોઈ ઈચ્છાપૂર્વક યત્ન ન કરે એ પણ નસીબજ ગણાશે

આત્મતત્વને જાણવા માટે એકજ રસ્તો નથી પણ મુખ્ય તો ત્રણ રસ્તા છે એ રસ્તાઓ યોગ જ્ઞાન અને ભક્તિ છે માણસોની પ્રકૃતિ જેમ એક પ્રકારની નથી અને જુદી જુદી છે તેમ તેમને આત્મતત્વ જાણવા માટે પણ પ્રકૃતિ અનુસાર યોગ, જ્ઞાન અને ભક્તિના માર્ગોમાંથી કોઈ એક કે વધુ લેવા પડે છે એ માર્ગ લઈ આત્મતત્વનુ જ્ઞાન થવા માટે જે વ્યક્તિ ઇચ્છા રાખતો હોય તેણે, આત્મતત્વનુ સ્વરૂપ હરપળે પોતાની સમક્ષ રાખવાની જરૂર છે એ તત્વ સર્વ વ્યાપક છે તે અગાઉ જણાવવામાં આવ્યુ છે પણ તેથી વધુ એ તત્વ સર્વ શક્તિવાન અને સત્ય છે તે પણ યાદ રાખવાની જરૂર છે એ તત્વની આવી ઉત્તમ શક્તિઓના પ્રભાવે એ તત્વને જાણનાર પોતાના દુઃખ ખોઈ સુખી થાય છે

ભક્તિનો માર્ગ ગ્રહણ કરી આત્મતત્વને મેળવવા ઇચ્છા કરનાર માણસ એમજ ધારે છે કે તેણે જે માર્ગ ગ્રહણ કર્યો છે તે સૌથી ઉત્તમ છે અને એ શિવાયના યોગ અને જ્ઞાન માર્ગ ગ્રહણ કરનારાઓ એ તત્વ મેળવી શકનાર નથી એજ રીતે બીજા માર્ગો ગ્રહણ કરનારાઓ

ગીઓને માટે એવુજ ધારે છે અને પોતાનો અધિકાર બીજા કરતાં ઉચો ગણી-બીજાનો અધિકાર નીચો સમજે છે આ ભૂલ ભરેલુ છે આત્મતત્વ દરેકનુ ઉદભવ સ્થાન હોવાથી તેમજ તેનાથી સૌનુ તારણ હોવાથી, સ્વભાવિક રીતે દરેક એ તત્વ તરફજ વહે છે તે છતા સામાન્ય જ્ઞાનવાળા મનુષ્યો એ નથી સમજી શકતા કે કયા ઉપાયો અને રિતિથી એ તત્વ તરફ દરેક જીવ કેવી રીતિઆકર્ષાય છે એ જ્ઞાન યોગી કે જ્ઞાનીનેજ વધુ હોય છે અને તેથી તેઓની રિતિઓ તરફ ધ્યાન આપવાથી એ તત્વનુ જ્ઞાન મેળવવાનુ ભાન થાય છે

આગળ એક વીટી ખોનારનુ દષ્ટાન્ત આપવામા આવ્યુ છે તે દષ્ટાન્ત યાદ કરો! વધુ યાદ કરો કે જેમ એ વીટી ખોવાઈ એમ ધારનારનુ મન તેના તાબામા ન હતુ તેમ તમારૂ મન પણ તમે તાબામા રાખી નથી શકતા એવો અનુભવ તમને શુ નથી થયો? તમે પરમાત્મા, શુદ્ધ આત્મા કે આત્મતત્વ ને સર્વવ્યાપક, સર્વ શક્તિમાન અને સપૂર્ણ માની તેને શોધવાને હરપળે પ્રયત્ન કરો છો કે? એ આત્મતત્વ શોધવાને તમારા પ્રયત્ન પેલા વીંટીવાળા જેવા છે! વધુ! એ તત્વ સર્વવ્યાપક છે એમ જો તમે માનો તો ત તમારા હૃદયમા છે એમ પણ તમારે અવશ્ય માનવુજ પડશે અને તે માનતાજ તમારી ભૂલ તમે જોશો એ તત્વ બીજે કોઈ પણ ઠેકાણે શોધવાની જરૂર નથી તમારા હૃદયમાજ તે શોધો અને ઘર, ધન, સ્ત્રી, વગેરેમા તેની શોધખોળ કરવાનુ છોડી દયો જે તમે શોધો છો તે તમારી પાસેજ પાસે-અરે તમારામાજ-છે અને તેને દૂર શોધવાની જરૂર નથી

એવી આશા નાખવાથી જે કાંઈ અર્થાત્ પૂર્ણતા મળી શકની હોય તે એકાએક તેવી આશા નાખો પણ જેટલી શક્તિ તમારામાં આવશે તેટલીજ તમને તેના વિષે દૃઢ માન્યતા થશે, ત્યારે પૂર્ણ સ્વરૂપમાં દેખાશો ત્યારે આજે પણ શ્રીજ ના માટે તમે તમને પોતાને અપૂર્ણ છો એમ માનતા નથી? શું તમને તમારી શક્તિ વીશે માહીતિ નથી? અથવા શું તમને તે વિષે શક છે? જો તેમ હોય તો શુદ્ધ આત્મતત્વનું જ્ઞાન પ્રાપ્ત કરતાં તમને વીલંબ થશે

હવે તો અમે સંપૂર્ણ છીએ ત્યારે અમારે પરમેશ્વરની પ્રાર્થના કે ભક્તિ કરવાની શું જરૂર છે! જપ, તપ, કે પૂજા કરવાની હવે જરૂર રહી નથી! એવો સંશય તમને ઉત્પન્ન થશે! ખરૂં કે? પણ તે શંકા લાવવાની જરૂર નથી ઈશ્વરની પ્રાર્થના જપ તપ અને પૂજા વિગેરે ક્રિયાઓ અજ્ઞાનને દૂર કરવા અર્થે કરવાની જરૂર છે એ ક્રિયાઓ કરીને શરૂઆતથીજ અશાન્તિ તથા અપૂર્ણતા અને દુઃખોના વિચારનો ત્યાગ કરી નિત્ય તૃપ્તિ પરિપૂર્ણતા અને અનંત સુખ મેળવવાની જરૂર છે ખોટા વિચારો કરી રોગ લાવવાની જરૂર નથી

પણ દુનીઆમાં એ પ્રેમનો અભ્યાસ કરનાર કેટલા છે ? કોઇ પૈસા મેળવવાનો, કોઇ આબરૂ મેળવવાનો, કોઇ માન મેળવવાનો, કોઈ ખાવાનુ ખાઇ આનંદ મેળવવાનો, કોઇ કોઇ જીવના હાથ પગ તોડી પોતાની ઝત્તિ તૃપ્ત કરવાનો, કોઇ ગાડી ઘોડે ફરી જનાવરોને રંજાડવાનો, કોને નાટક, ચેટક, તમાશા, ખેલ વગેરે જોઇ આનંદ મેળવવાનો, કોઇ વગર મહેનતે આઠની દોલત મેળવી તે વાપરી પેટની પૂજા કરવાનો, વગેરે વગેરે અભ્યાસ કરે છે અને તેમા વધુ આનદ કેવી રીતે મળે અથવા તેમાંની ખામીઓ દૂર કરી ઇંદ્રિઓને સુખ મેળવવાનો રસ્તે ક્યાથી જડે, તે પાછળ મરે છે પણ પ્રેમ–પવિત્ર પ્રેમ–ઇશ્વરી પ્રેમ–કેવી રીતે મળે તે સબધમાં કોણ મહેનત લે છે ?

વધુ તપાસતાં એવુ માલુમ પડશે કે આખા દિવસના ચોવીસ કલાકમાં અને ૧૪૪૦ મીનીટમા આપણી પ્રવૃત્તિનો મ્હોટો ભાગ પ્રેમ વિરૂદ્ધના અભ્યાસમા જાય છે, અથવાતો આખા દિવસની ઘણીક થોડીજ ક્ષણો, સર્વત્ર પ્રેમ કરવાના અભ્યાસમા ગળાય છે સવારના પહોરમા પથારી છોડી ઉઠ્યા પછીથી તે સુવાનો વખત શરૂ થાય ત્યાસુધી આપણે દુનરો ખરાબ વિચારો મનમા લાવીએ છીએ ! દુનરો વસ્તુ તથા પદાર્થો તરફ અણગમાની લાગણીથી જોઇએ છીએ ! મેકટો પ્રાણીઓને દુ:ખ લાગે એવાં કામો કરીએ છીએ ! આપણી અભીમાની કે અદેખાઇ ભરેલી લાગણીથી કોઈ ઉલટો પ્રસગ બને કે કોઈ પ્રતિકુળ પદાર્થ કે પ્રાણી સાથે આપણો સબધ થાય છે કે તરતજ આપણે તે પદાર્થ પ્રાણી કે પ્રસગ તરફ તીરસ્કાર કે દુ ખની લાગણીથી જોઇએ છીએ,– તેને કડવા વચન સંભળાવીએ છીએ, તેના તરફ ધિક્કાર પ્રગટ કરીએ છીએ, તેના ઉપર ક્રોધ અથવા ગુસ્સો પ્રગટપણે બતલાવીએ છીએ, અને ઘણી વખત તેને બને તે રિતે દુ:ખી કરવા અથવા શિક્ષા કરવા પ્રયત્ન કરીએ છીએ. આટલામાજ આપણુ કામ પૂરૂ થતુ નથી આપણામાના ઘણાક દિવસનો મ્હોટો ભાગ પોતાના છોકરા છોકરી, કે સંબધી યા મિત્રના અપલક્ષણો અથવા ખોડી ટેવો યાદ કરી તેની નીંદા

કરવાના ગાળે છે બીજાઓ પોતાની સ્ત્રી અથવા પતિની ભુલો શોધી કહાડી તેને માગવા, ધમકાવવા, ગાળો દેવામાં કે નીંદવામાંજ દીવસનો મોટો ભાગ પસાર કરે છે વળી કેટલાક દુખી છવો તો એમજ ધારે છે કે તેમના જેવું દુખ બીજા કોઇને નથી તેઓ એમજ ધારે છે કે તેમના ધંધામાં જેવું વૈતરૂ છે તેવું બીજા કોઇમાં નથી અને કેમ તેઓજ તે કામ કરી શકે કેટલાક નોકરો એમજ ધારે છે કે અમારા શેઠને અમારા જેવા માણસ મળ્યા ન હોત તો તેમનું કામ ખરેખર જાત કેટલાક એમજ ધારે છે કે અમારી નોકરી જેવી બીજી કોઇની નોકરી કંઇ નથી કેટલાકો ખાવાની ચીજના, કેટલાક છાપાઓના કેટલા ચોપડીઓના, કેટલાક રાજાના, કેટલાક રાજ્યના કેટલાક ધર્માચાર્યના કેટલાક સાધુઓના કેટલાક કેટલીક સભાઓના કેટલાક કેટલીક મંડળીઓના, કેટલાક મ્યુનીસીપાલીટીઓના કેટલાક નિશાળોના અને જેમ જેમ પોતાની લાગણીને સારૂ લાગે તેવા વિચારો કરી તેમના દુષણો કહાડે છે, અને તે દોષોથી અથવા તે ધરાવનાર પ્રાણીથી કે પદાર્થથી જગત ઉપર કે તેમના ઉપર અંગત રીતે કાળોકેર વરસાતો હોય એવી લાગણીઓ પ્રદર્શિત કરે છે અને તેમને માટે નહિ બોલવાના વચનો પણ બોલે છે વળી કેટલાકો પોતાની આંખને, બીજાઓ પોતાના મિત્રને બીજાઓ પોતાના મનને બીજાઓ પોતાના તનને બીજાઓ પોતાની બુદ્ધિને અને કેટલાકો પોતાના નશીબને અહોનિશ દોષ દે છે

પરમેશ્વરરૂપ કે તેમરૂપ થવા ઇચ્છનાર માટે ઉપર જણાવેલા વર્તનની રિતિ ઘણીજ નકશાનકારક છે કેમકે પરમેશ્વરરૂપ થવા ઇચ્છનારે કોઇ પણ પ્રસંગ પડ્યે કે પ્રાણી ઉપર દ્વેષ નહિ કરતા પ્રેમ રાખવાની જરૂર છે ઉપર જણાવેલી રિતિઓ તો દ્વેષસુચક છે, અને તે પોતાનામાં જ્યા સુધી હોય ત્યા સુધી કોઇને પણ તે લાભ આપનાર નથી એ નક્કી છે જે મનુષ્યને પરમેશ્વરમા એક સ્વરૂપ થવું હોય, જે માણસને આ ભવભ્રમણનામાંથી છુટવું હોય, જે માણસને પરમતત્વ રૂપ થવા ઇચ્છા હોય જે માણસને અખંડ સુખ મેળવવા મન હોય તથા જે માણસને દુખ

ઉપર જય મેળવી તેનો નાશ કરવા વિચાર હોય, તેને દરેક ક્રિયામાં દરેક વચનમા, દરેક વર્તનમા, અને દરેક વિચારમા દ્વેષનો ત્યાગ કરવાની પ્રથમ જરૂર છે જે તેમ કરતો નથી, અથવા કરી શકતો નથી, તેણે એ નક્કી યાદ રાખવુ કે તેને એજ અસમે કદી ફતેહ નહિ મળે, તેના કાર્યની સીદ્ધિ નહિ થાય, અને હમેશા તે નાકામાજ રહેશે દરેક જીવે એ યાદ રાખવાની જરૂર છે કે જ્યા વિરોધ હોય કે ત્યા નાશ હોય છે, પણ જ્યા ઐક્ય હોય છે, ત્યા સર્વત્ર પ્રેમ તથા અનુકુળ બુદ્ધિ હોય છે જ્યા પ્રેમ તથા અનુકુળ બુદ્ધિ હોય છે ત્યા વિરોધ ભાવ ન હોવાથી રાગદ્વેષ પણ નાશ પામે છે અને સર્વ પદાર્થ, પ્રાણી કે પ્રસગ પર સમાન દૃષ્ટિથી જોવાનો ભાવ પેદા થતા, કેવળજ્ઞાન પ્રાપ્ત થતા પરમાત્મા સ્વરૂપમા ભળી જવાનો રસ્તો સ્હેલો થાય છે

દુનીઆમા આપણે હજારો તરેહના પદાર્થો જોઈએ છીએ એ પદાર્થોમા જીવરૂપે જેને આપણે જોઈએ છીએ તેમાના કેટલાક પૃથ્વીના જીવો, કેટલાક પાણીના જીવો, વળી કેટલાક અગ્નીના જીવો, કેટલાક વાયુના જીવો, કેટલાક વનસ્પતીના જીવો, કેટલાક બે ઇદ્રિના જીવો કેટલાક ત્રણ ઈદ્રિના જીવો, કેટલાક ચાર ઇદ્રિના જીવો અને કેટલાક પાચ ઈદ્રિના જીવો હોય છે એ જીવો જૂદી જૂદી અવસ્થામા હોવાનો સબબ જેમ છે તેમ તેમનુ મૂળ કારણ, તે પ્રાણીકે પદાર્થના અતરમા રહેલ ઇશ્વર અથવા પરમતત્વ છે દુનીઆમા દેખાતા જૂદા જૂદા પ્રાણી કે પદાર્થો પોતાનામા ઇશ્વરતત્વ ધરાવે છે અને ખરૂ સમજાય તો ઇશ્વરથી જૂદા નથી જેમ એકજ જળ જૂદા જૂદા રૂપમા બરફ વરાળ કે પાણીરૂપે નજરે પડે છે તેમજ ઇશ્વર અનેક રૂપે અથવા ચૈતન્ય પદાર્થો રૂપે નજરે પડે છે, અને તે નિરાકાર આત્મા શરીરમા બોલી ચાલી, અથવા બોલાવી ચલાવી, સકાર રૂપે પ્રગટ થાય છે આખુ જગત પરમેશ્વરથી જૂદુ નથી અને પરમેશ્વરમા જગત સમાયલુ છે જૂદા જૂદા પ્રાણીઓમા નજરે પડતુ જ્ઞાન તેમજ પ્રેમ એ સર્વ આત્માના જૂદા જૂદા રૂપ છે

એ જૂદા જૂદા રૂપમા પણ જૂદી જૂદી પ્રકૃતીઓ છે. એકથી બે જેમ વધારે, બેથી ત્રણ જેમ વધારે અને જેમ એકએકથી વધુ ગણુના કોઇ એવી પણ સખ્યા આવે કે તેની ગણુના કે કલ્પના કરવી મુશ્કેલ છે, તેમ એ પરમાત્માની સ્થિતિમા, બેમા એક સમાયેલો છે તેમ, અથવા કરોડોમા પણ એક સમાયલો છે તેમ, સૌથી નાનામા નાનાથી મોટામાં મોટામા એ સ્થિતિ સમાયેલી છે એ સ્થિતિ તે હમણાની આપણી સ્થિતિ નથી, એ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે ઘણીજ મહેનત પડે છે અને જેમ કાદવમા દટાયેલા મણિપરથી કાદવ જતા તે પ્રકાશમય થાય છે, તેમ રાગદ્વેષ રૂપી કાદવ આપણામાથી નીકળી જતા આપણે પણ પરમાત્મારૂપ-પ્રકાશરૂપ-નિરંજન નિરાકારરૂપ થઇએ છીએ

જગત્ પ્રેમમય છના તેને તે દૃષ્ટિથી જોવાની લાગણી જ્યા સુધી પેદા થતી નથી અને પેદા થવા છતા જ્યા સુધી તેનો પૂર્ણ અમલ થતો નથી અને જ્યા સુધી કોઇપર રાગ ને કોઇપર મોહ ને કોઇપર દ્વેષ ને કોઇપર દુશ્મનાઇ હોય છે, ત્યા સુધી દુનીઆ દુઃખમય ભાસે એમા શુ નવાઇ? એ માટે ઉત્તમ શાસ્ત્રો રાગદ્વેષનો ત્યાગ કરવાનો તેમજ આખા વિશ્વને પોતારૂપજ જોવાનો ઉપદેશ આપે છે, એ માટે સૌથી વધુ જરૂરની બાબત એ છે કે પ્રેમભાવ સર્વત્ર પ્રકટાવી રાગદ્વેષ છોડવો જોઇએ, પણ જ્યાં સુધી સર્વત્ર પ્રેમભાવ પ્રકટ થતો નથી, ત્યા સુધી રાગદ્વેષ છુટી શકતો નથી એ માટે 'સર્વત્ર'નો અર્થ સમજવાની મ્હોટી જરૂર છે 'સર્વત્ર એટલે સર્વ ઠેકાણે-પછી તે આપણે ગમે તેવુ હોય તોએ શુ? પોતાના શરીરને લગતુ કે બીજાના શરીરના સબધમા હોય તોએ શુ? એ સર્વ તરફ પ્રેમમય દૃષ્ટિથી જોવુ જોઇએ એટલે કે આપણે અનુકુળ હોય અથવા ન હોય તે ઉપર પણ પ્રેમ રાખવો જોઇએ આપણે પ્રતિકૂળ વસ્તુ હોય તો પણ તે માટે મનમાં કાઈ લાવવુ ન જોઇએ, આપણા શરીરના રોગ માટે કે આપણા મિત્ર કે સગાના દુઃખ માટે પણ તેવોજ વિચાર રાખવો જોઇએ

સ્વાદદાર, રસદાર, આમ્રફળ ખાતા તને આનંદ ઉપજે છે, પણ એ આનંદ કેટલી ઘડીનો છે, તે તે વિચાર્યું છે ? ફળના સ્વાદમા આનંદ લેનાર ભાઈ ! જે પળે તે મોમાથી પેટમા જાય છે તે પળે તારો સ્વાદ તો ગુમ થાય છે તે પછી તુ તેના ઉપર કેમ મોહી રહે છે ? કાંઈ અપૂર્વ વસ્તુ જોનાર તુ ખુશી ખુશી થાય છે એ તારી ખુશી કેટલા કલાકની છે ? પૈસા કે નાણું મળતા તને બહુજ સુખ થાય છે કે હવે ! હું જગ જીત્યો હવે આમ મજાહ કરીશ ખાઈશ, પીઈશ, ગાડી ઘોડે ફરીશ, નાટક ચેટક જોઈશ ! અનિતિના કામ કરીશ ! ઇંદ્રિઓને સુખ આપીશ ! આહા ! બધુ ! એ સહુ કેટલી વારીનુ !

તારો આનંદ જ્યાસુધી પૈસો હોય છે ત્યાસુધીજ હોય છે એક રૂપસુંદર બાળાને મેળવતા અને તેની સાથે પ્રેમ સુખ સાધતા પણ તુ આનંદી બને છે તેનુ મુખ જોઈ તને અમૃતમય સુખ થતુ લાગે છે, તેની આંખના પલકારાથી તને અપૂર્વ સુખનો અનુભવ થાય છે તેના હાથને તારો હાથ અડકતા એક નહિ વર્ણવાય એવી લાગણી તને હૃદયમા ઉદ્ભવે છે ! તેનુ શરીર મળતા સ્વર્ગનુ સુખજ મળ્યુ એમ તુ ધારે છે તેના અવયવો જોઈ સ્વર્ગની પરીઓ ! અપ્સરા તને યાદ આવે છે ! ખરે એ તારો સ્વભાવ છે

પણ ચિત્રની બીજી બાજુ તરફ નજર કર ખાટી રસ વગરની સડેલી કે કોહેલી કેરી મળતા તથા ખાતા તને કેવી લાગણી ઉત્પન્ન થાય છે, તારા ડોળા ફરી જાય છે, તેને છોડી દેવાનુ મન થાય છે, તે નહિ મળી હોત તો સારૂ એવુ તને હૃદય કહે છે ! હજુ તો તે હાથમા છે એટલામા તો તે ખાવાથી દુઃખ થશે એમ તને થાય છે અને જો તે ખાવામા આવે છે તો તો તને દુઃખની લાગણી તરતજ ઉત્પન્ન થાય છે જોયુ ! એજ કેરીના એક સ્વરૂપથી તને સુખ થાય છે, અને તેના બીજા સ્વરૂપમા તને દુઃખ થાય છે જો તને પૈસા નથી મળતા તો ઘણી વખત તુ દુઃખી દેખાય છે કાલે શુ ખાઈશ, શુ પહેરીશ નોક

તેને શુ આપીશ વસ્ત્ર લેવા માટે શુ કરીશ, ગાડી ઘોડા માટે શુ વાપરીશ નામમાં બેગીત તો શુ ખરચીશ, કોઈને ઘેર જઈશ તો શુ ખરચીશ ઘરવાળાને અનાજવાળાને, નોકરને ચાકરને ધામીને દર્જી અને માગનારને કે બીજાને શુ આપીશ તેના હજારો વિચાર તને આવે છે? પૈસા વગર! જીવતર ખોટુ એમ તને થાય છે! પૈસા વગર મરી જઈશ એમ તને લાગે છે! પૈસા વગર ખાવા કોઈ નહિ આપશે એમ તને વિચાર થાય છે! ખરેખર એક ચીજ જૂદા જૂદા સ્વરૂપમાં સુખમય તેમજ દુઃખમય દેખાય છે વધુ જો! જે રૂપસુંદર બાળામાં તુ આનંદ માને છે, તેને માઠું દુઃખ કે રોગ થતા તુ દુઃખી થાય છે! આવરો તને છે ગભરાય છે! તે નહિ જીવશે તો હું મરી જઈશ એમ તુ ધારે છે તે મરી જશે તો તેની પછાડી હું પ્રાણ ત્યાગીશ એમ તુ નક્કી કરે છે તેના દુઃખથી કમકમી તુ દૂર નાસે છે તે મરણ પામતા જે શરીરપર તુ પ્રેમ કરતો હતો તેને ઘરમાથી કહાડી નાખી દે છે બાળી મુકે છે યા દોખમામા મોકલે છે અને થોડે દહાડે તને ભૂલી બીજા હાડકા તથા ચામડાના પુતળાપર ચિત્ત દોરાવે છે ખરેખર! એકજ સ્ત્રી એક સ્વરૂપમા આનંદ આપનાર હતી બીજા સ્વરૂપમા તે દુઃખ આપે છે

જોયુ તે અને આ ચિત્ર! ભાઈ! પરમાત્માની સ્થિતિએ પ્હોચવાની ઇચ્છા ધરાવનાર આવી જૂદી જૂદી વૃત્તિઓ રાખતો નથી તે મધુર આસ્વાદથી રાજી થતો નથી કે ખારા આસ્વાદથી દુઃખી થતો નથી તે પૈસા મળવાથી આનંદી થતો નથી યા તે ચાલ્યા જવાથી દુઃખી થતો નથી તેમજ તે સ્વરૂપવાન બાળા મળવાથી આનંદ પામતો નથી અનુકુળ વસ્તુઓમા પ્રેમ કરવો એમા કાંઈ હુશીઆરી કે ઉત્તમ વૃત્તિ નથી પણ અનુકુળ કે પ્રતિકુળ ગમે તે વસ્તુ હોય તેને એકજ નજરે જોઈ તેમા પ્રેમ સ્થાપવો એમાજ મહત્વતા છે શરીરે રોગ થયો હોય, વ્હાલામા વ્હાલી વસ્તુ નાશ પામી હોય કાનામા કાનુ સગુ—ના

બાપ, ભાઇ, સ્ત્રી,–મરણ પામ્યા હોય, આપણા પૈસા કે મીલ્કતો નાશ પામ્યા હોય, અથવા દુ ખના વાદળ તુટી પડ્યા હોય, ત્યારે પણ પોતાની વૃત્તિ સ્થિર રાખવી, અને તેમાં અપ્રિય ભાવ ન પ્રકટાવવો, તેમાંજ પ્રીતિ માનવી, તેમાજ યોગ્યતા માનવી, એ એક ઉચ્ચ અત કરણજ કરી શકે છે, અને એવા ઉચ્ચ અત કરણવાળો માણસજ પરમતત્વ મેળવી શકે છે પરમતત્વ મેળવનારને કોઇની પરવા નથી, કોઇમા આનદ નથી કોઇમાં શોક નથી, કોઇના સબબે દુ ખ નથી તે સદા દરેક ચીજ ઉપર સમભાવેજ જુએ છે વરસાદ કે તડકો, તેને મન સરખો છે તાપ કે ટાઢ તેને મન સરખાજ છે, માતા, પિતા, ભાઈ કે ભગિની, મીત્ર કે પડોસણ કે દુનીઆનુ કોઇપણ માણસ તેને સરખુજ છે બીજાનો જીવ તેને પોતાના જેટલોજ વ્હાલો છે, બીજાનુ કામ તેને પોતાના જેટલુજ પ્રિય છે તે કોઇપર રીસ રાખતો નથી તેમ રાગ રાખતો નથી

દુ ખો ત્યાસુધીજ આવે છે કે જ્યા સુધી આપણી વૃત્તિ મોહ માયામાં લપટાયેલી હોય છે દુ ખો ત્યા લગીજ આવે છે કે જ્યાં સુધી આપણે એકને ચાહીએ છીએ ને બીજાને ધિક્કારીએ છીએ દુ ખો ત્યા લગીજ આવે છે કે જ્યા સુધી આપણે કોઇપર મોહ હોય છે. દુઃખો ત્યા સુધીજ આવે છે કે જ્યા સુધી આપણે એકને જોઇ રાજી થઇએ છીએ ને બીજાને જોઇ દુ ખી થઇએ છીએ। એટલે કે જ્યાસુધી રાગદ્વેષ હોય છે ત્યા સુધી અને જ્યાસુધી, પ્રેમભાવના પ્રકટાવી નથી કે સમભાવના ગ્રહણ કરી નથી ત્યા સુધી દુ ખો આવે છે સર્વત્ર પ્રેમ-ભાવ કે સમભાવ રાખતા શીખવુ એજ સુખનો પાયો છે જેઓ આ વાત ધ્યાનમા રાખે છે, તેઓ તેમ વર્તતા દુ ખનો ત્યાગ કરે છે ને સુખને મેળવે છે પરમાત્મા સમ ભાવવાળા હોય છે, ને સમભાવવાળા પણ પરમાત્મારૂપ થઇ જાય છે ? પરમેશ્વર કોઇઉપર રાગ કે દ્વેષ રાખતા નથી. તે પણ પ્રેમસ્વરૂપ તેમજ દુ ખરહિત છે જે માનવી તે સ્વરૂપ પોતાને માટે મેળવવા ઇચ્છા રાખતો હોય તેને સુખ દુ ખનો અભાવ કરી, સમભાવરૂપ થઇ, પરમાત્મા સ્વરૂપ તેમજ પ્રેમસ્વરૂપ થવું જોઈએ

એ માટે દરેક મનુષ્યે, પોતાને મળતાં અથવા પોતાના રસ્તામાં આવતાં દરેક પ્રસંગને અનુકૂળ ગણવાની ટેવ પાડવાની જરૂર છે. એ ટેવ જ્યાંસુધી નથી પડી ત્યાંસુધી પ્રેમ પ્રકટતો નથી, ને તેમ થયા વિના દુઃખ નાશ પામતું નથી. જો પરમાત્મામાં આપણો પૂર્ણ શ્રદ્ધા હોય તો, ને જો પરમાત્મામાં આપણો પૂર્ણ પ્રેમ હોય તો, દરેક અનુકૂળ કે પ્રતિકૂળ પ્રસંગમાં આપણને પ્રેમ થવોજ જોઇએ. જેમ ધુળમાં કે કાદવમાં ખરડાયેલા હીરાને કે સોનાને જોઇને તેને ઓળખનાર ઝવેરી કે બુદ્ધિવાન માનવિ, તેને ફેંકી ન દેતાં પ્રેમથી જુએ છે, અને ધુળમાં કે કાદવમાં હીરો છે એમ જાણીને આનંદ પામી, તેની ધુળ કે કાદવ કાઢી નાંખવા પ્રયત્ન કરે છે, તેમજ અપ્રિય વસ્તુ, પ્રાણી, કે જીવ જોઇને, પરમતત્ત્વ સર્વમાં છે એમ જાણનાર યથાર્થ જ્ઞાની તે અપ્રિય વસ્તુ, પ્રાણી કે જીવપર દ્વેષ કરતો નથી, પણ તેમાં રહેલા ઉત્તમ તત્ત્વને જોઇને રાજી થાય છે, અને એજ રીતે વર્તીને દુઃખનો હમેશ માટે ત્યાગ કરે છે.

# પ્રકરણ ૧૨ મું.

## મનુષ્ય અને જ્ઞાન.

As you build within by the power of thought so will your outward life and circumstances shape themselves accordingly Whatsoever you harbour in the inmost chambers of your heart will sooner or later by the inevitable law of reaction shape itself in your outward life

*JAMES ALLEN*

માફકજ ગણવી પડશે પણ મનુષ્ય ફક્ત માનસિક પ્રાણી જ છે તેનુ શરીર જેમ માનસિક છે તેમજ તેના વિચાર પણ માનસિક છે હમણાની વિદ્યાથી જેટલી બાબતો પ્રકાશમા આવી છે તે ઉપરથી એટલુ કહી શકાય કે મનુષ્યનો વિચાર તેના દેહની સુક્ષ્મમાં સુક્ષ્મ પેદાશ છે તેના વિચાર પછી તેનુ મગજ સુક્ષ્મતાની બીજી પંક્તિએ તેના જ્ઞાનતંતુઓ ત્રીજી પંક્તિએ અને તેના લોહીને ગતી આપનાર નસો ચોથી પંક્તિએ આવે છે જ્યારે શરીરના બીજા ભાગો એ પછીની પંક્તિ લે છે

શરીરની બનાવટ અને તેના ચલણની રિતિ બાબતમા કોઇપણ મનુષ્ય પૂર્ણ જ્ઞાન ધરાવે છે એવુ કોઇ કહી શકે એમ નથી કેમકે એ સંબંધમા ઘણીજ થોડી બાબતોજ જાણવામા આવેલી છે અને તેપણ જીવતા શરીરો કરતા વધુ ભાગે મુડદાઓના શરીરોપરથીજ શીખાયેલી છે ને કરતા જે કાંઇ જાણવામા આવ્યુ છે તે ઉપરથી પણ ઉપના વિચારોને ટેકો મળે છે એ વાત સુપ્રસિદ્ધ છે કે મગજમાથી જ્ઞાનતંતુઓની હારો ચારેતરફ ફેલાયેલી છે અને એ જ્ઞાનતંતુઓ રક્તવાહિની (નસ) સાથે જોડાયલા હોય છે એ વાત પણ તેટલીજ જાણીતી છે કે રકતથી શરીરના સર્વ ભાગો હાડકાઓ અને ગોસનાઓ બંધાય છે પણ શરીરરૂપી ઇમારતના પાયારૂપ શુ છે તે એટલુ બધુ સારી રિતે જણાયલ નથી એ પાયો મગજમા રહેલો છે અને એ પાયાના સરદારરૂપી મગજના હુકમથી શરીરના દરેક ભાગો બંધાય છે ભૂતકાળમા બંધાયા હતા અને ભવિષ્યમા બંધાશે.

મગજ દૂતરૂપી કેટલાક કાસદો ધરાવેછે જેઓ મારફતે તે પોતાના હુકમો શરીરના જુદા જુદા ભાગોપર મોકલે છે જો એ કાસદો ન હોય તો આ શરીર હોઇ શકે નહિ—અને જો શરીર નહિ હોય તો મગજ પણ નાબુદ થાય કેમકે શરીરથીજ મગજનુ પોષણ થાય છે. તાત્પર્ય કે શરીર અને મગજ બંને અરસપરસના લાભમાટે જરૂરના છે

શરીર મગજને ખોરાક પુરો પાડે છે અને મગજ શરીરને વિચારો પૂરા પાડી તેને ઉંચ પંક્તિએ રાખી શકે છે.

મગજ એકજ જાતના હોતા નથી, કેમકે જે પ્રકારના વિચારો—ઉંચ યા નીચ—મગજ કરે છે, તેના જૂદા જૂદા પ્રકાર યા સ્વભાવ પ્રમાણે મગજ ઉંચ યા બીજું કોઇ પ્રકારનું થાય છે. જે પ્રકારના ઉત્તમ વિચારો મગજમાં હોય છે તેવાજ વિચારો તે જ્ઞાનતંતુએ મારફતે શરીરમાં મોકલે છે અને જો મગજ પોતાની ઉંચી શક્તિએ માટે અજ્ઞાન હોય છે તો તે ઉંચા યા તેથી ઉલટા, બેમાંથી કોઇ પ્રકારના ( ખરા યા ખોટા ) વિચારોને શરીરમાં મોકલે છે.

રોગ યા વ્યાધિના સર્વે અણુઓ-ચિંતા યા દુઃખના સર્વે અણુઓ-અને વિચારોના સર્વે અણુઓ-મગજમાં જન્મ પામે છેઃ-એજ અણુઓથી મનુષ્ય જેમ હિમ્મતવાન, શુરવિર, અમિર અને ઉદાર થઇ શકે છે, તેમજ તેનાથીજ તે બાયલો, બ્હીકણુ અને સ્વાર્થી પણ થઇ શકે છે. બ્હીકણપણું અને બાયલાપણું, જ્યાંસુધી માણસ પોતાની શક્તિથી અજ્ઞાન તેમજ આકર્ષણ-શક્તિના નિયમથી અજાણ હોય છે, ત્યાંસુધીજ મનુષ્યમાં રહે છે, પણ જેવો તે પોતાની શક્તિથી માહિતગાર થાય છે, અને આકર્ષણ શક્તિના નિયમથી વાકેફગાર થાય છે કે તરતજ તે પોતાપર વિશ્વાસ મુકતાં શીખે છે અને હિમ્મતવાન બને છે. જો આકર્ષણ શક્તિનો નિયમ, કોઇને આકર્ષવાના સંબંધમા સિદ્ધાંતરૂપ ગણી શકાય તો, એ પણ ધારી શકાય છે કે મનુષ્ય પણ એ નિયમ વિષે જાણકાર થતાં વધુ શક્તિવાન બની શકે, કેમકે એ નિયમના દૃષ્ટાંતરૂપજ મનુષ્યનાં સર્વે કૃત્યો હોય છે.

મનુષ્ય, પોતાનામાં રહેલી-પોતાના શરીરના દરેક અણુમાં રહેલી-પોતાની અનંત શક્તિઓથી અજ્ઞાન હોવાના સબબેજ બ્હીકણ-બાયલો-થાય છે. એ અજ્ઞાનતાના સબબેજ તે પોતાને માટીનો કીડો-પામર પ્રાણી-ગણે છે. તે એજ સબબે પોતાનામાં સર્વ કાંઇ નાશવંત છે એમ

માની ગભરાઈ જાય છે, અને પોતાનામાં રહેલી ઉચ્ચ શક્તિઓથી અજ્ઞાન રહી, પોતાનામાં રહેલી જે શક્તિથી તે મ્હોતને પણ જીતી શકે છે, તેનો ઉપયોગ કરી શકતો નથી.

એજ કારણથી તે પોતાને વૃદ્ધ થવા માટે અને મ્હોત માટેજ જન્મેલો માને છે, અને તેથી તે અમર થવા પ્રયત્ન કરતો નથી, કે જે પ્રયત્ન વિચાર બળમાંજ મુખ્ય પાયો ધરાવે છે.

અસંખ્ય જમાના થયા તે પોતાના મગજમાં વ્યાધિ, રોગ અને મ્હોતના વિચારોને જન્મ આપતો આવ્યો છે, અને જે જ્ઞાનતંતુઓ આ વિચારના કાસદ તરીકે કામ બજાવે છે, તેઓ એ વિચારોને શરીરના દરેક અણુમાં ફેલાવી તેને વૃદ્ધાવસ્થામાં કમતાકાત બનાવે છે, કેમકે શરીર મગજના વિચારોનો સ્વિકાર કરે છે.

શરીર, મગજના વિચારોનો સ્વિકાર, કાંઇપણ વાંધા યા આનાકાની વગર કરે છે કેમકે શરીર, મગજ કરતાં ઓછું બુદ્ધિવાન છે, અને ઓછા બુદ્ધિવાનપર વધુ બુદ્ધિવાન પોતાની સત્તા ચલાવી શકે છે એ સર્વ કોઇ જાણે છે.

જ્ઞાનતંતુઓ, મગજમાંથી જે હુકમો થાય છે, તે હુકમો શરીરના જૂદા જૂદા ભાગોપર મોકલે છે એટલુંજ નહિ પણ તે હુકમો શરીરના ભાગોમાંથી પાછા ફરી મગજ તરફ જાય છે; યાને તેઓ બન્ને બાજુથી કામ બજાવે છે. જો મગજ એમ માને છે કે દેવતા યા આતશ સાથે શરીરનો કોઇ ભાગ સંબંધમાં આવશે તો શરીરનું માંસ બળી જશે યા તેના પ્રાણ નીકળી જશે તો તેમજ થાય છે, અને દેવતાને હાથ અડકતાં, જ્ઞાનતંતુઓ મગજને તેની ખબર આપે છે, અને માણસ બૂમ પાડી ઉઠે છે કે "અરે હું બળી ગયો!" મગજ એ શબ્દોને સ્વિકારે છે, અને જવાબ આપે છે. "હા! તમે દાઝયા."

પણ આધુનીક દુનીઆમાં પણ એવા મનુષ્યો હસ્તી ધરાવે **છેજ.** જેઓ મોટી મોટી દેવતાથી ધગધગતી ભઠીઓ સળગાવી, તેમા લાલચ્ચોળ થયેલા દેવતા ઉપર, નગર જરીક બેસી બીજાઓ સાથે વાતો કરી આનંદી દેખાય છે અને જ્યારે તેઓ તેમાંથી બહાર નીકળે છે ત્યારે તેઓના એક વાળને પણ ઇજા થયેલી હોતી નથી.

ઘણાકો આ વાત માનવા ના પાડશે પણ એ વાતો નિર્વિવાદપણે સાબીત થયેલ છે, અને તેની સાબીતીમાં ઘણીક વિગતો મળી શકે એમ છે. જો મગજ તરફથી જ્ઞાનતંતુઓ મારફતે શરીરની ચામડી ઉપર એવો હુકમ મોકલવામાં આવે કે દેવતામાં શરીરને બાળવાની શક્તિ છેજ નહિ તો દેવતા શરીરને બાળી શકશે નહિ. એ જરૂરનુ છે કે મગજની આ માન્યતા સંદેહ વગરની દ્રઢ હોવી જોઇએ.

મનુષ્યે, પોતાને, એક નાના જીવની શરૂઆતથી વિચારના યોગેજ પોતાને મોટા મનુષ્યની ઉંચાઇ સુધી પહોંચાડ્યો છે, અને એજ વિચાર મનની અપૂર્વ શક્તિનો-પ્રથમ પાયો છે

પોતાની શરૂઆતથી તે મનુષ્યની હાલતના છેલ્લા તબક્કા સુધી તે જે જે હાલતમાંથી પસાર થયો છે તે સર્વ વિચારના સબબેજ છે, એ ફરીફરીને જણાવવાની જરૂર છે. દરેક નવી હાલતમા તેનુ જ્ઞાન તેની આગલી હાલત કરતાં વધતુ રહ્યું છે, તેને મળેલા વધુ અને વધુ અનુભવોથી તેના મગજપર વધુ અને વધુ અસરો થતી રહી છે, અને તે અસરો તેના મગજના હુકમ બરદારો-જ્ઞાનતંતુઓથી શરીર ઉપર થતી રહી છે. તેનું શરીર વધુ ને વધુ સુધરીને બીજી હાલતમા વધુ તાકાતદાર થતું રહ્યું છે કેમકે તેને વધારે જ્ઞાન મળવાની તક મળી છે, અને એક માનસિક પ્રાણીને જ્ઞાન એજ શક્તિ છે.

માની થતો જાય છે તેમ તેમ તે વધુ જ્ઞાનવાળો પ્રાણી થતો જાય છે માણસ, માનસિક પ્રાણી હોવાથી જ્ઞાનનો વધારો થતા તે વધુ મોટો થાય છે જો માણસ ઘણાઓ જણાવે છે તેમ જડ પદાર્થના બનેલો હોય તો તેનામા વધુ જડ પદાર્થનો ઉમેરો થવાથી તે વધુ જડ બને પણ માનસિક માણસના શરીરના દરેક અણુઓ ચૈતન્યથી ભરપુર છે–મનથી ભરપૂર છે–બુદ્ધિથી ભરપુર છે–અને તેથી તે જ્ઞાનમા વધતા પોતે પણ વધે છે જે દેખાડે છે કે તે જડ પદાર્થનો બનેલો નથી તેણે પોતાની વિચાર શક્તિથીજ પોતાને આવો બનાવ્યો છે પરંતુ તે પોતાના વિચાર બળમા શુ શક્તિ છે તે જાણતો હતો નહિ છતા વિચાર કર્યા કરતો અને શુ વિચાર કરે છે તે પણ સમજતો હતો નહિ તે ભાન વગરની સ્થિતિમાથી હમણા તે પોતાને જ્ઞાનમય સ્થિતિમા લાવ્યો છે આ વાક્યો ઘણાજ ઉ અર્થથી ભરપૂર છે જો મનુષ્ય પોતાની આ ઉચ્ચ સ્થિતિએ વિચારના યોગેજ પહોંચ્યો હોય, અને જો તેના દરેક અણુ તેના વિચારમા મદદ કરતા હોય તો એ સાબીત થાય છે કે માણસ એ ફક્ત માનસિક પ્રાણી છે અને તે પોતે પોતાને માને છે તેવો બનાવી શકે છે તેને કોઇએ બનાવ્યો નથી પણ તેણે પોતાને પોતાની અંદર (અને સર્વ કોઈમા) રહેલ વિચાર બળથીજ પોતાને આ સ્થિતિએ મૂક્યો છે આ વિચાર બળથી હમણા તે પોતાના જાગ્રીકરણના એક અમુક પગથીયા સુધી પહોંચ્યો છે અને માણસો ૭૦ કે ૧૦૦ વરસથી વધુ ઉમર સુધી જીવી શકતા નથી એવા ચો તરફ ફેલાયેલા વાતાવરણથી તેનાપર અસર થતા તે આગળ વધતો અટકી પડયો છે, કેમકે તેને માનવાને કારણ મળ્યુ છે કે તેના બાપદાદાઓ ભુતકાળના મરણ પામ્યા હતા તેમ તે મરણ પામવોજ જોઇએ સત્ય શુ છે તેનો આ વખતે તે વિચાર કરતો નથી કેમકે એ સબંધમા તે અજ્ઞાન છે અને જે ચીજનુ જેને જ્ઞાન નથી તેનો તે વિચાર કરી શકતો નથી

તે જાણતો નથી કે તે એક પૂર્ણ માનસિક પ્રાણી હોવાથી એક માનસિક રીતિથી જે રીતિ વધુ અને વધુ જ્ઞાન મેળવવાની છે–હમણાની

મનુષ્ય સ્થિતિએ પ્હોંચ્યો છે. જો તેને એ વાતની ખબર પડે તો, તેને એ પણ ખબર પડે કે તેને લગતી દરેક બાબતની લગામ પણ તેનાજ હાથમા છે, અને જ્યારે તે મનુષ્ય કરતા પણ ઘણીજ નીચી ગતિમાં હતો ત્યારે પણ તે લગામ તેનાજ હાથમાં હતી એ ગતિઓ એકેદ્રિ, બેઇંદ્રિ, ત્રીઇંદ્રિ અને ચૌરેદ્રિ અવસ્થામા હતી અને તે સમયનુ તેને જ્ઞાન નથી તેથીજ મ્હોત અવશ્ય દરેકને માટે હોવુ જોઇએ, એમ તે માને છે

મન શુ શુ પેદા કરવાની શકિત ધરાવે છે તેના સબધમાં આ પુસ્તકમા કાઇક વખવામા આવ્યુ છે તે જાણવાથી મનુષ્ય ભવિષ્યમાં પોતા માટે મ્હોટી છતો મેળવી શકશે આ પુસ્તક એ કારણથી લખવામા આવ્યુ છે કે મનુષ્યો જાણી શકે કે મ્હોત ઉપર-વિપત્તિ ઉપર-વિજય મેળવી શકાય છે આગળના કોઇપણ વખત કરતા હમણાની જીદગી વધુ ઉપયોગી, વધુ ભોગવવા યોગ્ય અને વધુ ચૈતન્યવાળી છે. દર વખતે નવી શોધો થાય છે અને તે ઉપરથી ચૈતન્ય વિષે નવી અને વધુ કિમ્મતી માહીતિ મળતી જાય છે એક વખત તે પોતે પેટે ચાલતો હતો, તે પછી પગે ચાલતો હતો, તે પછી જનાવરોની ગાડીમાં મુસાફરી કરતો હતો અને તે પછી તે વરાળયત્રની તેમજ વીજળીક બળની ગાડીથી મુસાફરી કરતો હતો થોડા વખતમા હવામા ઉડીને મુસાફરી કરવાનો વખત યુરોપના દેશો માફક, આપણે માટે આવી પહોચશે, અને તે વખતે પણ આપણે આપણી શોધથી સતોષ ન પામતા વધુ ને વધુ શોધ કરવા મશગુલ રહીશુજ. આજ સબબે-એ સબબ એ છે કે આપણે કદીપણ કોઇ ઠેકાણે અટકતાજ નથી-આપણે આગળ વધતાં અટકશુ નહિ, કેમકે આપણને અટકાવનારી કોઇપણ વસ્તુ છે નહિ. જ્યારે આપણે આ દુનીઆમા રહીને તેના વધારા સાથે વધવા માંગીએ ત્યારે મ્હોતને માટે આપણે દૃઢ હોઇએ-એ નહિ માનવા જોગ છે. આપણે જીવવાનેજ ઇચ્છીએ છીએ અને આપણે જીવવુજ જોઇએ.

આ જમાનો ભોગી દોલત એકઠી કરવાનો છે અને વિજ્ઞાનના પ્રતાપે અને મનુષ્યની બુદ્ધિથી પેદા થએલી દરેક મોજમજા અને સુખમાં તે દોલતનું ભોગાનુભવન પછી પણ ભોગવાની દોલત એવી હો કે જેનું ભોગાનુ કોઈપણ રીતમાં માપવામાં આવ્યું નહિ હોય એ દોલતને શેમાં ભોગવામાં આવે છે? તેમાં કે જેમાંથી આપણું મનને સુખ મળી શકે.

પણ આપણે મરી જઇએ છીએ તેનું કેમ? કેમકે હમણાંના જ્ઞાન પ્રમાણે તો મ્હોત આ હાલતનો અંત આણે છે આપણી આ હાલતનો અંત મ્હોતની આવે છે યા નહિ તેની તકરારમાં નહિ ઉતરતાં એ તો નક્કીજ છે કે મ્હોતથી આપણા વાદ થયેલા કે શરૂ કરવામાં આવેલા કામો અધવચમાંજ કપાઈ જાય છે અને આપણી હજારો આશાઓ ધુળ માફક ખરમાઈ જાય છે કે જે આપણને પસંદ નથી. તમે તેવા જુવાન ઘરડા યા બાળ સ્ત્રી કે પુરૂષને તમે પુછી જુઓ કે તેને મરવાનું ગમે છે? દુખ દારિદ્ર અને બીમારી ગમે તે અવસ્થામાંની એક યા સઘળી હાલતમાં આપણે હોઇએ તે છતાં મ્હોત કરતાં તે હાલત આપણને વધારે ગમે છે અને પછી મ્હોત પછી સ્વર્ગની મોજની મ્હોટી આશાઓ શાસ્ત્રો તરફથી આપવામાં આવતી હોય!

આ વિચારો શું ગાંભીર્ય ધરાવે છે? એ વિચારો એ ગાંભીર્ય ધરાવે છે કે આ દુનીઆ મનુષ્યો અને જીવોને રહેવા માટે અને નહિ કે મરવા માટે છે. આ વિચારો હજારો આગલા વરસના વિચારોની વિરૂદ્ધ છે અને હમણાં હમણાં દુનીઆમાંના શ્રેષ્ઠ માણસો એ માન્યતા તરફ ખેંચાતા જાય છે. હમણાંની શોધ ખોળો તરફ નજર કરો! મનુષ્યોએ રસાયણશાસ્ત્રીઓએ અને બુદ્ધિવાનોએ શું શું નવાઇ જેવી શોધ ખોળો કરી છે? વળી એ શોધ ખોળો કરનારાઓ શું કહે છે તે તરફ ધ્યાન આપો! તેઓ કહે છે કે આ શોધ ખોળોમાં હમેશાં વધારો થતો જશે અને તેનો અંત આવશે નહિ.

વિચાર શક્તિ એક નવી જાતનુ બળ છે, કે જેની પરિપૂર્ણ કસોટી કોઇએ પણ લીધી નથી હમણાંજ તેની અપૂર્વ શક્તિ માનવાની શરૂઆત થઇ છે પણ તેની અકળ શક્તિનો ખ્યાલ સ્વપ્નમા પણ આવી શકે એમ નથી

તે છતાં એક વાત નિર્વિવાદપણે કહી શકાય કે અસલની નીચી ગતિમાથી ઉચકાઇને હમણાની જે ઉચ સ્થિતિપર મનુષ્ય આવ્યો છે તે મગજમા જન્મ પામેલા વિચારને, જ્ઞાનતતુઓ મારફતે, શરીરમા પ્રત્યક્ષ થવાનો યોગ મળવાથી, છે. આવી શકિત કદી પણ હમણા જ્યા છે, ત્યાં અટકી જાય એમ બની શકેજ નહિ

વિચાર એ સર્વ બળોમા સૌથી વધુ બળવત બળ છે, અને એ બળમા જે શકિત છે, તેની શકિત બીજા કોઈ પણ બળમા નથી કેમકે એ ચૈતન્યવાળુ બળ છે. એ બળ વરાળથી ચાલતા એન્જીન કરતા, હજારો ઘોડાના બળવાળા મોટર યત્ર કરતાં અને લાખો એન્જીનોની શક્તિ ધરાવતા વીજળીક બળ કરતા પણ વધુ છે, કેમકે તે આકર્ષણ શક્તિના નિયમને બાહ્ય કાર્યોમા પ્રત્યક્ષ કરી, જીદગીને લબાવે છે અને મ્હોતને પાછળ હઠાવે છે. બુદ્ધિ અને વિચાર આગળ કોઇ પણ ચીજ અશક્ય છેજ નહિ એજ કારણથી વ્યાધિથી પીડાતા રોગીઓ ઔષધ વગર વિચાર માત્રથી સારા થાય છે

વાચકો ! આ અપૂર્વ શક્તિ સુખ અને છુટાપણા તરફ દોરી જનારી અને હજારો દુખોથી દૂર લઈ જનારી છે, એવુ જ્યારે તમે સમજો છો ત્યારે તમે તે મેળવવા પ્રયત્નવાન થતા કેમ ઇચ્છા કરતા નથી ? જે માણસ પોતાના અદર રહેલી આ અપૂર્વ શક્તિના અગાધ બળ વિષે ખાત્રીવાન છે તે શા ,મારે નસીબ, સજોગો કે પુર્વકૃતથી બીહે તે સમજવુ અશકય છે ? આ બળ સર્વોપરી છે અને તે મળતાં હદવગરના સુખો પ્રાપ્ત થાય છે એજ બળમા ખરેખરી સ્વતત્રતા છે, અને સ્વતત્રતાની ઇચ્છા દરેક જીવને હોય છે

ઘણી વખત આપણે મ્હોટા વૃદ્ધ પુરૂષોને બાલ્યાવસ્થાના સુખની યાદથી દિલગિર થતા જોઈએ છીએ પણ શું તે અવસ્થા એવી બધી સુખી છે? તે વખતે બીજાઓના આશ્રય હેઠળ રહેવું પડે છે પોતાનું ધાર્યું કાંઈ કરી શકતો નથી સ્વતંત્રતા નાશ પામી હોય છે તે વખતે ઘણા ધારે છે કે 'હું મ્હોટો થઈશ કે સુખી થઈશ,' પણ જ્યારે તે જુવાન થાય છે ત્યારે બાલ્યાવસ્થા કરતા પણ તેની સ્વતંત્રતામાં વધુ ઘટાડો થાય છે તે અવસ્થા પૂરી કરીને વધુ મોટા થતા પણ તેની અવસ્થા વધુ બંધનોવાળી થતી જાય છે, પણ જ્યારે તેને માલૂમ પડે છે, કે દુનીઆ સર્વત્ર મન છે ત્યારે આંખોના પડળો અને દુ:ખની બેડીઓ તુટી જાય છે અજ્ઞાન દૂર થાય છે અને જ્ઞાનની વૃદ્ધિ થાય છે જે માણસ સ્વતંત્રતાનું* અપૂર્વ સુખ મેળવવા માગતો હોય તેણે મોટો વરસની કેટલીક ખોટી માન્યતાઓને તીલાંજલી આપી નવા ખરા સત્યો જાણવા તથા બુદ્ધિથી ગ્રહણ કરવા તૈયાર રહેવું જોઈએ એ માટે સૌથી પ્રથમ દરેક માણસે આ કામ કરવું જોઈએ તેણે પોતાના મનમા ઉપજતા સવાલોના જવાબ બીજાઓના મતની ખાસ દરકાર રાખ્યા વગર પોતેજ આપવા જોઈએ

* સ્વતંત્રતાનો અર્થ તમે જાણો છો? સ્વતંત્રતા એટલેજ જીંદગી–કોઈપણ જાતની બ્હીક અને દુ:ખ વગરની જીંદગી.

કોઈપણ જાતની બ્હીક રાખવી, અથવા ભવિષ્ય માટે દુ:ખી થવું એ એક ગુલામગીરીનું કાર્ય છે–એક બંદીખાનાની કેદ છે–દુ:ખી રોગી અને કંગાળ થવાનું દ્વાર છે–કોઈપણ ચીજથી બ્હીવું અથવા તેના પરિણામની બ્હીક રાખવી એ એવું દેખાડે છે કે આપણે અજ્ઞાન છીએ કારણકે અજ્ઞાનતાજ બ્હીકને જન્મ આપનાર ને મનુષ્યપર જુલમ કરનાર ઝુહાક છે અને એજ અજ્ઞાનતા મનુષ્યને ગુલામગીરીની બેડીમા બાંધે છે

આટલું છતાં મનુષ્યો પોતાના સવાલોના જવાબ પોતે આપતાં નથી, અને નવી નવી ચીજો જાણવાને ઉત્સુક છતાં પોતાના મનના સવાલોના જવાબ આપવા તૈયાર થતાં નથી. તેઓ ક્યાં તો એ સવાલોના જવાબ આપવા અખાડાજ કરે છે યાતો સેંકડો સૈકાથી જે ખોટા યા ખરા વિચારો ઉતરી આવેલા હોય છે, તેનેજ રજુ કરી, તેનો જવાબ આપે છે. જેમ તરતજ જન્મ પામેલા પ્રાણીની જીંદગી તેનું ગળું દબાવી ખતમ કરવામાં આવે, યાતો જેમ એક ખીલતી કળીનેજ કોહાડાથી કાપી નાંખવામાં આવે, તેમ આ બાબતમાં બને છે, કેમકે જન્મ પામતાં વિચારોના જવાબ આપવાને બદલે "આપણે ક્યાં જ્ઞાની છીએ? આપણે પામર છીએ?" વિગેરે બાયલા વચનો તેમજ વિચારોથી આપણે તેમને દાબી નાંખીએ છીએ, અને આપણે મનનાં જન્મતાં વિચારોને શરૂઆતમાજ દાબી નાખી કેવું મ્હોટું પાપ યા કેવો મોટો અનર્થ કરીએ છીએ તે વિષે અજ્ઞાન રહીએ છીયે. પોતાના મનનુ આ ખુન છે એક પારકા બાળકના ખુન કરતા પણ આ ખુન વધુ ખરાબ છે, કેમકે તેથી મનુષ્યના સુખના વધારામા આપણે અટકાવ નાંખનાર બનીએ છીએ મનમાં ઉત્પન્ન થતાં યા જન્મ લેતા વિચાર પવિત્ર પદાર્થો જેવા છે કે જેની ઘણીજ સાવચેતી અને મ્હેનતથી સભાળ રાખવી જોઇએ, અને જ્યાંસુધી તેનો જવાબ મળે નહિ ત્યાંસુધી તેને હૃદય સરસા રાખવા જોઇએ સવાલ અને જવાબ એકજ ચીજના બે જૂદા જૂદા છેડા છે સવાલ એ જવાબનો નેકી પોકારનાર—આગળ જનાર દૂત-છે, અને જે આગળ વધતું મન સવાલને જન્મ આપે છે, તે તેનો જવાબ આપનારી શક્તિને પોતાની અંદર ગુપ્ત રાખે છે.

મનના આ સવાલોજ માનસિક વધારાના—મનુષ્યની ઉત્કૃષ્ટતાના—ચીન્હો છે. તે વિચારોના જવાબ જ્યાં સુધી મળે નહિ ત્યાંસુધી તેઓને શાંતિથી મનમાં રાખવા જોઇએ. એ માટે કોઇએ કોઇ ધર્મગુરૂ, ઉપદેશકર્તા—આચાર્ય કે ડાકટરને કાંઇપણ ખાસ પુછવાની જરૂર નથી,

તેમજ મ્હોટા કહેવાતા શીનગુરૂના પુસ્તકની સનાદ લેવાની પણ એકજ પક્ષે જરૂર નથી એ માટે દરેકે શ્રદ્ધાથી પોતાના ઉપર વિશ્વાસ રાખતા શીખવુ જોઇએ અને જ્યાસુધી તેનો જવાબ એજ મનમા રહેલી ગુપ્ત શક્તિ તરફથી આપવામા આવે નહિ ત્યા સુધી શાંતપણે રાહ જોતા જોઇએ બીજા માણસો તરફથી તમારા સવાલોના જે જવાબો આપવામા આવે છે તે તમારા પોતાના જવાબ નથી, તે વખતે ખરા પણ હોય, તે છતા તે તમારા નથી તમારા જવાબો જ્યારે તમારામાથી પ્રગટ થશે ત્યારે, તે તેઓ તમારા શરીરના એક ભાગમા ફેરવાઇ જશે—તેઓ તમારા શરીરમા હાડકા અને માસનો આકાર લેશે અને આખેથી પ્રત્યક્ષ જણાશે

દરરોજ દરેકે પોતાના મનને વધારે સવાલો ઉત્પન્ન કરવા પ્રેરવુ જોઇએ દુનીઆમા અસખ્ય બાબતો બને છે અને તે મન સમક્ષ નજરે પડયાજ કરે છે એ ઉપરથી હજારો સવાલો મનમા ઉત્પન્ન થયા કરે છે અને તેનો જવાબ પણ એજ મન આપ્યાજ કરે છે

પોતાના વિચાર સાથે મળતા થતા પુસ્તકો પોતાને ઘણા ફાયદા કર્તા થતા નથી પણ પોતાના વિચાર વિરૂદ્ધના વિચાર દર્શાવનાર પુસ્તકો દરેકને ઘણા લાભકર્તા થાય છે કેમકે તેથી નવા સ્વાલો ઉત્પન્ન થાય છે અને દરેકના જ્ઞાનના વધારાના તે કારણભૂત થાય છે એ કારણથી તમે જ્યારે કાઇ પણ પુસ્તક વાચો ત્યારે તે એક ધ્યાનથી વાચો અને જે કાઇ જુઓ કે સાભળો ત્યારે તે પણ ધ્યાનથી જુઓ અને સાભળો અને તમારે માટે દરેક ચીજમાથી તમારૂ મન મીઠો ખોરાક શોધી કાઢશે

મનુષ્યોમા મ્હોટે ભાગે વિરૂદ્ધ ભાવ નજરે પડે છે, જે ઘણોજ નુકશાન કર્તા હોવાથી છોડી દેવા યોગ્ય છે આ વિરૂદ્ધ ભાવનો સબબ એ છે કે હજારો વર્ષો થયા આપણે વિચાર કરવાનુ કામ છોડી દીધુ છે અને તે વિચાર કરવાનુ કામ, ડાક્ટરો ઉપદેશકો આચાર્યો અને

વકીલોને ભાડુ (પગાર કે પૈસા) આપી કરાવવામાં આવે છે. એજ રિતે આપણે બાગબાનોને તેમજ ઇમારત બાંધનારાઓને પૈસા આપી આપણને ખુબસુરત લાગે તેવા બાગ કે ઇમારત બનાવવા કહીએ છીએ, અને તેનું પરિણામ કેવું આવ્યું છે? નાનામાં નાની ચીજ માટે આપણે બીજાઓપર આધાર રાખવો પડે છે; આપણા પોશાક માટે આપણે દરજીની અથવા બીજા કોઇ ફેશનેબલ શખ્સની મદદ લેવી પડે છે! કોઇ પુસ્તક વિષેનો વિચાર બાંધવાનું પણ આપણે માટે તેટલુંજ મુસ્કેલ થઇ પડે છે, અને બીજા ટીકાકારોની ટીકા વાંચ્યા પછીજ આપણને તેનો કાંઇક ખ્યાલ આવે છે.

આપણે આપણે માટે વિચાર કરતાં નથી અને એ બેદરકારીથી શું નુકશાન થાય છે તે માટે આપણે અજાણ રહીએ છીએ. એ વિચાર એજ જીવવું છે! વિચારથીજ શરીરમાં ચૈતન્ય બળ વધે છે, જે શરીરને વધારે તાકાતદાર બનાવવામાં મુખ્ય છે. એ તે શક્તિ છે કે જે ચિંતા, વ્યાધિ અને જરાવસ્થા તેમજ કંગાલીયતને નશાડી મુકે છે.

એ માટે આપણે વિચાર કરવાની ટેવ પાડવાની જરૂર છે આપણી લાંબી જીંદગી અને તંદુરસ્તી માટે વિચારની મ્હોટી આવશ્યકતા છે. એ સંબંધમાં કેમ વિચાર કરવો યા વિચારશકિત કેમ ખીલવવી તે જાણવા પ્રયત્ન કરો. એક વિષય મનમાં ધારી, તેના ઉપર સર્વે બાજુથી અવલોકન કરો અને તમારા સ્વતંત્ર સિદ્ધાંતો તે ઉપરથી બનાવો. આ રિતે કરવાથી તમારી અક્કલમાં વધારો થશે અને જો એ રિત એક માસ ચાલુ રાખશો તો તે દરમ્યાન તમારી મનશક્તિ તેમજ તનશક્તિ વધશે. એ કેમ બને છે? એમ તમે પુછશો. તેનો સબબ એ છે કે તન અને મન અરસપરસ જોડાયલા છે અને એક વગર બીજું, યા બીજા વગર પહેલું વધી શકતું નથી. બન્ને અરસપરસ ઘણોજ અતલગનો સંબંધ ધરાવતાં હોવાથી સાથેજ વધે છે. જો તમારે એ વધારો સબળ પાયે કરવો હોય તો વ્હેમ–બ્હીક અને અશ્રદ્ધા છોડી દો–કેમકે જ્યાં

સુધી તેઓ તમારામા હશે ત્યા સુધી તમે દુ:ખમાં રહેશો અને વૃદ્ધ પણ થશો અને મરશો પણ ખરા

પ્રગતિકરણના નિયમથી માનવિની તપાસ કરતા એવુ જણાય છે કે મનુષ્યના આગળ વધવાનો અંત છેજ નહિ, વિચાર તેના માટે નવી નવી શક્તિઓને જન્મ આપ્યાજ કરશે મનુષ્ય પોતે નવી નવી ચીજો પેદા કરવાની શક્તિ ધરાવે છે, અને તેમા અટકાવ નાખનાર, હજારો વર્ષોથી મનાયલા અશક્તતાના વિચારો અને મ્હોતની ચિંતા શિવાય બીજુ કોઇ નથી આ સત્ય માનવિ માનતો નહિ હોવાથી અને હજારો વર્ષોના ખોટા વિચારોથી ક્ષીણ થઇ ગયેલો હોવાથીજ તે મ્હોત માટે હમેશા ખાત્રી રાખે છે અને પરિણામે તે મરણ પામે છે

માણસમા રહેલી એક અપૂર્વ શક્તિ તરફ બેદરકાર રહેવાથી તેની ખીલવણી થઇ શકી નથી એ શક્તિ તેની કલ્પના શક્તિ છે કે જેથી ભવિષ્ય માટેના એવા હજારો કીર્તિવાન વિચારો અને આશાઓ જન્મ પામે છે કે જેના સાધારણ મગજમા જન્મ પામી શકતા નથી એ કાલ્પનિક શક્તિ એવી છે કે જે હમણાના ખોટા રીવાજોની બેડીને તરત તોડી નાખી શકે એમ છે એજ કાલ્પનિક શક્તિ, મ્હોત-જરાવસ્થા અને દુઃખ ઉપર જય મેળવવાની આશા આપે છે, એટલુજ નહિ પણ પોતાનાપર વિશ્વાસ મૂકી સંસારમા સ્વર્ગ બનાવવાની તેની શક્તિને ખુલ્લી મુકવાનો રસ્તો તે દેખાડશે કેટલાક કાલ્પનિક શક્તિને હવાઇ ખ્યાલોની જન્મદાતા કહે છે પણ તે ખોટુ છે કાલ્પનિક શક્તિ જે બની શકે છે તેનોજ ખ્યાલ કરે છે જો કે તે માટે તે ખ્યાલમા દ્રઢ રહેવાની મ્હોટી જરૂર છે એજ કારણથી એ કાલ્પનિક શક્તિ મનુષ્યની ખીલવણીના (Pioneer) 'પાયોનીયર' તરીકે ગણી શકાય

એ માટે તમે તમારી કલ્પનાને હડમેલી કારોના પણ તે આકારમા પ્રત્યક્ષ થાય ત્યાં સુધી તેમા દ્રઢ રહો અને યાદ રાખો કે મ્હોત, કંગાલીપત અને વૃદ્ધાવસ્થાપર તમે વિજય મેળવી શકશોજ

# પ્રકરણ ૧૩ મું.

## શક્તિઓમાં વિશ્વાસ.

When one has grasped the idea that by creative laws mind is dominant in all things over the body, many things before incomprehensible become clear From the standpoint of this truth we see how emotions (which are produced by thoughts) determine the most rapid changes in the secretions of the body how fright turns the hair grey, how terror poisons the mother's milk how great mental excitement or the slow torture of mental anxiety write their baneful effects upon the tissues of the brain how the images made upon the mother's brain are transferred and photographed upon the body of the unborn child how epidemics are spread by the contagion of fear and the transferrence of thought The things feared in the mind being reproduced in the physical system

*Dr HOLCUMBE*

**ભાવાર્થ**—જ્યારે કોઈને એ વિષયનુ જ્ઞાન થાય છે કે ઉત્પાદક શક્તિના કાયદાના સબબે, શરીરને લગતી દરેક બાબતમા મનજ સર્વોપરિ સત્તા ધરાવે છે, ત્યારે જે ઘણીક બાબતો તે અગાઉ સમજી શકતો ન હતો, તે તેના સમક્ષ ખુલ્લી થાય છે આ સત્ય પાયો જો ધ્યાનમા રાખવામા આવે તો શરીરમા, ચિત્ત વૃત્તિના સબબે, જે તાત્કાલીક ફેરફારો થાય છે, તેનુ કારણ સમજાય અને બ્હીકના સબબે વાળ સફેદ થઈ જાય છે, ભયના સબબે માતાના સ્તનનુ દૂધ વિષમય થઈ જાય છે, ચિંતાઓથી મગજ શક્તિ દબાઈ જાય છે, ગર્ભમા રહેલા બાળકના શરીર ઉપર, માતાના વિચારોની મૂર્તિનો છાપ પડે છે, અને બ્હીક અને વિચારના કારણે રોગોનો ફેલાવો થાય છે, એ બાબતોનો ખુલાસો સમજાશે મનમા જે બાબતોનો ભય હોય છે, તે, બ્હાર મૂર્તિમાન થાય છે

ડૉક્ટર હાલકમ્બ





**અત્યાર** સુધી જે કાંઈ લખવામાં આવ્યું છે તે મુખ્ય કરીને આ સબંધમાં છે —આપણે, આપણી બહારની કોઈ શક્તિના તાબેદાર યા ગુલામ નથી.

જો આપણે એ સિદ્ધાંત આપણા હૃદયમાં બરાબર લખી નહીં રાખીશું તો, આપણે કંગાલીયત, બ્હીક, રોગ અને મ્હોતનાજ ગુલામ રહીશું, અને આપણે આપણી ઇચ્છાનુસાર સુખ કદી મેળવી શકીશું નહિ

એ માટે યાદ રાખો કે આપણે એક નિરાકાર યા સાકાર તત્વની દયા ઉપરજ જીવ્ગી ગુજારનાર ભીખારીઓ નથી આપણે અસંખ્ય દુનીઆઓમાંની એક દુનીઆના સ્વતંત્ર જીવો છીએ આપણે દર મંજલે આપણું પોતાનું બંધારણ બાંધ્યું છે (શરૂઆતમાં વિચારમાં અને તે પછી પુદ્ગલમાં), અને તે માટે આપણે દર મંજલે અજ્ઞાન દશાપર જીત મેળવતા આવ્યા છીએ, અને હમણાં આપણે દુનીઆમાં ગુલામો યા નોકરો તરીકે નહિ, પણ સ્વતંત્ર મુસાફરો તરીકે આવ્યા છીએ

એ બાબત આપણા લક્ષમાંથી કોઈ પણ પળે ન કાઢવાની મ્હોટી જરૂર છે કેમકે તેથીજ અમે નિષેધદર્શક શક્તિઓ ઉપર આપણે વિજેતા થઈ શકીશું આ નિષેધદર્શક શક્તિઓ કઈ છે? ઇંદ્રિયવાળા પદાર્થો યા જીવોના સબંધમાં ગણીએ તો ઇદ્રિ વગરના પદાર્થો નિષેધદર્શક છે અને મનુષ્યના સંબંધમાં મનુષ્યથી ઓછી ઇંદ્રિવાળા સર્વે પદાર્થો નિષેધ દર્શક છે

પોતાની શક્તિમાં વિશ્વાસ હોવાથી શ્રી કૃષ્ણે શ્રી ગોવર્ધન પર્વતને એક આંગળીપર ઉંચક્યો હતો અને મુશળધાર વરસાદ સામે પૃથ્વીને રક્ષણ આપ્યું હતું, એમ માની શકાય છે એજ કારણથી માની શકાય છે કે શ્રી રામે લંકાનો મ્હોટો દરીઓ નિર્વિઘ્ને ઓળંગ્યો હતો અને રાવણપર વિજય મેળવ્યો હતો, એજ કારણથી નબી સાહેબ મોહમદે અમલના આરબોને મહાત

કરી તેઓ પર જય મેળવ્યો હતો; એજ કારણથી મહાવિરે મેરૂ પર્વતને પોતાના અંગુઠાના દબાણથી દબાવ્યો હતો અને હજારો અન્ય ધર્મીઓને પોતાના વિચાર તરફ ખેંચ્યાં હતા; એજ કારણથી પેગંબર ઇસુ ખ્રીસ્તે, દરીઆને શાંત થવા કહેતાં, દરીઆમાં શાંતિ ફેલાઇ હતી હજારો વર્ષોપર જે મનુષ્યોએ આવા કામો કરી, પૃથ્વી, પાણી, અગ્નિ, વગેરે મૂળ તત્વોપર જીત મેળવી હતી, તેઓના વર્તન પણ એજ સાબીત કરે છે કે મનુષ્ય દરેકનો સરદાર થવાને સરજાયેલો છે–તે દરેકપર વિજેતા થઇ શકે એમ છે.

પ્રત્યક્ષ રીતે દરેક જણ જોઇ શકે છે કે, જેમ જેમ આપણે આપણી અપૂર્વ શકિત વિષે વધુ જાણીતાં થતાં જઇએ છીએ તેમ તેમ, આપણે ઓછા બ્હીકણ, અને વધુ હિમ્મતવાન થઇએ છીએ. જ્યારે આપણને માલૂમ પડે છે કે આ દુનીઆના જીવો આપણા દુશ્મનો નથી, પણ તેઓ પોતાની ખીલવણી કરી, અરસપરસ મેવા કરવામાં હમેશાં મશગુલ રહે છે, ત્યારે આપણામાં એક નવો જોશ દેખાય છે, આપણી બ્હીક આપણને છોડી જાય છે અને આપણે બ્હીક રાખવાને બદલે બ્હીકને દૂર કરીએ છીએ.

પણ આવી સ્થિતિ કાંઇ થોડા વખતની મહેનતથી કે અચાનક આવી જતી નથી. દરીઓ અને નદીના સંગમ આગળ પાણીના પ્રવાહની જે ગોળ ચક્કર (વમળરૂપી) સ્થિતિ થઇ પડે છે, તેવી સ્થિતિ, હજારો વર્ષોના જડ ઘાલી બેઠેલા વિચારો અને આકારોને દૂર કરવા મથતા મનુષ્યની થઇ પડે છે; જેવી રિતે એક વગર વજનના તણખલાની સ્થિતિ મજબૂત પ્રવાહથી વ્હેતા પાણીની વચમાં થઇ પડે છે તેવી સ્થિતિ જુના વિચારવાળાના જોર આગળ નવા વિચારવાળાઓની થઇ પડે છે. એ માટે આપણે આપણું જાળવી રાખવાને પણ ઘણાજ મ્હોટા ભોગ આપવા પડે છે,—આપણે ઘણીજ મહેનત કરવી પડે છે,—અને કેટલીક વખત નહિ પણ ઘણી વખત નાસીપાસી સામે પણ ટકી રહેવું પડે છે. એ વખતે બીજાઓની મદદ—બીજાઓના વિચાર કે આચાર–

ખેપ લાગતા નથી પણ આપણી પોતાનીજ શક્તિમાં જેવો વિશ્વાસ યા અવિશ્વાસ આપણને હોય છે, તેની ફતેહ ( યા હાર ) મળે છે. એ માટે આપણે કેટલીક વખત આપણી લાગણીઓને એવી કેળવણી આપવી પડે છે કે જેથી તેઓ બધી તરફના ઘા ખમી શકે, કેમકે કેટલીક વખત આપણી લાગણીઓ આપણાથી ઉલટા વિચાર ધરાવનારાઓ માટે ઘણીજ ઉશ્કેરાઇ જાય છે અને ઘણીક બાબતો સાંભળવાની ઘણીક બાબતો ખમવાની અને ઘણીક બાબતો જોવાની ધીરજ પણ આપણે રાખી શકતા નથી એ માટે દ્રઢતાથી આપણે આપણી લાગણીઓ ઉપર કાબુ મેળવવો જોઇએ, અને પ્રત્યક્ષ રીતે સાબીત કરી આપવુ જોઇએ કે ગમે તેવા જોખમ સામે પણ આપણે એતબાર રહી શકીએ છીએ

તેજના મનુષ્ય શિવાયના પ્રાણીઓમા જે ઝિનાખોર અને ગુસ્સા ભરેલી દ્રઢતા હોય છે તેવી દ્રઢતા આપણે રાખવી જોઇએ નહિ પણ આપણે પોતાના ઉપર કાબુ રાખી શકીએ શાંત રહી શકીએ તેમજ મજબૂત રહી શકીએ એવી જાતની દ્રઢતા કેળવવી જોઇએ

એ માટે તમે તમારી મનોશક્તિને ખીલવવા આ પળેજ તૈયાર થાઓ અને તે કામ કાલ ઉપર અથવા બીજી પળ ઉપર મુલતવી રાખો નહિ મુલતવી રાખવાની ટેવથી માણસ પોતાની શક્તિ વિષે ભૂલો કરે છે અને પોતાની ઇચ્છા ફળીભૂત કરી શકતો નથી

પોતાની ઇચ્છાને ભવિષ્ય માટે મુલતવી રાખવાનુ કામ આપણા શરીરના કોઇપણ ભાગને-હાથ પગ યા બીજી ઇંદ્રિને-બાંધી મૂકવા માફક છે જેવી રીતે કોઇપણ શરીરના ભાગને બાંધી મૂકવાથી તે સુન્ન મારી જાય છે અને તેમા લોહીનો પ્રવાહ બરોબર ફરી શકતો નથી, તેમજ મનોશક્તિના કામને ભવિષ્ય માટે મુલતવી (બાંધી) રાખવાથી મનોશક્તિ નિબળ થતી જાય છે અને આ તે સુન્ન મારી જાય છે આવા

શૂન્ય મારી ગયેલાં-તાકાત વગરના-અને ચૈતન્ય વગરના મગજો-મનો-માટેજ મ્હોત છે-મ્હોત એવા નકામા મનોને આ ધરતી પરથી દૂર કરે છે. ચૈતન્યવાળા મન ઉપર મ્હોત કાંઇપણ સત્તા ધરાવતુ નથી, અને જ્યારે ચૈતન્ય ધરાવતુ મન અને મગજ પોતાની શક્તિથી જાણીતાં થાય છે, ત્યારે મ્હોત તેની પાસે આવી શકતુ નથી

જે જે રોગો આપણને થાય છે તે આપણી મનોશક્તિ વિષે બુદ્ધિ અને મગજને ખ્યાલ ન હોવાથી-મનોશક્તિ સબંધમાં અજ્ઞાન-દશાના સબબેજ-થાય છે-મનોશક્તિની નિષેધદર્શક ક્રિયાના સબબે થાય છે.

તમે પુછશો કે મનોશક્તિનો નિષેધ-કરનાર-કરાવનાર-કોણ છે?

તમે પોતેજ! તમારા મનની શક્તિ અપાર છે અને તેથી તે કદિ પણ નબળુ કે રોગી થઇ શકે નહિ-સિવાય કે તમે એમ કહો કે 'હુ આ કરી શકતો નથી'-'આમ તો બન્યા વગર રહેજ નહિ' અને તમારી શક્તિને ભુલી જઇ ખોટે રસ્તે ચાલો.

આ ઉપરથી તમે જોશો કે રોગ એ એક જાતના વિચારનુ પરિણામ છે-જે ખરા સત્યથી વાકેફ થતા તમે છોડી દેશો, કેમકે સત્ય તમને ખોટી માન્યતાના આભાસમાથી છોડવી સ્વતંત્ર બનાવશે

પણ તમે પુછો છો કે "તમે કહો છો તે સત્ય છે? ઘણા મહાત્માઓની બુદ્ધિઓએ એ સત્ય સ્વિકાર્યુ છે, પણ તેઓના શરીર તરફ જોતા કોઇ વિપરિત સ્થિતિ જોવામા આવે છે! એનો શુ સબબ? સત્ય તે બુદ્ધિએ જાણ્યા છતા, શા માટે તેઓના શરીરોમા તે સત્ય માલુમ પડતુ નથી?"

તેનો જવાબ આ છે હમણાજ આપણે કરોડો વરસોથી જડ-ધાલી રહેલા આપણા અશક્તિના ખ્યાલમાથી બહાર નીકળવાનુ શરૂ કર્યુ છે પાપ, રોગ અને મ્હોતના વિચારોનુ જે વાતાવરણ કરોડો વર્ષોથી બધાતુ આવ્યુ છે, તે વાતાવરણ આપણી ચારે તરફ ફેલાઇ

રહ્યું છે, અને આપણે તે વાતાવરણમાં જન્મીએ છીએ, મોટા થઈએ છીએ અને રહીએ છીએ અને તેજ વાતાવરણને શ્વાસો શ્વાસમાં લઈએ છીએ એ વાતાવરણ ધુમ્મસ જેવું થાડું થયેલું છે અને તેને કોઈ પણ માણસ તદ્દન યા એકદમ દૂર કરી શકે એમ નથી કોઈ દૃઢ મનના માણસ આસપાસનું વાતાવરણ થોડો વખત માટે દૂર કરી શકે, પણ તરત અમાપ્ય ઉભેલું ખરાબ વાતાવરણ ધસી આવે છે, અને તેની આસપાસ આગળના ખોટા વિચારોનું ખરાબ વાતાવરણ ફેલાઈ તેના મનને અકળાવી નાખે છે તે વખતે ધીરજ રાખી જો તે રાહ જુએ અને એક બે દિવસમાં તે પોતાની દૃઢતાને એકદમ ફરી—એકજ કાર્યમાં જમાવી વિચારના વાતાવરણને વધુ જોરથી ફેલાવવા પ્રયત્ન કરે તો તે મોટી ફતેહ મેળવી શકે છે

અને એ વાતાવરણ કેવી રીતે ફેલાવી શકાય છે? માનસિક ક્રિયામાં મશગુલ રહેવાથી એ માટે શરીરના તેમજ ચૈતન્યના દરેક અણુને આગલી દુનીઆના પાપના બીકના અને મોહના વિચારો માંથી દૂર કરી સદા પ્રયત્ને મનની શક્તિના અપૂર્વ બળ તરફ દોરવા પડે છે એ રિતે જો કોઈ આસપાસ રહેનારાના વાતાવરણમાંથી પોતાને તદ્દન દૂર કરે અને પોતાનો નવો અને સદા પ્રયત્ને ફેલાયેલો વિચાર પોતાના દરેક અણુની મદદમાં ખડો કરે તો તે મોટો લાભ મેળવી શકે છે એવા દરેક પ્રયત્નથી તે કંઈ કંઈ (ઘણું થોડું) મેળવે છે અને જે થોડું કાંઈક સદા પ્રયત્ને મેળવાય છે તેને જાળવી રાખવાનું કામ ઘણુંજ મુશ્કેલ થઈ પડે છે કેમકે દૃઢતામાં જરા પણ ખામી પડતાં યા દૃઢતા નરમ પડતાં આગલા હજારો વર્ષોના માંદગી અને મોહના વિચારો જોર કરે છે અને તે પાછો તેના તરફ ખેંચાતો જાય છે તે વખતે પાછો પડવા છતાં પણ જો કોઈ શાંત રહી, ધીરજ રાખે અને પોતાની શક્તિપર ધ્યાન રાખી 'અંતે હું વીજયી થઈશ' એ વિચારને કદીપણ લક્ષમાંથી દૂર થવા દે નહિ તો તે પોતાની શક્તિ ખીલવે છે

દુનીઆનું સામાન્ય વલણ ખરી દિશા તરફ વધવાનું છે-એટલે કે કે અગાઉ ગુપ્ત રહેલી ખરી દીશા તરફ આગળ વધે છે. એ વલણ, મનોબળને બાહર લાવવા તરફ છે, અને તે ભવિષ્યમાં ચાલુ રહેશે, હમણાં ચાલુ છે અને ભૂતકાળમાં ચાલુ હતું. જ્યાં જુઓ ત્યાં ખુલ્લી હવાની રમતો-ક્રીકેટ-ટેનીસ-પોલો વગેરેમાં વધારો થતો જાય છે; હજારો વર્ષો થયાં છુપાવી રાખવામાં આવેલી સ્ત્રીઓ પણ આવી રમતો તરફ ખેંચાતી જાય છે: સ્ત્રીઓએ પણ પોતાની કલબો, મંડળીઓ અને જીમખાનાઓ સ્થાપવા માંડયા છે, અને તેઓ પણ પોતાની મનશકિતને બાઇસીકલ અને મોટરકાર હાંકી બાહ્ય સ્વરૂપમાં દેખાડવા લાગી છે. તેઓના પોષાકમાં પણ અગાઉ કરતાં મોટા બાહ્ય ફેરફારો થયા છે અને થોડા વર્ષોમાં તેમાં આપણી કલ્પનામાં હમણાં નહિ આવી શકતા વધુ ફેરફારો થયેલાં આપણે જોઇશું.

ટેલીફોન, ફોનોગ્રાફ, ટેલીગ્રાફ, અને ગ્રામોફોનની અદ્ભુત શોધોં ઉપરાંત તારના જોડાણ વગર સંદેશા મોકલવાની-અરે તેથી વધી હજારો માઇલપર વિચાર મોકલવાની ( Thought Transference ) શોધ થઈ છે, અને એવી શોધો પણ થઇ છે કે માણસની છબીઓ તેના જુદા જુદા રંગમાં, ગમે તેટલે દૂરથી પણ પાડી શકાય વળી એવા કાંઈ પણ બનાવવામાં આવ્યા છે કે જેને તેને લાયકના સંચામાં મુકતાં, તે આપણા બોલેલા શબ્દો આપણા અવાજમાં બોલી જાય.

એથી વધીને ઉડવાના વિમાનો (બલુન નહિ) ની પણ શોધ થઇ છે, જેનાથી મનુષ્ય પાંખ વગર ઉડી શકે છે. આવી શોધોને એકાદ હજાર વર્ષો અગાઉના વખતના લોકો હસી કાઢત યા ખરી યા બનવા જોગ તરીકે માનત કે નહિ તે શકમંદ છે; પણ હમણાં તો તે પ્રત્યક્ષ દેખાય છે, અને થોડા વખતમાં ઉડતાં વિમાનોનો વપરાસ, હમણાની આઇસીકલો અને મોટરકારો જેટલો થનો આપણે જોઇશું એમાં શક નથી.

આ બધું શું દેખાડે છે?

એ એ દેખાડે છે કે મનમાં ગુપ્ત રહેલી અનંત શક્તિઓ એક પછી એક ખુલ્લી થતી જાય છે, અને તે શક્તિઓ ખુલ્લી થયા બાદ તેનાથી વધુ મોટી શક્તિઓ ખુલ્લી કરવા આપણે મથીશું, અને એક વખત એવો પણ આવશે કે જ્યારે ઉડવાના વિમાન વગર આપણે પોતાની મેળે ઉડી શકીશું

ઉપલી બધી શક્તિઓ સ્નાયુદ્વારા ખુલ્લી થઇ છે—પણ સ્નાયુની ક્રિયા એજ માનસિક ક્રિયા છે, કેમકે શરીર પોતેજ મન છે, અને જ્યારે માલુમ પડશે કે માનસિક શક્તિનો અંતજ નથી, ત્યારે ઉડવાની શક્તિ મેળવવાનું કામ અશક્ય જણાશે નહિ, અને તે શક્તિ મેળવવામાં જે અટકાવ છે તે અટકાવને દૂર કરનારી શક્તિ ખુલ્લી થશે

આ જમાનામાં પણ—જો કે આ જમાનો લૌકિક છે તો પણ—આપણે ફક્ત આંખથી દરેક ચીજ જોઇને બેસી રહીએ છીએ એમ નથી આપણે જે જે ચૈતન્ય બળ બાહર પાડીએ છીએ તે તમામ સ્વાત્મ વિશ્વાસથી છે વિશ્વાસ વધવાથી—આપણી અપૂર્વ શક્તિમાં વિશ્વાસ વધવાથી—આપણી શક્તિ અનંત છે એમ નક્કીપણે માનવાથી—આપણે આપણામાંની ચૈતન્ય શક્તિ વધતી જતી જોઇશું જેનો વધારો હમણાની શક્તિ કરતાં હજારો ગણો વધુ માલુમ પડશે, અને આ વધેલી શક્તિ, સ્વપ્નામાં પણ નહિ કળી શકાય એવી ક્રિયામાં બહાર પડશે હમણાની આપણી હાલત તેની સરખામણીમાં, એક ઝડપથી દોડતી ટ્રેન આગળ ખટારા જેવી છે

મનોબળ હમેશાં બાહર પડવા ઇચ્છા કરે છે, અને તેથી મનોબળની અપૂર્વ શક્તિઓ ભવિષ્યમાં બહાર પડશે એ નક્કીજ છે, સિવાય કે તે શક્તિઓ બહાર પડવા ઇચ્છા કરે, તે વખતે તેને મુલતવી રાખવાની ટેવ આપણને પડે અને તે ટેવ આપણે ચાલુ રાખીએ ઘણી વખત મન ઘણાને ક્રિયા સ્વરૂપે બહાર પડવા કહે છે, પણ મને કહેલું

તેઓ ભૂલી જાય છે, અને વાત દબાઈ જાય છે. જો તમારૂં મન તમને આળસ તરફ પ્રેરતું હોય તો તેને ખીલવવા તમારે પ્રયત્ન કરવાની જરૂર છે; તમારે તેની તપાસ રાખી તેને ક્રિયા તરફ દોરવું જોઇએ. ભૂલ ભરેલી કેળવણીની રૂઢીથી મનની ખીલવણીને ભૂલી જવામાં આવી છે અને તેના પરિણામે માણસોને પણ ખોટા વિચારના બોજાતળે એવા તો કચડી નાખવામાં આવ્યા છે કે, તેઓ તદ્દન નિર્માલ્ય થઇ ગયા છે. એ સત્ય તેને બરાબર માલૂમ પડે તે માટે મ્હોટો પ્રયાસ કરવો પડશે અને તેમ થતાં લાંબી મુદત જોઇશે.

જો તમે તમારા મનની અનંત શક્તિઓ વિષે અજાણ હો તો તેને શોધી કાઢવા પ્રયત્ન કરો, અને જ્યારે તે જડે ત્યારે તેને તમારી જીંદગી જેટલીજ વ્હાલી ગણજો તે પછી તેને ખીલવવા માટે આ પુસ્તકમા જે બીનાઓ જણાવવામાં આવી છે તેનો ઉપયોગ કરજો અને છેવટે તે સત્ય સ્વરૂપ થઈ જાય ત્યાસુધી તમે જપીને બેસશો નહિ

એ યાદ રાખજો કે મનુષ્યના ગુચવણ ભર્યા બધારણના પાયારૂપ મનજ છે; શરીર ઘટ થયેલો વિચાર છે-આકારમા આવેલો વિચાર છે-મનુષ્યનુ શરીર પાણી જેવુ છે-જ્યારે તેનો વિચાર વરાળ જેવો છે, જો કે પાણી અને વરાળ બંને એકજ તત્વના રૂપાંતર છે મનુષ્યનું શરીર ફુલ જેવુ છે, જ્યારે તેનો વિચાર તેમાથી બનાવેલા અત્તર જેવો છે, અને જેમ અત્તરમાં ફુલ ગુપ્તપણે રહેલુ છે, તેમ વિચારમાં મનુષ્ય ગુપ્તપણે રહેલો છે.

પણ હમણાં આપણા શરીરો, આપણી ઉત્તમ ઇચ્છાઓ માફક નહિ પણ ચાલુ દુનીઆના ખોટા વિચારોને અનુસરીને બનેલા છે, અને તે ખોટા વાતાવરણમાજ કાળ ગાળે છે, વધુ સ્વચ્છ વાતાવરણ, શ્વાસોશ્વાસ લેવા માટે પણ નથી, ત્યારે શું કરવું ?

આપણે આ સ્થાને, એ માટે આવ્યા છીએ કે આપણા નવા ઉત્તમ વિચારોનાં બીજ આપણી આસપાસના વાતાવરણવાળી જમીનમાં

રોપવા અને તેમાંથી ભવિષ્યને માટે ઉમદા ઝાડો અને ફળો મેળવવા આશાવંત થવું

૭ એ માટે હું આ રીતે કરૂં છું. હું દુનીઆમાં વધારા વિરૂદ્ધની જેટલી માન્યતાઓ હોય છે તેમાં વિશ્વાસ મુકતો નથી અને તે ખોટી છે, એમ નક્કીપણે માનું છું, અને તેના પંઝામાં ઝકડાઈ રહેવાને પણ ના પાડું છું મારી જીંદગીની દરેક પળે તેનાથી સાવચેત રહેવા હું ઉત્કંઠીત રહું છું એ માટે યાદ રાખો કે સ્વતંત્રતા મેળવવા માટે હરપળે જાગતા-સાવચેત, રહેવાની જરૂર છે આ વાત ઘણાઓને મુશ્કેલ લાગશે, પણ એ હું ખાત્રીથી કહું છું કે દરેક ચીજ શરૂઆતમાંજ મુશ્કેલ હોય છે શરૂઆતની થોડીક છતે પછી, ભવિષ્યનો રસ્તો વધુ સહેલો થતો જાય છે, અને અંતમાં તે તે ઘણોજ સહેલો થાય છે.

હમણાં આખી દુનીઆનું વાતાવરણ અજ્ઞાનદશાથી ભરપૂર છે તે સામે આપણે સાવચેત રહેવું જોઈએ એ માટે આખી દુનીઆને મ્હોત તરફ ધસડી જતા પ્રવાહની સામે આપણે આપણે આપણા વિચારનો કિલ્લો બહાદુરીથી ટકાવી રાખવાની જરૂર છે આપણે એ ખોટા વિચારોને કદી માનવા જોઈએ નહિ (અને ખરેખર તો આપણે તે માનવા માટે હમણાં પણ શકમંદ છીએ) તો તે વિચારોનો પ્રવાહ જેવો આપણી તરફ આવે કે આપણે તેની હસ્તિના હક સામે થવું જોઈએ, અને રફતે રફતે એવું વાતાવરણ પેદા કરવું જોઈએ કે જેમાં તે વિચારો હસ્તિ ધરાવી શકેજ નહિ

વિચારો પદાર્થો છે-વિચારો શક્તિઓ છે-અને શક્તિઓ કાંઈ નહિ માલુમ પડે એવા આકાશપુષ્પો નથી જેવી રીતે શરીરના જ્ઞાન તંતુઓ અનુભવથી માલુમ પડે છે, તેવીજ રીતે વિચારો પણ અનુભવથી માલુમ પડે છે, અને જેવી રીતે રક્તવાહીણીઓ સ્નાયુઓ ઉપર

અને જ્ઞાનતતૂઓ રક્તવાહીણીઓ ઉપર હુકમ કરી શકે છે, તેમ તેઓ જ્ઞાનતતૂઓ ઉપર હુકમ મોકલી શકે છે

મન એજ માણુસ છે વિચાર, મનને ખીલવી, તેની અપૂર્વ શક્તિ આપણા શરીરમાં સ્થાપે છે અને એ રિતે આ ઉદ્યાગી દુની આમા ચૈતન્યને પ્રગટ કરે છે અસતની કગાળ માન્યાતાઓને દૂર કરી, હમણાના વિચારો વધારે ઉમ ા અને વધારે સાચી માન્યતાઓની સ્થાપના કરે છે

રાગ અને મ્હોતની માન્યતા વિરૂદ્ધ હમેશ પોમાર કરતા મનને હમણા બુદ્ધિ તરફથી ટેકો મળે છે વિચાર મ્હોટેથી કહે છે કે 'આખરે હુ જોઉ છુ ક દુનીઆમા રાગ અને મ્હોત જેવા પ ાર્થો અસ્તિત્વ ધરાવતા નથી વિચાર તરફથી જેવા આ શબ્દો બહાર પડે છે કે જ્ઞાનતતૂઓ તે શબ્દોને ગ્રહણ કરી લઇ, તેવાજ હુકમ રક્તવાહીણીઓ ઉપર મોકલે છે જેઓ શરીરના દરેક અણુને એ સ દેશાથી વાકેફ કરે છે

આવી માન્યતા માનસિક શાસ્ત્રના મ્હોટા અભ્યાસીઓ કે જેમા ડૉ૦ હોન ડોમ્સ અને ડાકટર ઝીરાર્ડ વિગેરે મુખ્ય છે, તેઓની પણ છે અને એક વખત એવો આવશે કે જ્યારે આખી દુનીઆ તેને ટેકો આપશે

જ્ઞાનતતૂઓ વિચારના સ દેશા આખા શરીરમા લઇ જાય છે એ બાબતની અજ્ઞાનતાથી માદગી લાગુ પડે છે એજ દેખાડે છે કે માણુસ વિચારથી માદો પડે છે જો વિચારથી માણુસ માદો થઇ શકતો હોય તો, તેજ વિચારથી તે સાજો પણ થઇ શકે એ સાબીત થાય છે એ સચ્ચાઇના સબધમા વિચારને કેળવવો પડે છે અને તે એ કેળવણીના પ્રતાપે રાગ સારા કરવાની શક્તિ પ્રાપ્ત કરે છે એટલુ જ નહિ પણ શરીરને મજબુત બનાવવામા મુખ્ય સરદારી લે છે એ કેમ થાય છે તે સબધમા જીજ્ઞાસુઓને નીચની થોડીક લીટીઓ વાચવા હુ ભલામણ કરુ છુ

પોતાના મનના બળને યોગ્ય રીતે નહિ વાપરવાથી દરેક જાતના રોગ, દરેક જાતની નબળાઇ, જરાવસ્થા અને કદરૂપાપણું પ્રાપ્ત થાય છે એ મનનું બળ યોગ્ય રીતે વપરાતુ નથી કેમકે બુદ્ધિને તે કેમ વાપરવું તેની ખબર નથી અને તેથી એ અનર્થ થાય છે જો બુદ્ધિને મનની અપૂર્વ શક્તિ અને ઉપયોગી જ્ઞાનની ખબર પડે તો દરેક માણસ તે બુદ્ધિનો ઉપયોગ કરી પોતાના તેમજ પારકાના રોગો આરામ કરી શકે મનના ચૈતન્ય અને શકિતથી વિચારને ટેકો મળતા માણસની આસ પાસ અપૂર્વ શક્તિવાળુ વાતાવરણ ફેલાય છે અને તે વાતાવરણ શરીરમા ખેચાય છે તે પોતાને માટે એ શરીરમા એક નવી ઇમારત (શક્તિ) બાંધે છે, જે તદુરસ્તી અને ઉત્સાહના પાનારૂપ થાય છે ર શરીરના દરેક અણુને પોતાની શકિતનો ખ્યાલ આપે છે, અને એ રીતે જે નવો પ્રકાશ ભવિષ્યમા હદયને બહાર પડવાનો છે, તે ગ્રહણ કરવા માટે તેને તૈયાર કરે છે વ્યવહાર રીતે તે જ્ઞાનતંતુઓને પોતાની છુપી શકિતની ખબર આપે છે અને એ સત્યતા વિશે તેઓ જે આળસમા પડી રહ્યા છે તેમાથી જાગૃત થવાને સૂચવે છે જ્ઞાનતંતુઓ વિચાર અને શરીરના બાહ્ય ભાગો વચ્ચે એક સાકળ (જોડાણ) જેવા છે, અને એ સાકળ મારફતે તમે તમારા મનની શકિતથી બળવાન થયેલા વિચારને બહાર મોકલી શકો છો। પણ આ ફક્ત શરૂઆત છે, હજારો-લાખો-વર્ષોથી તમારામા મજબુતાઇથી પેસી ગયેલા વિચારોને દૂર કરવાની શરૂઆત માત્ર છે

પોતાનામા એક રસ-તલ્લીન-થવા માટે, તમે એકાન્તમા એકલા બેશો અને તમારા વિચારોપર મનન કરો એ વિચારોને તમે ફેલાવો અને કોઇ માણસ તે વિચારો આકારમા મૂકી શકયો હોય તો જે ઉચામા ઉચી સ્થિતિમાં તે આકારમા મુકાયા હોય તેપર વિચાર કરો, અને તેપરથી એમ વિચાર કરો કે એનાથી પણ આગળ માણસ વધી શકશે કે કેમ? તમારૂ મન તે વખતે તમને કહેશે કે એથી પણ વધુ આગળ માણસ વધી શકશે અને તે ઉપરથી એ વિચાર કરો કે માણસ સર્વોપરી છે તે વખતે તમને એ ખાત્રી થશે કે માણસ ઇશ્વરથીજ બન્યો છે, અને

તેનામાં એવું કાંઇ પણ નથી જે ઇચ્છાનુ પરિણામ નહિ હોય અને એ પણ માલુમ પડશે કે તે પોતે પોતાના ઉચામાં ઉંચા વિચારનો પડઘો (મુર્તી) માત્ર છે. જ્યારે વિચાર આ ઉંચી શ્રેણીએ પ્હોંચશે ત્યારે તેને ખબર પડશે કે શરીર, મનની ઘણી બાબતો સમજે છે અને તે વખતે તે (વિચાર) શરીરની ભૂલો સુધારવા તૈયાર થશે આ સમયે વિચારને તમારામાં સમાઇ જવા દો જો તેને બીજી બાબતમા ભમવા જતો અટકાવવામાં આવશે તો તે તમારામાં સમાઇ જશે માંદગીના વખતમા આ વિચાર માંદી થયેલી ઇંદ્રિઓને સત્ય માટે જગાડશે અને માંદા થયેલા શરીરના ભાગો, માંદગીને દૂર કરવાની તરત શરૂઆત કરશે આ વખતે ઉલટા વિચારો-વખખો વસના જડ ઘાલેલા વિચારો-તમારી સામે થશે, પણ તમે તમારા વિચારમા દ્રઢ રહેજો, અને ઉલટા વિચારોને જરાપણ અમર કરવાની તક આપતા ના આત્મદ્વારાએ મન ખરેખરો સરદાર છે, એ માન્યતાને દ્રઢતાથી જાળવી રાખો અને બનતા સુધી ઉલટા વિચારોપર નજર પણ કરો નહિ જ્યા સુધી તમારા શરીરનો દરેક ભાગ-અણુ-એ વિચાર સાથે એક-તલ્લીન-થાય નહિ ત્યા સુધી તમે એજ વિચારમા મશગુલ રહો અને હરપળે કહેતા અને માનતા રહો કે "ખોટી માન્યતાઓથી હુ કોઇપણ રીતે ભોળવાઇ જવાનો નથી મારામાજ સત્ય અને અસત્ય પારખવાની શક્તિ છે, અને હુ જ તેનો ખરો ઉપયોગ કરીશ"

તમે તમારા વિચારને તમારા જ્ઞાનતંતુઓમા દાખલ થતા કદા ચજ અટકાવી શકશો-પછી તે વિચારો સારા યા ખરાબ કે સત્ય યા અસત્ય હોય એ વિચારો તમો જે વાતાવરણમા રહો છો તે વાતાવરણને જન્મ આપે છે, અને જો તમે 'એ ફક્ત મારી શક્તિની અજ્ઞાનતાના સબબેજ થયુ છે" એમ દ્રઢપણે માનશો અને તેમાંથી ડગશો નહિ તો, અને તેમાજ તમારી અજીત ઇચ્છાનો ટેકો આપશો તો, તેથી તમારી સર્વે નબળાઇઓ, તમારા સર્વે રોગો અને દુઃખો નાશ પામશે અને તમને એવા વાતાવરણમા લઈ જશે કે જ્યા "ઇચ્છા અમર છે" એ ખરા વિચારનુ જ્ઞાન તમને થશે

આ પ્રકરણમા જે વાત ખાસ જણાવવામાં આવી છે તે એ છે કે હમેશા આશાવત રહો અને કદી હિમ્મત હારો નહિ એ માટે દ્રઢતા અને મનની કેળવણીની જરૂર છે, પણ તમે તે કરી શકશો એ નક્કી છે દ્રઢ કેમ થવુ, એ તમારે શીખવુ પડશે એક દ્રઢ મન એક દ્રઢ શરીર છે, કેમકે મન અને શરીર એકજ છે, જુદા નથી અને એક દ્રઢ શરીર એજ તદુરસ્ત શરીર છે એ માટે યાદ રાખજો કે આખી દુનીયામા જો કોઇ પણ અમૂલ્ય પદાર્થ હોય તો તે દ્રઢ મન છે તમારા મનને મજબુત સરદાર બનાવતા તમો શીખો અને જે કાંઈ તમે ઇચ્છશો તેમા ફતેહ મેળવશો—પછી તે તદુરસ્તી ખૂબસૂરતી યાદદાસ્ત આબાદી કે મ્હોત ગમે તે હોય

વિચાર—ફક્ત વિચાર—થીજ મન ખીલી શકે છે તમારો વિચાર બુદ્ધિશાળી અને શ્રદ્ધા ભર્યો હોવો જોઇયે કે જેથી તમારા મનનુ સર્વો પરિપક્વ શરીરમા પણ નજરે પડે, કારણ કે એ સિવાય એવો કોઇપણ રસ્તો નથી કે જેથી નાશવતપણાના વિચારો દૂર થઇને તેની જગ્યા અમરપણાના વિચારો લે

હમેશા યાદ રાખો કે મનથીજ શરીર હમણાના રૂપમાં આવ્યુ હતુ અને મન સિવાય બીજી કોઇપણ ચીજ હસ્તિ ધરાવતી નથી કે જેથી તે સર્વથી ઉચી સ્થિતિ પ્રાપ્ત કરે—મરણ કે મનજ પૂર્ણ ચૈતન્ય વાળો—આગળ વધારનારો—નવા રસ્તા ખોળનારો—ભાગ છે કે જે જડમા જડ પદાર્થમા પણ દાખલ થઇ તેને પોતાના જેવુ બનાવવાની શક્તિ ધરાવ છે

વિચાર ની શક્તિ સબધમા આટલા ખુલાસા આપ્યા બાદ જો કોઇ તેની સત્તા સ્વિકારવા ના પાડે તો તે તેની હઠ અથવા નબળાઇજ ગણાશે છેલ્લે જણાવવુ જોઇએ કે વિચારનો ઉપયોગ ફક્ત પોતાનાજ ઘરમા થઇ શકે છે એમ નથી પણ સેંકડો ગાઉ ઉપર પણ તેનો ઉપયોગ થઈ શકે છે અને વિચારથી સેંકડો માઇલપર સદેશા મોકલીને દર્દીઓને પણ સાજા કરી શકાય છે

# પ્રકરણ ૧૪ મું.

## "હું."

That gain than which there is no greater gain,
That joy than which there is no greater joy,
That lore than which there is no greater lore
Is the knowledge of self—there is no greater truth
That which is through above below, complete
Existence wisdom bliss without a second
Endless eternal one

નીચેના સર્વ જીવો કરતાં વધુ પ્રમાણમાં હોય છે એ ઇચ્છાઓ જેમ જેમ તેની બુદ્ધિમાં વધારો થતો જાય છે, તેમ તેમ વધતી જાય છે, અને આકર્ષણ શક્તિના નિયમને પ્રત્યક્ષ રૂપે બહાર પાડે છે

બુદ્ધિની ખીલવણીની કોઇપણ હદ નહી હોવાથી, મનુષ્યની શક્તિઓ પણ હદ વગરની હોય છે, અને તેથી જે પ્રમાણમાં મનુષ્યની બુદ્ધિ આકર્ષણ કરવાની પોતાની શક્તિથી વાકેફગાર થાય છે તે પ્રમાણમાં તેની શક્તિઓ ખીલે છે

આ વિષે જે માહ લખાય છે, તે સંબંધમાં સામાન્ય રીતે દુનીઆના ઘણાજ થોડા ભાગને જ્ઞાન છે, કેમકે દુનીઆનો મોટો ભાગ એ આકર્ષણ શક્તિ વિષે તેમજ પોતાની અનંત શક્તિઓ વિષે અજાણ હોવાથી એવું માને છે કે એ સર્વ શક્તિઓ, તેઓથી (પોતાથી) બહાર કોઇ એક જગ્યા ધરાવે છે, જેને તેઓ 'ઇશ્વર'ના નામે ઓળખી તેનામાં પોતાની બુદ્ધિના પ્રમાણમાં ઉંચા કે ઉત્તમ વિચારોનું આરોપણ કરે છે, એટલુંજ નહીં પણ તેનામાં પણ હવે વિશ્વાસ ન રાખતાં, તેની સાથે મળી જવાને માટે જુદા જુદા રસ્તાઓ પોતેજ શોધી કાઢે છે

ઇશ્વરવાદ (Theology) એવું માને છે કે મનુષ્યની ભૂતન સમયે મનુષ્ય અને ઇશ્વર જૂદા પડી ગયા છે, અને જો મનુષ્યે પોતાનું તારણ કરવું હોય તો તેણે ઇશ્વર સાથે એક થઇ જવા માટે પવિત્ર થવું યા પૂર્ણ થવું એ વાદની ભૂલ એ છે કે, તે ઇશ્વરને કોઇક ચીજ, કે પદાર્થ કે મનુષ્ય જેવો કલ્પે છે ઇશ્વરવાદિઓ જેને 'ઇશ્વર' કહે છે તેજ ખરૂં જોતાં દરેક જીવમાં રહેલ આત્મ તત્વ, યા આકર્ષણ તત્વ છે કે જે સર્વ શક્તિવાન, સર્વ વ્યાપક અને ત્રિકાળ જ્ઞાની છે એ સર્વ શક્તિઓ કાલ્પનિક તેમજ મનુષ્યના વિચારથી જન્મ પામેલા ઇશ્વરમાં હોઇ શકે નહિ અને પછી કલ્પનામાં તે ઇશ્વરને ઘણોજ મોટો ધારવામાં આવે

ઇશ્વરવાદ એવુ જણાવે છે કે મનુષ્યે પોતાના ઇશ્વર સાથે, તારણ માટે, ભક્તિ કરીને, એક થઇ જવાની જરૂર છે વિદ્યા (Science) એમ કહે છે કે માણસે પોતાના તારણ માટે, આકર્ષણ તત્વનું જ્ઞાન મેળવી તે તત્વ સાથે એક તાર થઇ જવાની જરૂર છે ઇશ્વરવાદ, આત્માના ભવિષ્યના કાલ્પનિક તારણના વિચારથી વધુ કાઇપણ જણાવતો નથી, તેથી ઉલટી રીતે વિદ્યા એમ જણાવે છે કે આકર્ષણ તત્વના બુદ્ધિ ભર્યા અને સત્ય જ્ઞાનથી, શરીરનુ પણ તારણ થઇ શકે

પહેલા અને બીજા વિચારમા, મોટુ મળતાપણુ છે, વગર શકે બીજા વિચારનો પહેલો વિચાર શરૂઆતનો ભાગ છે

પણ ઇશ્વરવાદ સબધમા વધુ જણાવવાની જરૂર છે એ સંબધમા વધુ જણાવના અગાઉ જાહેર કરવાની જરૂર છે, કે આ બાબતનો દરેક આગળ પાછળના વિચારો ભૂલી જઇ અને કાઇપણ આગલી માન્યતાઓ વચમા ન લાવતા, નીશપક્ષપાતપણાથી તેમજ ઉંડા અભ્યાસ કરી તોલન કરવો હજારો વર્ષોથી જડ ઘાલી બેઠેલી માન્યતાની સત્તા કબુલ કરવાને બદલે પોતાની સ્વતત્ર બુદ્ધિનો ઉપયોગ કરવો, અને બીજાની મહેનતથી જન્મ પામેલા સાચા યા ખોટા વિચારોને વગર તપાસે મનમા જગ્યા ન આપતા, પોતાની બુદ્ધિનોજ ઉપયોગ કરી, વગર વિચારે, અત્રે લખાતા વિચારો યા બુદ્ધિવાદને ધિક્કારવા નહિ

માનસિક ઇશ્વરના સબંધમા જાણવુ જોઇએ કે એક અજ્ઞાન જાતિજ એવો ખ્યાલ કરે કે, કાન ઉઘાડા મૂકી બેઠેલા અને પોતાની ખુશામદને ચહાનારા ઇશ્વરને પોતાની પ્રાર્થના, કાંઈ પણ ખાચા વગરની ખુશામદ, ચાતુ કાનાવાના ઘણાજ ગમે છે, અને તે સ્વીકારવા તે હર પળે તૈયાર રહે છે અજ્ઞાન લોકોજ (race) એવુ ધારે કે, પરમેશ્વર ગુસ્સે થનારો અને ખુશામદને ચાહનારો કોઈ પદાર્થ છે, જેની ખુશામદ પુરતા પ્રમાણમા નહી કરવામા આવે તો તે પોતાના હાથેજ પેદા કરેલા પ્રાણીઓને શ્રાપ દે છે

આ પ્રશ્ન સબંધમાં વિચાર કરતાં માલમ પડશે કે આજથી ઘણાં વર્ષો ઉપર જ્યારે આ દુનીઆ, અર્ધ જંગલી અવસ્થામાં હતી, અને જ્યારે અર્ધ જંગલી વર્તનના મુખીઓ અર્ધ સુધરેલા મગજના હતા, ત્યારે તેઓએ પોતાનાજ જેવો પોતાનો ઈશ્વર ધારી, તેને પોતાના જેવી શક્તિઓ આરોપણ કરી હતી તે ગરનારો નતા, ખુશામદ અને વખાણને ચહાતા હતા અને જેઓ તેમની માગણીઓ કે સત્તા કબુલ કરતા નહીં તેમને તેઓ ફરનાથી ગભારતા તેઓએ પોતેજ તેથી પોતાના જેવો ઈશ્વર શોધી કાઢયો હતો અને તે ઈશ્વર તેઓના કરતાં કોઈ પણ રીતે મોટો ન હતો કોઈ પણ માણસ પોતાની બુદ્ધિ કરતાં કાંઈ પણ વધુ વિચારી શકે નહીં, એ સિદ્ધાંત અનુસાર તેઓએ પોતાની કલ્પનાથી તેમજ બુદ્ધિથી વધુ મોટો ઈશ્વર શોધી કાઢયો નહોતો પોતાની બુદ્ધિ અનુસાર પોતાના જેવોજ તેમજ પોતાના આકારનો ઈશ્વર શોધી, તેઓએ તેમાની કોઈ રૂપાની ખામીમાં કેટલીક અલૌકીક શક્તિઓ વધારીને યા આરોપણ કરીને તેની શક્તિ પૂર્ણ કરી હતી અને તેથીજ તેઓએ તેને નાશ કરવાની તેમજ આશીષ આપનારી શક્તિ ધરાવનાર માન્યો હતો આ પછી દુનીઆ જેમ જેમ સુધારા વધારામાં આગળ વધતી ગઈ તેમ તેમ એ ઈશ્વરના આકારમાં તેમજ આચારમાં સુધારા વધારો થતો ગયો અને હમણાં ઈશ્વરવાદીઓના ઈશ્વર જેવો તે થયો છે એ શબ્દનો જે રીતે અર્થ કરવામાં આવે છે તે ઉપર જણાવેલી રીતે થયો છે, અને તેથી 'ઈશ્વર' અને આકર્ષણતત્વમાં જો કે મોટો ફેર ખરેખરી રીતે નથી તે છતાં એ ફેર રાખવો પડે છે, કેમકે 'આકર્ષણતત્વ'ને બદલે 'ઈશ્વર' શબ્દ વાપરવામાં આવે તો (તે ચાલી શકે એમ છે, પણ તેનો ઉપયોગ કરતાં,) લોકો તેને સામાન્ય અર્થમાં સમજે, એવો ભય રહે છે

ઉપર જણાવેલા માણસોએ ઉપજાવી કાઢેલા ઈશ્વરથી જુદા પડવામાં મોટું નુકશાન નથી—તેથી આગળ વધી કહી શકાય કે એવા, 'ઈશ્વર'ની સાથે રહેવા કરતાં તેનાથી દૂર રહેવામાંજ વધુ ફાયદો છે પણ

આકર્ષણ તત્વથી-આત્મતત્વથી-દૂર રહેવાનું કોઇથી પણ બની શકે એમ નથી, એટલું બધું તેનું સામર્થ્ય છે વળી જો આકર્ષણ તત્વનું વધુ જ્ઞાન મેળવવામા આવે તો વધુ શક્તિઓ વધુ તંદુરસ્તી, વધુ બુદ્ધિ, વધુ દોલત અને વધુ ખુબસુરતી મળી શકે છે એટલુંજ નહી પણ એ સર્વે શક્તિઓ અને ખુબસુરતીમા તે એકાકાર થઇ જાય છે

હમણાની દુનીઆ ચારે તરફથી રોગ દાળીદ્રતા, જરા અવસ્થા અને મોતથી ઉગરવાને પોકાર કરે છે-એજ તેની મોટામા મોટી જરૂરી યાત સાબીત કરે છે એ જરૂરીઆતને પુરી પાડવાને માટેજ આ પ્રયાસ છે જેને પોતાનું ભલું કરવાની ઇચ્છા હોય તેણે તેથી આ પુસ્તક વાચવું શરૂ કરી તેપર વિચાર ચલાવવો આજને માટે આ ઉપાય છે કાલની જરૂરીયાત માટે આવતી કાલજ બીજા ઉપાયોને જન્મ આપશે જે "હું" ને પીછાણે છે-તેને આ સર્વેની સમજ પડે છે માણસની અંદર રહેલ એ "હું"-અમર આકર્ષણ તત્વ-એક એવો ગુપ્ત ભંડાર છે કે જે જોઇતી દરેક જરૂરીઆત પૂરી પાડે છે એ અંદર રહેલા ગુપ્ત ભંડારનું બાહ્ય સ્વરૂપ તેનું શરીર છે જેને આ જ્ઞાન થાય છે તેને અને જે વગર શક માને છે તેને અમર આબાદીના રસ્તાનો એક છેડો હાથ લાગ્યો હોય છે જે દ્વારાએ તે રોગ દાળીદ્રતા નબળાઇ, અને મ્હોત ઉપર જય મેળવી એ રસ્તાને બીજે છેડે પ્હોચી શકશે

જ્યારે હમણાની દુનીઆ આ સત્યથી વાકેફ થશે ત્યારે તે પોતાની સત્તા અને શકિતઓ ઉપર હમણા કરતા જૂદાજ રૂપે જોશે અને દુખનો લય થતા, નબળાઇ દાળીદ્રતા અને નિસાશાના ઉદગારો પણ નાશ પામશે તે વખતે આપણને માલુમ પડશે કે આપણે અમર આકર્ષણ તત્વ ધરાવીએ છીએ જેની શકિતથી આપણે હમેશા આગળ વધી રોગ નબળાઇ, અને મ્હોત ઉપર સત્તા મેળવી શકીશુ

બીજા શબ્દોમા કહીએ તો દુનીઆમા મુખ્ય એકજ તત્વ છે—જે દ્રશ્ય અને અદ્રશ્ય બન્ને છે દ્રશ્ય બાજુએ તે બુદ્ધિ, મન શરીર, પુદગળ

યાને જડ વસ્તુ કહેવાય છે—અદૃશ્ય બાજુએ તે આત્મા—આકર્ષણ તત્વ—ઇશ્વર કહેવાય છે આત્મતત્વ કુદરતમાં કરોડો બાહ્ય સ્વરૂપે—બુદ્ધિ રૂપે—નજરે પડે છે, યાને સઘળી કુદરતજ આકર્ષણ તત્વ રૂપ છે ચર્મચક્ષુથી જોતા બુદ્ધિ અને આત્મા એક એકથી તદ્દન જુદા પદાર્થ અને તત્વ છે કેમકે બુદ્ધિ પદાર્થ છે જ્યારે આત્મા પદાર્થ નથી બુદ્ધિ જોઈ શકાય સુધી શકાય ને પકડી શકાય એવો પદાર્થ છે દુનીઆમાં દ્રવ્ય (matter) તરીકે ઓળખાતા સર્વે પદાર્થો બુદ્ધિ અથવા મન છે—તેઓ વિચાર કરવાની શક્તિ ધરાવે છે એ શક્તિજ આકર્ષણ તત્વની હસ્તિનો મજબૂત પુરાવો છે જે દરેક જીવ ઓછી બુદ્ધિ ધરાવતા પુદગળમાંથી નીકળી વધુ બુદ્ધિ ધરાવતા પુદગળમાં ઇચ્છાના સબબે જાય છે (જતુંઓ તેમજ પ્રાણીઓમાં એ ઇચ્છા તેઓના પુદગળ બહાર પૂર્ણ રૂપે પ્રદર્શિત થતી નથી) તેઓ પુદગળની અંદર તેમજ પુદગળની મારફતે તે ઇચ્છા પ્રદર્શીત કરે છે પાણીના ઉપર બાઝતી લીલ કે જે એકેન્દ્રિ જીવ છે, તેને જ્યારે ભૂખ લાગે છે ત્યારે તે પાણી ઉપર તરે છે અને કોઇ બીજા જંતુના સમાગમમાં આવતા તેની આસપાસ ફરીવળી તેને ખોરાક તરીકે ઉપયોગમાં લે છે અને જ્યારે તે જીવને પૂર્ણ રીતે ચુસી લેવામાં આવે છે ત્યારે તેને બહાર કાઢી તેનું ખોખું ફેંકી દે છે

આ લીલને હાથ પગ મ્હોં નાક કાન કે પેટ જેવો કોઇ પણ આકાર નહી દખાતો હોવા છતાં તેને ખોરાકની ઇચ્છા થાય છે જ્યારે તેની એ ઇચ્છાઓ વધે છે ત્યારે તેની માગણીઓ વધી હોવાથી તે ઇચ્છાઓને પૂર્ણ થવા માટે, કુદરત તે ઇચ્છાઓને અનુકુળ પુદગળ તેને આપે છે એ રિતે જ્યારે જ્યારે તેની ઇચ્છાઓ વધતી જાય છે તેમ તેમ તેનુ પુદગળ પણ વધુને વધુ ખીલતુ જાય છે ખાવાની તેની ઇચ્છા પણ પ્રબળ થતી જાય છે અને આખરે તેને ખોરાક પાચન કરનારી ઇંદ્રીઓ પ્રાપ્ત થાય છે એટલુજ નહી પગ જોવાને આંખ સાંભળવાને કાન ચાલવાને પગ અને ખાવાને મોં પણ પ્રાપ્ત થાય છે

આ સઘળી ખીલવણી, પહેલા નહી ખીલેલી અથવા થોડી ખીલેલી ચ્છામાંથી રફતે રફતે થાય છેઃ મનુષ્યની હમણાની ઉંચ્ચ સ્થિતિ આવીજ ખીલવણીથી થઇ છે, અને ઘણી ઓછી ઇંદ્રીઓમાંથી ઇચ્છાની પ્રાબલ્યતાના સબબે તેને ઉત્તમ શરીર અને ખીલેલું મગજ પ્રાપ્ત થયું છે, તે કે ભવિષ્યમા પણ તેમાં ઘણો સુધારો થવાની દરેક આશા છે.

એ માટે મનુષ્યે, હમણાની સ્થિતિમાં સંતોષ ન રાખતાં, તેમાં ર પળે વધારો થતો જાય તે માટે પોતાના મગજનો ઉપયોગ કરવાની રૂર છે, કે જેથી તે મગજ તેની ખીલવણીમા મદદ કરતા થઈ પડે. રે હજાર વર્ષો અગાઉના માનવિઓ 'મનુષ્ય'ની સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી શું કરવુ તે મોટે ભાગે સમજી શકયા નહિ, ને તેથી હમણાની જે સ્થિતિ ચાલે છે, તે તે વખતે શરૂ થઇ હતી, અને સર્વે નસીબના ગુલામ થતાંજ ઓમાં દાળીદ્રતા, મ્હોત અને નબળાઇ કોઇપણ રિતે ઓછા થયા નહિ—શીવાય કે કોઇ થોડાજ મહાત્માઓ કે જેઓ પોતાના મગજનો ઉપયોગ કરી, તેમના પર જીત મેળવી શક્યા

જે પળથી માણસની તોલ કરનારી શકિત, અમુક બાબત ખરી કે યા ખોટી છે, તે સબંધમા વિચાર કરવા લાગે છે, અથવા જ્યારથી તેની ખરૂ ખોટું સમજાવનારી શકિત બહાર પડે છે, ત્યારથી તે મનુષ્યના શરીરને આગળ વધારવામા મદદ કર્તા થઇ પડે છે, અને મ્હોત ઉપર જય મેળવનાર વિચારની શરૂઆત થાય છે

ઇચ્છા—પછી તે વિષે મનુષ્ય જ્ઞાન ધરાવતો હોય યા નહી—થી મનુષ્ય, રોશની, વધુ જીદગી, અને વધુ જોર મેળવે છે એ નિઃસંશય છે. કેટલાકો એમ ધારે છે કે શ્રીમંત થવા માટેનીજ ઇચ્છા, મનુષ્યમાં સૌથી વધુ હોય છે; પણ તેમ નથી. **મનુષ્ય સર્વ શકિતવાન થવાની સર્વથી વધુ ઇચ્છા રાખે છે.**

અમર આત્મા, મનદ્વારાએ હમેશા અંધકારમાંથી રોશનીમાં જવાને ફાંફાં મારે છે, અને તે માટે હજારો ઉપાયો કલ્પે છે અને શોધે છે;

શે ઇચ્છાનો તેમજ શરીરનો નાશ કરવા દરેક પ્રયત્ન કર્યા, તે વખતે વતી જતી બુદ્ધિ તેની સામે થઇ અને તેને શંકા ઉપર જીત અપાવી, અને સદવે વિશ્વાસને જન્મ આપ્યો

મનુષ્યોનો આત્મા, સર્વ ઠેકાણે, એકજ રિતથી બહાર પડે કે જે ત 'ઇચ્છા'—કોઇ માગણીની લાગણી—ની છે એ એક એવો અવાજ જે પ્રત્યક્ષ રીતે યા ગુપ્ત રીતે વધારે, મળે તે માટે વધારે, વધારે મેમ દર પળે પોકાર કરે છે અને તે માટે પ્રયત્નવાન પણ થાય છે

આ અવાજ જો કે ઘણો મોટો નથી બલકે ઘણોજ નાનો છે, તો પણ, તે કદીપણ પોતાની માગણીમા પાછો પડતો નથી, અને એક જાદુગરની જાદુઇ લાકડી કરતા પણ વધુ જાદુ કરી શકે છે ભારેમા ભારે, અને મોટી શકિતવાળા સુક્ષ્મદર્શક યંત્રથી પણ જે જંતુ દેખાઇ શકતા નથી—જે જંતુઓને પેટ, હાથ પગ આંખ કે કાન પણ હોતા નથી, તેઓથી તે મોટામા મોટા હાથી અને માણસ સુધી કોઇપર પણ નજર કરો, અને તમને જણાશે કે તે ખોરાક માટે ઇચ્છા કરે છે, તેજ રીતે વધુ મોટા અને વધુ શકિતવાળા પુદ્ગળ માટે પણ ઇચ્છા કરે છે—અને આખી કુદરત તેની તે ઇચ્છા પૂર્ણ કરવા તૈયાર રહે છે

જે વખતે વધારે મેળવવા માટેની ઇચ્છા પ્રથમ વહેલી પ્રદર્શીત થઇ, તે વખતે જે પ્રમાણમા ઇચ્છા હતી તેજ પ્રમાણમા અમર આત્માએ તેને પૂર્ણ કરી, અને હમણા પણ જે પ્રમાણમા મેળવવાની માગણી થાય છે, તે પ્રમાણમાજ તે માગણી પૂરૂ કરવામા આવે છે

પુદ્ગળમા આકર્ષણ તત્વના શબ્દાનો પુરેપુરો અમલ, પ્રત્યક્ષ રીતે ઇચ્છાજ જાહેર કરે છે, અથવા વધુ ખુલાસાથી કહીએ તો આત્માને શરીરરૂપી કપડા પહેરાવવાની ઇચ્છા પ્રબળ થતા, શરીરરૂપી મનુષ્ય નજરે પડે છે

જે વખતે આપણે આપણી જીંદગીના શરૂઆતના તબક્કા ઉપર હતા તે વખતે આપણે ઇચ્છાઓને કાંઇપણ ધ્યાન કર્યા વગર તાબે

થતા હતા, અને આ અવસ્થામાંજ તેની ગુલામી કરી તેનાથી છૂટવાની ઈચ્છા કરતા હતા એ ઈચ્છાનું પરીણામ એ આવ્યું કે ઈચ્છાએ પોતાને પુદગળનો આકાર આપ્યો અને નાનામાં નાના અણુએ પોતાના માટે શાસન કરનારી તેમજ જોવા જાણવાની શક્તિઓને જન્મ આપી, પોતાને એક ઘણુંજ ગુચવાડા ભર્યા તેમજ જોવા લાયક આકારમાં ફેરવી નાખ્યો અને કોઈક ભાષામાં કહીએ તો ઈચ્છારૂપી વરાળે પોતાને માટે એક નવું વરાળયંત્ર, તેમજ તેને હાંકનાર (engineer) ને પણ પેદા કર્યો, પણ એનજીનીયર શરૂઆતમાં પોતાની ફરજો વિષે અજાણ્યું હોવાથી હજારો વર્ષો થયાં ફાંફાં મારે છે અને પોતાનાજ વરાળ યંત્ર (engine) થી વાકેફગાર થવા પ્રયત્ન કરે છે

ઘણાઓ મનુષ્યની ભુલોને નુકશાન ભર્યા લેખે છે પણ તેમ નથી, કેમકે તેમ થયા વગર તે પૂર્ણ થઈ શકેજ નહિ મનુષ્યે તે મારણું વરાળયંત્રની વગણ–ઈચ્છા–ને શરૂઆતથી નુકશાન કરતા ધારી, અને તેથી તેમાંથી છુટવા તથા તેને દાબી નાખવા પ્રયત્ન કર્યો એ ઈચ્છાની હાજરી વિષે જાણીતા થતાંજ તેને પહેલો ઉદ્ગાર એ કાઢ્યો કે માં મારી ઈચ્છાપર કાબુ મેળવવો જોઇએ એજ સિદ્ધાંતને હજારો વર્ષોથી જુદા જુદા પંથના ધર્મ ગુરૂઓએ જાહેર કર્યો–અને આત્મતત્વને દાબી નાખવામાં આવ્યો

દુનીઆના ઘણાખરા દરેક ધર્મ તરફથી ઈચ્છાને દાબી નાખવા માટે જુદા જુદા રૂપમાં ઉપદેશકો યા પાદરીઓ દ્વારા પ્રયત્ન કરવામાં આવ્યો છે, એ વાત જગ જાહેર છે નાનપણથીજ પોતાની બુદ્ધિનો ઉપયોગ ન કરતા મા બાપના તાબામાં રહી તેમજ બ્રાહ્મણો મીશ્નરી પાદરીઓ મુલ્લાંઓ, અધ્યારૂઓ કે એવાજ ધર્મના જાણકાર કહેવાતા મનુષ્યોના હાથ નીચે રહી, તેઓ જે કહે તેજ સાચુ માનવું, એવો ઉપદેશ સેકડો વર્ષો થયા આપવામાં આવે છે અને જો કે હવે એ દરેકની સતા તુટવા લાગી છે, તો પણ તે ફક્ત એક મોગ કાર્યની

ખરેખર નાની શરૂઆત માત્ર છે એ ઉપદેશકો કે ધર્મગુરૂઓ, ધન, દોલત, સ્ત્રી અને પુત્રીઓ ઉપર પોતાનો દાબ રાખી આપણને એવું જણાવતા કે 'તેઓજ ઇશ્વરના દૂત અથવા ઇશ્વર છે, અને તેઓને કહે તે પ્રમાણે કર્યાં કરવું, નહી તો તેઓ ઇશ્વરના ગુનેહગાર થશે' આવું કહીને તેઓ ઇચ્છાને દાબી નાખવા, વિચારને નહી ખીલવવા અને તેઓ જે કહે તેજ સત્ય છે એમ પોતાના અનુયાયીઓમા મનાવવા દરેક પ્રયત્ન કરતા-તેમને માટે સ્વર્ગ કે નર્ક મેળવી આપવાની-તેમને માટે વાચવાની, વિચારવાની કે લખવાની પણ દરેક ક્રિયા કરતા અને કેટલીક વખત જે રસાયણીક ક્રિયાઓ હમણા જાહેર થઇ છે તે જૂદા રૂપમા દેખાડી-તે જાદુ છે એમ જણાવી-પોતાની ઉચ્ચતાને ખોટા રૂપમા દેખાડી તેઓને ઠગતા એજ માટે તેઓ દેવળો, મઠો અને આશ્રમો બાધતા, જયા પણ અનેક તરેહના ઇચ્છાપર કાબુ મેળવવાના ઇચ્છાને દાબી દેવાના-પાઠો શીખવવામા આવતા અને તેથી મનુષ્યની અંદર રહેલુ આકર્ષણતત્વ-આત્મતત્વ-ખીલ્યા વગર રહી જતુ, અને કોઇકજ આત્માના પુરૂષાર્થને ખીલવી શકતો એ વાત જાણીતી છે કે રાજાઓ અને રાજ કુવરો પણ આ ખોટા વિચારોને ટેકો આપતા, અને કોઇ ઇચ્છા પૂર્ણ કરવા માટે, પોતાની ખુલ્લી પીઠ ઉપર ચાબુકોના જોરે બધ સપાટા મારતા યા મરાવતા તેઓ જણાવતા કે ઇચ્છા એ મનુષ્યનો સૌથી મોટો દુશ્મન છે-ઇચ્છા એજ આદમ અને હવાને ભેળવી આપી મનુષ્ય જાતપર ઇશ્વરનો શ્રાપ લાવનાર કાળી નાગણ છે પરિણામે ઇચ્છાને દાબી દેવાના દરેક પ્રયત્ન થતા

* ખ્રીસ્તી ધર્મ અનુયાયીઓના પવિત્ર પુસ્તક 'બાઇબલ' મા આદમ અને હવાની જે કથા આપવામા આવી છે, તેનો ખરો ખુલાસો આ રિતે છે મનુષ્ય જીંદગીની શરૂઆતમા પોતાની કોઇપણ ઇચ્છા ધરાવતો હતો નહિ-સારૂ યા ખોટુ સમજવાની બુદ્ધિ ધરાવતો હતો નહિ, અને જે કાઇ મળતુ તે મુગે મોઢે ખાતો, અને જે કાઇ દેખાતુ તે, વગર સમજવે જોતો ટૂંકમા તેની હાલત પશુ જેવીજ હતી એ બાદ બુદ્ધિનુ

કરવી નહિ જોઈએ, પણ તેણે પોતાના આત્મતત્વનુ જ્ઞાન થતાજ—અને પોતાનામા રહેલા આકર્ષણ તત્વ સાથે તેની એકતા જણાતાજ તેણે પોતાના બળ અને ઉપયોગીતા જાહેર કરવા જોઈએ તેણે પોતાની અંદર રહેલા પ્રેમ તત્વને બહાર પાડતા અચકાવુ જોઈએ નહિ—પણ તેમા કાઈ ક્રીસ્થારીનુ તત્વ હોવુ ન જોઈએ વળી તે સત્ય સમજીને જાહેરમા મૂકાવુ જોઈએ આ સત્ય જો સમજ પૂર્વક જાહેરમા મુકવામા આવે તો તે જાહેર કરનારમા મહાન ન્યાય વૃત્તિ પ્રગટ થાય છે તે જોઈ શકે છે કે જે સત્ય તે પોતાને માટે જાહેર કરે છે તેજ સત્યને પોતાના પ્રેરકોએ તેમજ કહામા કહ્ય દુષ્યન્ત માટે પણ જાહેરમા મૂક્યા વગર તે રહી શકે નહિ માણસમા રહેલા આ એક સરખા તત્વને પ્રસિદ્ધ કરવો, એ આખી સૃષ્ટિમા સુલેહ કરનાર પાયો છે સંસારમા સ્વર્ગ આવવાની એ શરૂઆત છે

**આ**ખા વિશ્વમા એકજ આકર્ષણ શક્તિ આત્મા—હૈયાતી ધરાવે છે ધાતુની બનાવેલી કોઈ વસ્તુના અસંત તત્વમા નામ્બાના બનાવેલા કોઈ કુદરતીથરના અસંત રૂપમા પથરમા અને એક માતાના પોતાના પુત્રપુત્રીના પ્રેમમા તેમજ એક સ્ત્રીના પોતાના આશક ઉપરના પ્રેમમા,—સર્વેમા—એજ તત્વ ગુપ્ત યા જાહેર સ્વરૂપે છે એજ શક્તિના પ્રભાવે બે પવિત્ર આશકો લગ્નની ગાંઠથી જોડાય છે તેમજ બે જુદા જુદા મરદો ભાગીયા તરીકે વેપાર કરે છે કોઈપણ ગુપ્ત યા જાહેર ફીનચાનમા એજ શક્તિ અગાઉ હતી હમણા પણ છે અને ભવિષ્યમા પણ ચાલુજ રહેશે એક નાની વેલ યા છોડ પણ એજ શક્તિના પ્રભાવે પૃથ્વિમાથી ખોરાક ખેચીને પોતાને પોષણ આપે છે અને એજ શક્તિના સદઉપયોગથી સૂર્યમાથી રંગ ખેચી પોતાને અને પોતાના ફુલને જુદા જુદા ખુબસુરત રંગ આપે છે આત્માજ સર્વ પદાર્થને જન્મ આપે છે અને સર્વ પદાર્થો માટે તેજ જોખમદાર છે તે પોતે પૂર્ણ હોવાથી, અપૂર્ણ થતો નથી

એજ તત્વ મનુષ્યોમા પ્રાણીઓમા ઝાડોમા અને ફુલોમા ચેતન રૂપે બહાર પડે છે અને એ ચેતનની ઇચ્છા સુખ મેળવવાની છતા, તેના

તાઓ અન્યાયી યા ન્યાયી હોય છે તેથી કાંઈ આત્મ તત્વને ઉતારી દવો યા ઉંચે ચઢાવી દેવો એ યોગ્ય નથી જે કહેવાનું છે તે એ છે ઇચ્છા હસ્તિમાં છે, અને એ ઇચ્છાજ મનુષ્યના ચેતનનો ખરો પ્રત્યક્ષ ાહ છે–જે તેના પૂર્ણ, સાચા, અને શક્તિવાન આત્માની શક્તિ બહાર ડે છે. એ ઇચ્છા પૂર્ણ કરવામાં મનુષ્યે જે રસ્તાઓ અથવા ઉપાયો ન્યા હતા તે ઘણી વખત ભૂલ ભરેલા હતા અને આ ભૂલો તેના ગત સ્વભાવમાં તેમજ તેના શરીરમાં પણ દેખાઈ આવે છે. માણસ દ્દથી સર્વેથી મ્હોટી જે ભૂલ કરવામા આવે છે તે એ છે કે તે પોતાની લનો સર્વ ટોપલો પોતાની ઇચ્છા ઉપર નાખી દે છે, જ્યારે ખરૂ તેતાં તેની અપૂર્ણ બુદ્ધિના સબબે ભૂલ થઈ હતી એ મોટી ભૂલના બબેજ, તેણે જમાનાના જમાના, પોતાની ઇચ્છાને તૃપ્ત કરવા માટે તાનો વખત બુદ્ધિ ખીલવવામા ગાળવાને બદલે, પોતાની ઇચ્છાને બી દેવામાં ગાળી નાખ્યા છે, એ સંબધમા તેણે હવે ફેરફાર કરી ચ્છાઓની અગત્યતા સમજવાની અને તેને સંતોષવા માટે ન્યાયી અને દાર રસ્તાઓ શોધવાની જરૂર છે.

જે પ્રમાણે મનુષ્ય પોતાની ઇચ્છાઓનુ સામર્થ્ય અને અગત્યતા તેઇ શકે છે, તેજ પ્રમાણમા તે પોતાના પડોશીની ઇચ્છાઓ અને ગત્યનુ તોલ કરી શકે છે, અને આકર્ષણ તત્વમાથી 'અહં' રૂપે ખેંચી ટેલ સ્વચ્છ પ્રેમથી ભરપૂર તત્વ એ ઇચ્છા હોવાથી, તે પોતાના પડો શીઓની ઇચ્છાને પણ તેટલીજ પવિત્ર ગણી તેને દાબી નાખવા કે તોડી ાડવા પ્રયત્નવાન થશે નહિ. એ રિતે મનુષ્યોમા ન્યાયનુ રાજ્ય સર્વત્ર લાવી શકાય છે. ન્યાય કે જેના પ્રસારના પ્રભાવે સર્વત્ર શાંતિ અને ુખનો પ્રકાશ કરી શકાય છે અને આ સૃષ્ટિપરજ સ્વર્ગ કરી શકાય –તે પણ ઇચ્છાના પ્રભાવેજ જન્મ પામે છે, કેમકે જ્યારે માણસ ચ્છાથી જાણીતો થાય છે, ત્યારેજ તે પ્રેમને પણ પીછાણી શકે છે અને પ્રેમ એ આત્મ તત્વનું પ્રત્યક્ષ રૂપ છે. એ કારણથી જ્યારે માણસને

ફળ તેઓએ (ઇશ્વરની આજ્ઞા ન છતાં) ખાધું, એટલે કે તેઓની બુદ્ધિ બહાર પડી અને તેઓને સારા ખોટાની સમજ પડી: તેઓ પોતાની નગ્ન (અજ્ઞાન) અવસ્થા માટે શરમાયા અને પાંદડાંનાં (બુદ્ધિથી બનેલાં) વસ્ત્ર પહેરવા લાગ્યાં. આથી ઇશ્વરે તેઓને (અજ્ઞાન અવસ્થાના) ઇડન (Eden) ના બાગમાંથી કાઢી મુકયા અને તેઓ નવો બેહસ્તનો બાગ જોવા નીકળી પડયા, કે જે બાગમાં તેઓ સર્વ શ્રાપ (અજ્ઞાન) ઉપર વિજય મેળવી સુખ મેળવી શકે.

પણ ખરૂં જોતાં એ કહેવાતાં શ્રાપ, આશીશ, હતાં, કેમકે એ શ્રાપથી મનુષ્યે જુદાં જુદાં પ્રયત્નો કરી પોતાને માટે નવા નવા અનુભવ મેળવી, હરપળે પોતાની શક્તિમાં વધારો કર્યો અને તેનાજ પ્રતાપે જોઇ શકયો કે તેનામાં પણ કોઈ તત્વ હતું. તેણે દુનીઆની જમીન-દેશો-જીતવા શરૂ કર્યા અને પોતાની શક્તિથી તે થોડોક વાકેફગાર થયો. રફતે રફતે તે પોતાનામાં વિશ્વાસ મુકતો ગયો અને જે કાલ્પનીક ઇશ્વરને તેણે પોતાનો મુખી કલ્પયો હતો, તેનામાં પોતાનો વિશ્વાસ ઓછો કરતો ગયો. તેને માલુમ પડયું કે આ ઇશ્વર તેના પોતાના પુરૂષાર્થ વગર, તેને કોઇ પણ રીતે ઉપયોગી થઇ પડતો નથી અને તેણે પોતાની શક્તિ ઉપર પ્રથમ વિશ્વાસ રાખતાં શીખવું જોઇએ.

હજારો સૈકા થયાં આવા અનુભવો થતા તેણે ઘણા ધડા લીધા, પણ તે છતા તે પોતાના અનુભવોના કારણો શોધી શકયો નહિ, અને તેથી તે પોતાના ઉપર વિજય મેળવી શકયો નહિ.

તેથીજ મનુષ્યનો સુધારો વધારો ધીમો હતો, જો કે તેણે પોતાની ઇચ્છાને દાબી નાંખવાનો પ્રયત્ન કરવાથીજ આ પરિણામ આવ્યું હતું. પણ કોઇ પુછશે કે મનુષ્ય પોતાના વધારા માટે જે ઇચ્છા કરે છે તે શું સ્વાર્થી નથી?

એવો સવાલ પુછનારને એટલુંજ જણાવવાની જરૂર છે કે ઇચ્છા એ બહારથી સ્વાર્થી જણાય છે-પણ "સ્વ" અથવા "હું" એમ

[1]દરેક માણસની અગત હસ્તિનો પાયો છે અને તેથી જ્યા સુધી 'સ્વ' મારફતે તેને ઉચી હાલતનુ જ્ઞાન પ્રાપ્ત થાય નહિ ત્યા સુધી તેની સ્વાર્થી વૃત્તિ રહેવીજ જોઇએ રફતે રફતે સ્વાર્થી વૃત્તિના જ્ઞાનપરથી પોતાના વિષે માણસને જ્ઞાન થાય છે, અને તેમાથી છેલ્લે ન્યાયવૃત્તિ જન્મ પામતા આગળની સ્વાર્થી વૃત્તિમા નોટો ફેરફાર થાય છે બુદ્ધિનો વધારા થતા જ્ઞાન વધતુ જાય છે તે મારફતે પશુવૃત્તિ ફેરનાઇ, તેનામા રહેલા ગુપ્ત ઉચ્ચ તત્વને તે બહાર પાડે છે

'સ્વ' એજ દરેક માણસનો મુખ્ય પાયો છે અને જો કે શરૂ આતમા તે સેતાન રૂપે દેખાય છે, તો પણ આખરે તે શીરસ્તામા ફેરવાઇ જાય છે

દરેક જીવ-ભલે પછી ગમે તેવો સ્વાર્થી યા પરમાર્થી હોય છતા- આત્મ તત્વના જીવતા-પ્રત્યક્ષ દષ્ટાતરૂપ છે, જે જ્યા જ્યા પોતાની સત્તા જાહેર કરે છે ત્યા ત્યા જેના કોઇ પણ રીતે, ભાગ કે કકડા નહિ થઇ શકે એવા 'હુ' ને જાહેર કરે છે

એથી માણસની સ્વાર્થી વૃત્તિ યા તેના 'સ્વ'ને તમે ગમે તે શબ્દમા બહાર પાડો તે છતા એ તો નક્કી છે કે તે આખી કુદરતના સરદારરૂપ આત્માનો પ્રત્યક્ષ પુરાવો હોવાથી પોતાને પોતાના 'હુ' કરતા કોઈ પણ ઓછી સત્તા-સ્વાર્થવાળા શબ્દથી જાહેર કરી શકતો નથી

અને તેથીજ મનુષ્ય અને મનુષ્યથી નીચી યોનીમા હમણા રહી, મનુષ્યની ઉંચી યોની તરફ આગળ વધનાર દરેક જીવ પોતાના લાભનો એકજ શબ્દ જાણે છે-જે શબ્દ 'હુ' છે આ 'હુ' ને ઘણાઓ સ્વાર્થી ગણી ધીક્કારે છે, ને તે પણ પોતાની આસપાસના વાતાવરણની હવા શ્વાસમા લેતા એ 'હુ' ને ધીક્કારવા સાથે ઇચ્છાને દાબી નાખે છે, પણ તે વખતે વિચાર મારફતે જન્મેલુ જ્ઞાન તેની ભૂનો સુધારી 'સ્વ' પ્રેમનુ ઉંડુ રહસ્ય તેને સમજાવે છે

આથીજ એક વિદ્વાને જ્યારે કહ્યું હતુ કે મનુષ્ય એક લઘુસૃષ્ટિ (Microcosm) છે, ત્યારે તેનાથી વધુ જાણનારા બીજાએ જણાવ્યુ હતુ કે મનુષ્ય એક મ્હોટુ વિશ્વ (Macrocosm) છે અને ખરૂ તો તેમજ છે, કેમકે તે કોઇ પણ રીતે એક મોટી સૃષ્ટિ કરતા ઓછો નથી દરેક મનુષ્યે આ અત્યંત જાણવુ જોઇએ અને જાણતાજ તેને રોગ અને મ્હોતપર વિજય મેળવવાનુ જ્ઞાન પ્રાપ્ત થશે

મનુષ્યમા રહેલુ આકર્ષણતત્વ-ઇચ્છારૂપે કઈ રીતે બહાર પડે છે, તે ધાર્યું ટુંકમા આ પ્રકરણમા બતલાવવા પ્રયત્ન કરવામા આવ્યો છે પણ જો 'ઇચ્છા' ને બદલે 'પ્રેમ' શબ્દ તેને (ઇચ્છા) માટે વાપરવામા આવે તો વધુ સારૂ છે નીચામાથી ઉંચામાં પ્રગતી કરવાના નીયમ પ્રમાણે કરવાના કાર્યમા આપણી ઇચ્છાઓ એટલી બધી તો વધતી શુધ્ધતાભરી અને જુદા જુદા રૂપવાળી થઇ જાય છે કે તેજ આપણી હસ્તિનો પાયો-આત્મ તત્વનુ બાહ્ય સ્વરૂપ કહી શકાય તેઓજ દરેક જીવાત્માના મધ્યબીંદુ હોય છે અને તેઓજ જેને આપણે હજારો વર્ષથી ઇશ્વરના નામથી ઓળખતા હતા તેના ખરા સ્વરૂપ-આત્માનુ જ્ઞાન આપે છે

---

# પ્રકરણ ૧૫ મું.

## એકજ તત્વ.

The spiritual interpretation of each individual 'I' is eternal life Therefore the man that understandingly proclaims the 'I', proclaims the universal life also and announces the fact that he is one with it The person who denies the 'I' denies the Life Principle Let the reader discard atonce and for ever the soul crushing humility he has been taught to cultivate as a priceless virtue and begin to extol himself Let him not extol himself in the spirit of vanity based on the groundless and ignorant assumption of his own superiority over other peoples, but let him, after perceiving the great truth of his being, and realizing his oneness with the Principle of Attraction within him, begin atonce to declare his own Godhood, not in the spirit of boasting but in the understanding of truth In this declaration, if made understandingly, a grand sense of justice takes possession of the man He perceives that what he declares for himself, he cannot help declaring for his neighbours, and even for his worst enemy This declaration of the man s individnal Godhood is the beginning of the harmony that means heaven on earth

**ભાવાર્થ**—દરેક વ્યક્તિગત 'હું ની માનસિક વ્યાખ્યા એ છે કે જીવન સાશ્વત છે અને તે કારણથી, જે માણસ સમજ પૂર્વક "હું" ને પ્રસિદ્ધ કરે છે, તે સર્વમય જીવનને પણ જાહેર કરે છે, અને તે એ પણ પ્રસિદ્ધ કરે છે કે તે તેનાથી જૂદો નથી પણ તેનોજ છે જે માણસ "હું" ને કબુલ કરતો નથી તે આત્માના પાયાને પણ સ્વીકારતો નથી જે વાચકને આત્માને હમેશ ધીક્કારવામા મોટો સદગુણ છે, એમ શીખવવામા આવ્યુ હોય તેને એકદમ હમેશ માટે એ વિચારનો ત્યાગ કરી "પોતે પણ કાંઈ છે," એમ માનતા શીખવુ જોઈએ તેણે આત્મશ્લાધા કે જે બીજાને તુચ્છ ગણી–પોતાને મ્હાન ગણવાના પાયા ઉપર રચાયલી છે–તેવી આત્મશ્લાધા કરી પોતાની પ્રસશા

કરવી નહિ જોઈએ, પણ તેણે પોતાના આત્મતત્વનું જ્ઞાન થતાંજ—અને પોતાનામાં રહેલા આકર્ષણ તત્વ સાથે તેની એકતા જાણતાંજ તેણે પોતાના બળ અને ઉપયોગીતા જાહેર કરવા જોઈએ. તેણે પોતાની અંદર રહેલા પરમ તત્વને બ્હાર પાડતાં અચકાવું જોઈએ નહિ—પણ તેમાં કાંઈ ફીરસ્તાઈનું તત્વ હોવું ન જોઈએ. વળી તે સત્ય સમજીને જાહેરમાં મૂકાવું જોઈએ. આ સત્ય જો સમજ પૂર્વક જાહેરમાં મૂકવામાં આવે તો તે જાહેર કરનારમાં મહાન ન્યાય વૃત્તિ પ્રગટ થાય છે. તે જોઈ શકે છે કે જે સત્ય તે પોતાને માટે જાહેર કરે છે તેજ સત્યને પોતાનાં પડોશીઓ તેમજ કટ્ટામાં કટ્ટા દુશ્મન માટે પણ જાહેરમાં મૂક્યા વગર તે રહી શકે નહિ. માણસમાં રહેલા આ એક સરખા તત્વને પ્રસિદ્ધ કરવો, એ આખી સૃષ્ટિમાં સુલેહ કરનાર પાયો છે-સંસારમાં સ્વર્ગ આવવાની એ શરૂઆત છે.

**આ**ખા વિશ્વમાં એકજ આકર્ષણ શક્તિ—આત્મા—હૈયાની ધરાવે છે. ધાતુની બનાવેલી કોઈ વસ્તુના અસલ તત્વમાં, લાકડાના બનાવેલા કોઈ ફરનીચરના અસલ રૂપમાં, પત્થરમાં, અને એક માતાના પોતાના પુત્રપુત્રીના પ્રેમમાં, તેમજ એક સ્ત્રીના પોતાના આશક ઉપરના પ્રેમમાં,—સર્વમાં—એજ તત્વ ગુહ્ય યા બાહ્ય સ્વરૂપે છે. એજ શક્તિના પ્રભાવે બે પવિત્ર આશકો લગ્નની ગાંઠથી જોડાય છે તેમજ બે જુદા જુદા મરદો ભાગીયા તરીકે વેપાર કરે છે. કોઈપણ ગુપ્ત યા જાહેર હીલચાલમાં એજ શક્તિ અગાઉ હતી, હમણા પણ છે. અને ભવિષ્યમાં પણ ચાલુજ રહેશે. એક નાની વેલ યા છોડ પણ એજ શક્તિના પ્રભાવે પૃથ્વિમાંથી ભીનાશ ખેંચીને પોતાને પોષણ આપે છે; અને એજ શક્તિના સદ્ઉપયોગથી સૂર્યમાંથી રંગ ખેંચી પોતાને, અને પોતાના ફુલને જુદા જુદા ખુબસુરત રંગ આપે છે. આત્માજ સર્વ પદાર્થને જન્મ આપે છે અને સર્વ પદાર્થો માટે તેજ જોખમદાર છે. તે પોતે પૂર્ણ હોવાથી, અપૂર્ણ થતો નથી.

એજ તત્વ મનુષ્યોમાં, પ્રાણીઓમાં, ઝાડોમાં અને ફુલોમાં ચેતન રૂપે બહાર પડે છે, અને એ ચેતનની ઈચ્છા સુખ મેળવવાની છતાં, તેનાં

સ્તાઓ અન્યાયી યા ન્યાયી હોય છે તેથી કાંઈ આત્મ તત્વને ઉતારી પાડવો યા ઉંચે ચઢાવી દેવો એ યોગ્ય નથી. જે કહેવાનું છે તે એ છે કે ઇચ્છા હસ્તિમાં છે, અને એ ઇચ્છાજ મનુષ્યના ચેતનનો ખરો પ્રત્યક્ષ પ્રવાહ છે—જે તેના પૂર્ણ, સાચા, અને શક્તિવાન આત્માની શક્તિ બહાર પાડે છે. એ ઇચ્છા પૂર્ણ કરવામાં મનુષ્યે જે રસ્તાઓ અથવા ઉપાયો યોજ્યા હતા તે ઘણી વખત ભૂલ ભરેલા હતા અને આ ભૂલો તેના અંગત સ્વભાવમાં તેમજ તેના શરીરમાં પણ દેખાઈ આવે છે. માણસ તરફથી સર્વેથી મ્હોટી જે ભૂલ કરવામાઆવે છે તે એ છે કે તે પોતાની ભૂલનો સર્વ ટોપલો પોતાની ઇચ્છા ઉપર નાખી દે છે, જ્યારે ખરૂં જોતાં તેની અપૂર્ણ બુદ્ધિના સબબે ભૂલ થઈ હતી એ મોટી ભૂલના સબબેજ, તેણે જમાનાના જમાના, પોતાની ઇચ્છાને તૃપ્ત કરવા માટે પોતાનો વખત બુદ્ધિ ખીલવવામા ગાળવાને બદલે, પોતાની ઇચ્છાને દાબી દેવામા ગાળી નાંખ્યા છે, એ સબધમા તેણે હવે ફેરફાર કરી ઇચ્છાઓની અગત્યતા સમજવાની અને તેને સતોષવા માટે ન્યાયી અને ઉદાર રસ્તાઓ શોધવાની જરૂર છે.

જે પ્રમાણે મનુષ્ય પોતાની ઇચ્છાઓનુ સામર્થ્ય અને અગત્યતા જોઇ શકે છે, તેજ પ્રમાણમા તે પોતાના પડોશીની ઇચ્છાઓ અને અગત્યનુ તોલ કરી શકે છે, અને આકર્ષણ તત્વમાથી 'અર્ક' રૂપે ખેંચી કાઢેલ સ્વચ્છ પ્રેમથી ભરપૂર તત્વ એ ઇચ્છા હોવાથી, તે પોતાના પડોશીઓની ઇચ્છાને પણ તેટલીજ પવિત્ર ગણી તેને દાબી નાખવા કે તોડી પાડવા પ્રયત્નવાન થશે નહિ. એ રિતે મનુષ્યોમાં ન્યાયનું રાજ્ય સર્વત્ર ફેલાવી શકાય છે ન્યાય કે જેના પ્રસારના પ્રભાવે સર્વત્ર શાંતિ અને સુખનો પ્રકાશ કરી શકાય છે અને આ સૃષ્ટિપરજ સ્વર્ગ કરી શકાય છે—તે પણ ઇચ્છાના પ્રભાવેજ જન્મ પામે છે, કેમકે જ્યારે માણસ ઇચ્છાથી જાણીતો થાય છે, ત્યારેજ તે પ્રેમને પણ પીછાણી શકે છે. અને પ્રેમ એ આત્મ તત્વનું પ્રત્યક્ષ રૂપ છે. એ કારણથી જ્યારે માણસને

ઇશ્વરની શક્તિ વિષે તેમજ તેના ગુણ વિષે જ્ઞાન થાય છે, ત્યારે તેને પોતાના સર્વોપરી આત્માનું પણ જ્ઞાન થાય છે, અને તે બન્ને વચ્ચેના સંબંધ વિષે પણ તે માહીતિ મેળવે છે તેને તે વખતે એવું પણ માલુમ પડે છે કે ઇશ્વરના જન્મની શરૂઆતથી તે અત્યાર સુધીનો તેનો સર્વ રીતનો વધારો, જેમ જેમ ગુપ્ત આકર્ષણ-ચેતન-શક્તિ-નો ખ્યાલ થતો ગયો તેમ તેમ થયો હતો, અને જેમ જેમ ઇશ્વરરૂપે તે ભવિષ્યના અખંડ કાળમાં, ચેતનરૂપ પ્રેમતત્વનું વધારે જ્ઞાન મેળવતો જશે, તેમ તેમ તે વધારો અખંડ ચાલુ રહેશે

જો આ વિચારો વાચકના મગજમાં પૂર્ણ રીતે અસર કરી શક્યા હશે તો તે જોઈ શકશે કે તે પોતે બુદ્ધિ અથવા મન રૂપેજ છે, અને આખી દુનીઆ પણ પ્રગતિક્રમની જુદી જુદી પંક્તિ ઉપર છે આ ઉપરથી તે એ પણ જોઈ શકશે કે જો કે મનુષ્ય પોતાની શક્તિ વિષે ભૂત કાળમાં અજાણ હતો તો પણ તેજ પોતાના નસીબનો-પોતાનો-કર્તા હતો તે એ સાથે એ પણ સમજી શકશે, કે ભવિષ્યનો પોતાનો સુધારો વધારો પણ તેના પોતાનાજ હાથમાં છે

જ્યારે મનુષ્યનું દરેક અંગ, મન યા બુદ્ધિજ છે, ત્યારે એ પણ સમજી શકાય એમ છે કે જે પ્રમાણમાં તેનામાં સત્ય હોય છે, તે પ્રમાણમાં તે તેને બહાર કાઢે છે, કારણકે તેનામાં રહેલો આકર્ષણ તત્વ એકલોજ તેનો પોતાનો 'સ્વ' છે જ્યારે તેના 'સ્વ'ની ખોટી બાજુએજ તેના ખરા 'સ્વ'ની ઓછી કિમ્મત આંકી છે

માણસની બુદ્ધિ તેના વિચારમાં પ્રદર્શિત થાય છે-જે વિચાર પાછો માન્યતાનો આકાર લે છે અને એ માન્યતાઓ તેના શરીરને આકાર આપે છે દરેક માણસના શરીરપરથી તેની માન્યતાનો ખ્યાલ પણ બાંધી શકાય છે, અને તેથીજ કહેવાય છે કે 'ખાય તેવો ઓડકાર' 'ખોટું ધારનારનું ખોટું થાય' 'જેવું કરે તેવું પામે' (As a

man believes, so he is જ્યારે તે ભૂલ ધારે છે, ત્યારે તે ભૂલનેજ પોતાના શરીરમા જન્મ આપે છે, જે તે શરીરમા પ્રત્યક્ષ દેખાય છે જો એ ભૂલ ચાલુ રહે તો તેના શરીરમા તે દરરોજ વધુ અને વધુ પ્રમાણમા ફેલાતી જાય, અને અંતે શરીર નાશ પામે માણસની દરેક માદગી, નબળાઇ અને કદરૂપો દેખાવ, તેની માન્યતાના પરિણામ માત્રજ છે અને જો તે માન્યતાને સુધારનાર જ્ઞાન વખતસર પ્રત્યક્ષ થતુ નથી તો તે શરીર આખરે નાશ પામે છે.

આ વાત બેશક ખરી છે કે જો કે દુનીઆની સ્થિતિ અગાઉ કરતા ઘણીજ સુધરી છે તે છતા, તદૂરસ્તીના નિયમોનુ જ્ઞાન બહોળા પ્રમાણમા ફેલાવવામા આવ્યુ છે તે છતા, સારો ખોરાક ખાવાની અગત્યતા ઘણાઓના જાણવામા આવી છે તે છતા, મજૂરોના મજૂરી કરવાના વખતની હદ મુકરર કરી તેઓપરના બોજામા ઘટાડો કરવામા આવ્યો છે તે છતા, અને દરેક રિતના સુખ આપનારા પુસ્તકો મોટી સખ્યામા પ્રગટ થાય છે તે છતા, રોગોની સખ્યા વધતી જાય છે, અને જીવો અગાઉ કરતા ઓછા દુખ પામી મરણ પામે છે આનો સબબ એ છે કે નવી રોશની વધુ અને વધુ પ્રકાશથી ફેલાતી જાય છે, હજારો વરસના જડ ઘાલી બેઠેલા વિચારોનો દોર તુટતો જાય છે, અને તેઓ મ્હોતપર જય મેળવવાને શકિતવાન થાય તે અગાઉના વખતની શરૂઆત થઈ છે

Synonvmous) શબ્દો છે-બન્નેજ પ્રેમ છે-પણ જ્યારે 'પ્રેમ શાંત છે, ત્યારે 'ઇચ્છા' હાલચાલ કરતો પ્રેમ છે.

માણસના આગળ વધવા સાથે તેના ચૈતન્ય કે આત્મામાં કાંઇપણ વધારો કે ઘટાડો થતો નથી-તેતો સ્વતંત્રપણે જેવો ને તેવો રહે છેજ. તે ભૂતકાળમા હતો, હમણાં છે અને ભવિષ્યમાં રહેશે તેને પોતાને તો તેની હસ્તિનું, તેની અનંત શક્તિનું, અને તેની સાથેના પોતાના સંબંધનું, જાણપણુ મેળવવાનોજ હક છે એ શક્તિ એવી તો અદ્ભુત છે કે તેના ખરા ખ્યાલનો હજારમો અંશ પણ હમણાની વધેલી બુદ્ધિને પણ આવી શકે એમ નથી, તેમ તેનુ પૂર્ણ વર્ણન પણ કોઇ જીભ કે કલમ કરી શકે એમ નથી મનુષ્યની અંદર રહેલી આ અપૂર્વ શક્તિથીજ તે હાલીચાલી શકે છે આવા અનંત શક્તિવાન અમર અને સર્વ પદાર્થના મૂળરૂપ, આકર્ષણ તત્વને પાપી, રોગી અને મરણ પામતો કહેવો એ મોટામા મોટી મુર્ખાઇ છે, તે છતા એ સત્યની અજ્ઞાનતામાં આપણા મને તેને આ સર્વે નબળાઇવાળો ગણ્યો છે, અને તે ભૂલે તેને આપણને સર્વ શક્તિવાન દેખાડવાને બદલે, રોગી, દુ:ખી અને કમનસીબ બનાવ્યો છે

આ આકર્ષણ તત્વ અને પ્રેમ, કે જે માણસની અસંખ્ય ઇચ્છાઓમા નજરે પડે છે, તેજ ખરેખરો માણસ (આત્મીક) છે-જેને માણસો ઇશ્વરના નામથી ઓળખે છે આ અમરતત્વ દરેક માણસનું પોતાનુજ છે, અને કુદરતને કાઇપણ ભુલ વગર પોતાને રસ્તે ચલાવનાર, જે તત્વ, જે અમુક મૂળમાથી મળ્યુ છે, તેજ મૂળમાથી તેને આ તત્વ મળ્યુ છે, અને જેમ કુદરત અજીત, અને મ્હોટી છે, તેમજ માણસનું આ તત્વ પણ અજીત અને મ્હોટુ છે

આ મ્હોટું તત્વજ ખરેખરૂં માણસ-ખરેખરો મરદ-છે-પ્રેમ તત્વે લીધેલો આકાર છે. આજ તત્વના પરિણામે મહાવિરે, ગૌતમે,

ઉચ્છ્વાસ-શ્વાસક્રિયે, મહમદે, એકાન્ત વાસ કરી, પોતાનો-પોતાની મ્હોટી શક્તિનો-અભ્યાસ કર્યો-દિવસે દિવસે તેની અપૂર્વ શક્તિ વિષે માહીતગાર થયા અને એક ભાગ્યશાળી પળે જાણી શક્યા કે તેઓ પોતેજ ઇશ્વર હતા દરેક ઉપના મહાત્મા જે પોતાને માટે જોઇ શક્યા તે બીજા માટે જોઇ શક્યા નહતા એટલીજ તેઓની ભૂલ હતી, કેમકે દરેક આત્મા ઇશ્વર છે, અને થઇ શકે છે, એ સિદ્ધાંત ઉપલા મહાત્માઓ જોઇ શક્યા નહતા દરેક માણસ પોતાની શક્તિની ખીલવણીથી ઇશ્વર-સર્વ શક્તિવાન-થઇ શકે છે, જો કે તે માટે હમણાની દુનીઆમા ફેલાયેલા વાતાવરણમા મોટો ફેરફાર થવો જોઇએ

બહેસ્ત અને દોઝખ, સ્વર્ગ અને નર્ક, ન્યાય અને અન્યાય વગેરેનો તફાવત, જે નજરે આપણે આપણા તરફ અને બીજા તરફ જોઇએ છીએ તે ઉપર આધાર રાખે છે જો આપણે આપણા તરફ જેવી રીતે જોઇએ છીએ, તેવીજ રીતે બીજા તરફ જોઇએ તો ન્યાય અને અન્યાયનો અને બહેસ્ત અને દોઝખનો તફાવત પણ દૂર થાય જે આત્મા અથવા જે 'હુ' આપણે આપણામા જોઇએ છીએ, તેજ 'હુ' અથવા 'આત્મા' જો આપણે બીજામા જોઇએ તો, આપણા અને બીજા વચ્ચેનો તફાવત દૂર થાય: જુદી જુદી ન્યાતો, જાતો અને જાતીઓ (Race) નો તફાવત પણ દૂર થાય, સર્વ એક સરખાજ ગણવામા આવે અને સર્વત્ર આનંદ ફેલાવી શકાય તમને સુખ મેળવવા જેટલી ઇચ્છા છે, તેટલીજ ઇચ્છા મને છે એ જો માલુમ પડે તો દરેક જણ બીજાના દુખમા ભાગ લેવા યા મદદ કરવા તૈયાર થાય કેમકે તે જાણે છે કે તેનામા અને બીજામા કાંઇપણ તફાવત નથી હૃદય અંદર રહેલો 'હુ' તો આ ક્રિતેજ કરવા કહે છે, પણ તેનુ મન બીજે રસ્તે દોરવે છે

આ માટે તેણે તેની નીંદા કરવી જોઈએ? ના; છે કે માણસ પોતાના ઉપરથીજ જગતની કીંમત આંકે છે. જો પોતે ખાનાખરાબ હોય છે તો પ્રભુને પણ તેવોજ માને છે, જો પોતે સારો હોય છે તો પ્રભુને પણ સારો માને છે, અને જો પોતે જ્ઞાનવાન હોય છે તો પ્રભુને પણ તેવોજ મનાવે છે—મહાં તેઓ જેઓ મૂર્ખ પુરુષોની મૂર્તિ ધિક્કારે છે તેઓ કરતાં કાંઇ વધુ સારું કરતા નથી.

ઈશ્વર અને માણસ એકજ છે' એમ કહેવામાં એ મતલબ છે કે માણસ અને ઈશ્વર તેમજ કુદરત અને તેમાં રહેલી સર્વ ચીજોમાં જે ચૈતન્ય છે તે એકજ છે. જ્યારે તે અદ્રશ્ય હોય છે ત્યારે તે આત્મા-પ્રેમ-પ્રભુ-કહેવાય છે, અને જ્યારે તે દ્રશ્ય હોય છે, ત્યારે તે કુદરત અને તેનો સરદાર શરીરધારી માણસ કહેવાય છે. આત્મીક તત્વ હરપળ હયાતજ છે—હસ્તિમાનજ છે અને આપણે તે સત્યમાં હરપળે આગળ વધતા જતા એક મ્હોટું કાર્ય બજાવીએ છીએ. આત્મીક તત્વ હમેશાં ચાલુજ રહે છે અને તેની સર્વ શક્તિવાન સર્વ જ્ઞાની અને સર્વ વ્યાપક સ્થિતિની હદ નથી. એ સર્વ અદ્રશ્ય હોવાથી આપણે એ તત્વના આકારમાં આવેલા શરીર-માણસ-સાથેજ કામ લેવું પડે છે જે સમજવાની મ્હોટી અગત્ય છે. એ શરીર-માણસને એ માટે જરા પણ નીંદો નહિ અને તેની ઈચ્છાઓને ધિક્કારો નહિ.

જે વિચારો-સત્યતાઓ-અત્રે જાહેર કરવામાં આવ્યા છે તે મહા મુશ્કેલી પછી મળ્યાં છે અને તે માટે ઘણાઓને મ્હોટા જીંદગીની લડાઈઓ કરવી પડી છે. વર્ષો સુધી, ઉપદેશકો અને ગ્રંથ કર્તાઓ તરફથી ગરીબ, કંગાળ અને ખોટે રસ્તે ચઢેલા લોકો માટે જે ખોટા વિચારો ફેલાવવામાં આવ્યા હતા, તેની સામે થવાની આ રિતે જરૂર પડી છે અને આ પ્રયત્ન વિજયવંત થશે એવી પૂર્ણ ખાત્રી છે. મનુષ્યોના મિત્ર થનારને નાસ્તિક કહેવામાં આવે છે-જો કે મનુષ્ય તેમજ ઇશ્વર બને અમુક સ્થિતિમાં સરખાંજ છે.

પોતાની જીવીત અવસ્થાનુ જ્ઞાન મેળવનારને પોતાની તાકાતનુ જ્ઞાન થાય છે. મનુષ્યમાં જે કાંઇ પણ ગુણની વધારે જરૂર હોય તો આ ગુણની છે, કેમકે દરેક ઉદાર ગુણનો ઉદ્‌ભવ, તાકાત વધવાથીજ થાય છે જે માણસ પ્રથમ તાકાતવાળો હોતો નથી તે ડહાપણવાળો થઇ શકતો નથી

ઉદારતામા પણ તાકાતની જરૂર છે જે માણસે બુદ્ધિની તાકાત મેળવી નથી, તે માણસ ઉદારતાથી અને માનસિકપણાથી પોતાના પગપર ઉભો રહી શકતો નથી તેમજ પાછો બદલો મેળવવાની આશા વગર આપી શકતો નથી જ્યારે તાકાત વધેલી હોતી નથી ત્યારે પોતાના સ્વાર્થ માટે-કોઈ બદલાની આશાથી—કાંઇક આપવામાં આવે છે આ બદલાની આશા અનેક રીતે રાખી શકાય છે એક માણસ વેપારમા લાભ થવાની આશાથી, બીજો માણસ પોતાના વખાણની આશાથી, ત્રીજો માણસ પ્રેમ મેળવવાની આશાથી, ચોથો માણસ હૃદયને સંતોષવાની આશાથી અને એ રીતે અનેક રીતે એક ચીજ બદલા માટે આપવામાં આવે છે. તાકાતદાર માણસ શિવાયનો દરેક માણસ કાંઇને કાંઇ હેતુથીજ આપે છે. આપનાર માણસ તે વખતે એ બરાબર સમજી શકતો નહિ હોય તે છતાં, તેના કાર્યનુ પરિણામ, આ વાતની સત્યતા સાબીત કરે છે. નબળાઇ હમેશા નમાવે છે તેમજ ભીખ મંગાવે છે, જ્યારે તાકાત હમેશાં પવિત્ર પ્રેમથી ઉભરાઈ જાય છે તે પોતે પૂર્ણ હોવાથી, બદલાની

# પ્રકરણ ૧૬ મું.

## ઈચ્છા, મરજી અને મન.

Man may not become quite immortal, yet the duration of life between birth and natural death will increase without ceasing, will have no assignable term, and may properly be expressed by the word "indefinite," a constant approach to an unlimited extent without ever reaching it or an increase in the immensity of ages to an extent greater than any assignable quantity

જે મરજીનો સંબંધ વિશ્વની અંદર રહેલી અસંખ્ય ચીજો સાથે ...પ્ર છે તે મરજી શું છે તે તરફ એક પળ નમે નજર કરો! ...તકાળમાં બ્હીકના સબબે જે કાંઇ હદ બાંધી લેવામાં આવી હતી ...ા અમુક પદાર્થો માટે જે વાડો બાંધવામાં આવી હતી તે હવે નકામી ...ણાશે. હવે તો તેની મરજી જણાવે છે કે તેને જે જોઇએ છે તે ...વં તેનામાં છે. બુદ્ધિ ઇચ્છાનો હક પીછાને છે અને ઇચ્છાને બુદ્ધિ ...રવે છે:–બન્ને એક થઇ જાય. છે—બન્ને મરજી થઇ જાય છે

જ્યારે કોઈ પણ બાબત વિષે આપણી ઇચ્છા થાય છે, ત્યારે તેને આપણે ચાહીએ છીએ–અને તેથી ઇચ્છા એ માનસિક પ્રેમ છે. જેને આપણે ચહાતાં નથી તેવા થવા કે કરવા આપણી ઇચ્છા થતી નથી. બુદ્ધિની ખીલવણી બાહ્ય દુનીઆ સાથેના સંબંધથી થાય છે. બુદ્ધિની ચારે તરફના પદાર્થોથી–સંજોગોથી–તે અમુક આકારમાં ઘડાય છે, જોકે આ સંજોગો તેને ઘણી વખત કદિ નહિ છુટાય એવા લાગે છે. હમણાના જમાનાના સંજોગો માનસિક મરજીને સામાન્ય રિતે ઘેરી લે છે, અને સેંકડો જમાનાના ચાલુ વાતાવરણના સબબે આપણા આગળ વધવામા હરકત આવે છે

જે માણસ પોતાની મરજી–મન–થી બીહે છે તે પોતાના પ્રેમથી પણ બીહે છે–તે પોતાના સૌથી ઉત્તમ ભાગથી બીહે છે–કેમકે માનસિક બળ જેવી બીજી દોલત માણસ પાસે છેજ નહીં. તે સૌથી ઉત્તમ તેમજ વધુ શક્તિવાન દોલત છે કે જેના પ્રભાવે તે આગળ વધે છે, ને અનુભવથી તે ખરે રસ્તે જાય છે મરજી હર વખતે સુખની બાજુ તરફજ ફરે છે, કેમકે તે દુઃખને કદીપણ શોધતીજ નથી, કહેવાતા સઘળા પાપો ભૂલો છે, કે જે સુખ મેળવવાની કોશેશમાં ખોટા પ્રયત્નોના સબબે થાય છે અને જો તે પ્રયત્નો ખોટા છે એવુ જ્ઞાન હોય તો તે કદિપણ કરવામાં આવે નહિ. પાપ શુ છે તેનું જ્ઞાન થતાંજ, આગલા જમાનાના ચાલુ રહેલ વિચારો "આપણે પાપ કરવાને મન

કરીએ છીએ "—" આપણને પાપ કરવાનું ગમે છે" વગેરે દૂર થશે એક પાપ-સુખ મેળવવાના પ્રયત્નમાં થયેલી એક ભૂલ માત્ર છે, જે સુખથી મળતા આનંદને પાછળ હઠાવે છે જો દરેક માણસને ખબર હોય કે તેની ભૂલથી તેનું સુખ દૂર થશે તો તે પાપ કરવા મન કરશેજ નહિ, અને તે છતાં તે ભૂલ કરવા-પાપ કરવા-ઇચ્છા કરે તો તે મુર્ખાઈ છે જે રસ્તે જવાનું એક માણસને ગમતું હોય તે રસ્તે નહિ જતાં તે પોતાને નહિ ગમતા રસ્તે જવાને ખુશી થશે એમ કહેવામા મૂર્ખાઇ છે તેટલીજ મૂર્ખાઇ આમા છે મરજી-મન-એ માણસને દોરવનાર મ્હોટા નાગ છે, અને જે પ્રમાણમા એ નાગ નબળો યા મજબુત હોય છે તે પ્રમાણમા તેને ધરાવનાર માણસ નબળો યા મજબુત હોય છે-ટુંકમા મરજી માણસ છે

કેટલાકો કહે છે કે કુદરત મિથ્યા છે, પણ તે સર્વાંસે સત્ય નથી માણસની અગત જીંદગી એક ખરેખરી હસ્તિ ધરાવનાર બીના છે મન એ એક શકિત છે—જે આગળ વધતી જાય છે, અને જો વગર ખીલેલી બુદ્ધિ તેને અટકાવે નહિ તો સેંકડો જમાનાથી જે સગો માણસોમા પેદા છે તેને તે તરતજ દૂર કરે જો તેમ થાય તો આપણા શરીરમાંથી મનની શકિત બહાર નીકળી સર્વત્ર વ્યાપી રહે, અને આ વિશ્વમા સ્વર્ગ આવી વસે કેમકે સર્વત્ર મનનો ફેલાવો થવો એ પ્રેમનો ફેલાવો માત્ર છે

કેટલાકો આ કાયાને નકામી-બોજા સમાન-ગણે છે, પણ તે ભુલ છે, કેમકે જો શરીર ન હોય તો દુનીઆમા કાંઇપણ કરવાનું કે પેદા કરવાનું રહેજ નહિ, તેમજ મગજની શકિતઓને ખીલવવાની અગત્ય પણ રહે નહિ

આપણી આસપાસના પદાર્થો-સંજોગો-ને આપણી મરજી અનુસાર બનાવવા માટે હરપળે ઉદ્યમી રહેવું, અને પોતાની શકિત બેહદ છે તે ખ્યાલ કદીપણ નહિ ભુલતા તેમાં ખતી રહેવું, એજ માનસિક

સ્વર્ગે છે. મન હમેશાં જયના રસ્તા તરફ પ્રેરાય છે–જય એજ જીંદગી છે. જય વગરની જીંદગી–જીંદગી નથી, અને ચાલુ જય વગર જીવવા કરતાં મ્હોત બ્હેતર છે.

મનની નબળાઇ વિધવિધ પ્રકારના રોગ વખતે અને મ્હોત વખતે દેખાવ દેછે. કાઇપણ અટકાવ વગરની જીત, આ દુનીઆના સામાન્ય માણસોને અશોક્‍ક લાગે છે, કેમકે ચાલુ જીત, ચાલુ પ્રયત્નો વગર મળી શકતીજ નથી, અને તેથી ચાલુ જીતની ઇચ્છા રાખનારે ચાલુ મહેનત–વગર પ્રમાદે–કરવાની મોટી જરૂર છે જે માણસ વિચારમા પણ પ્રમાદ સેવે છે, તે કામમા–કર્મમા–પણ પ્રમાદ સેવે છે. અને આખરે નબળો બની મરણ પામે છે આપણે આપણા મનને એવુ ખીલવવુ કે જેથી તે હીમ્મતથી ગમે તેવા દુસ્મન અને અટકાવની સામે થાય અને પોતાનુ કામ વધાર્યુ જાય એ માટે નાની બાબતોમા પણ આપણે એજ રીતે વર્તવાની જરૂર છે

નાની જીતો, એકત્ર થતાજ મોટી જીત થાય છે અને માણસના લક્ષણની ખીલવણી માટે નાનામા નાની જીત પણ મોટી અગત્યની છે.

ધારો કે તમને કોઇ કામ કરવાનુ મન થતુ નથી, તમે ધારો છો કે તે કરવાની તમારામા તાકાત નથી તે વખતે તમે એવુ ધારો કે "મારૂ મન મારા તાબામા છે અને હુ મારૂ કામ કરવાની તાકાત ધરાવુ છુ" એ પછી, તમારામા હમેશ વધતુ–અમર ચૈતન્ય છે, તે યાદ રાખી તમારૂ કામ કરવુ શરૂ કરો, અને જુઓ કે તે કામ કરવાનુ જોર તમારામા આવે છે કે કેમ?

કોઇક વખતે જે કામની ફતેહ તમારા ઉપરજ–અને તમારા શિવાય બીજા કોઇ ઉપર નહિ–આધાર રાખે છે તે કામ હાથ ધરતા તમે અચકાઓ છો–તે વખતે તમારા બુદ્ધિશાળી મન ઉપર ટેકાને માટે નજર કરો! જે રિતે એક મુની–એક પુજારી–પોતાની ધારેલી મૂર્તિપર–એક

આશક પોતાની માશુકપર-વિશ્વાસ રાખે છે, તેવીજ રિતે તમારા મન પર તમે વિશ્વાસ રાખો તમે તેનાપર કાંઇપણ શક લાવો નહિ, અને તેજ તમને મુશ્કેલીમાંથી ઉચકી લઈ ફતેહ અપાવશે યાદ રાખજો કે જે શબ્દો અગત્યના છે તે આ છે-' બુદ્ધિશાળી મન ' ' બુદ્ધિશાળી મન અને અબુદ્ધિશાળી-(મૂર્ખ)-મન '-વચ્ચે ફરક છે, જોકે તેઓ બીનવાકીના જૂદા જૂદા તબક્કા માત્ર છે ' મૂર્ખ મન ' અને ' બુદ્ધિશાળી મન ' એ જ છે, સિવાય કે અક્કલની ખીલવણીથી બીજી શક્તિ ઉંચા તબક્કાપર પહોચેલી હોય છે મનની મજબુતાઇના સબબે, જીદગીના પાછલા તબક્કાપર જીત મેળવવાથી હાલનો મનુષ્ય થયો છે જો તે હવે બુદ્ધિશાળી મન ને કેળવે તો તે કેવળ સર્વોપરી થઈ અગાઉ કદિ નહિ ભોગવેલા ઐશ્વર્યનો ભોક્તા થાય મનની પૂર્ણતાનો નીરોધ કરવાથી-બુદ્ધિથી નીરોધરૂપ માનવાથી જરાવસ્થા મહોત અને રોગ આવે છે મનજ માણસનો ખરો રચનારનાર છે તે માણસ પોતેજ છે જે રિતે તેની શક્તિ વધારે ઓછી માનવામાં આવે છે તે રિતે તે મોટુ યા નાનુ, મજબુત યા નબળુ હોય છે

મરજી બુદ્ધિને હુકમ અમલમા મેલનાર (Executor) અને શરીર મરજીનો હુકમ અમલમા મેલનાર (Executor) પણ છે માણસ બુદ્ધિ અને પ્રેમ-બુદ્ધિ અને મરજી-નો બનેલો છે એ બન્ને એકજ કે એ બન્નેના લગ્નથી-એ બન્નેના જોડાણથી-પતિવ્રતા-પણાના જન્મ પામે છે એટલે કે તે આપણી સર્વ સત્તાની બીનાપર સર્વોપરી રહે છે

મન એજ માણસ છે.

મન એકલાનેજ સત્તા છે.

મન સિવાય બીજા કોઇને કાંઇ ખાસ સત્તા નથી.

જીદગીનો એકજ હેતુ હોવો જોઇએ અને તે હેતુ આપણા મન પૂર્ણ બનાવવાનો-આપણા હક મેળવવાનો-હોવો જોઇએ

૧ જે ઠેકાણે 'મરજી' કે 'મન' કે 'હૃદય' શબ્દો આ પુસ્તકમાં વાપરવામાં આવ્યા છે તે લગભગ એકજ અર્થ ધરાવે છે અને તે માટે 'પ્રેમ' શબ્દ પણ તે અર્થમાં કાંઇપણ ફેરફાર વગર મૂકી શકાય માણસની મરજી–માણસનું મન–એજ તેનો પ્રેમ છે. જેને તે ચાહે છે તેના તરફ તે મન કરે છે–તેની તે મરજી કરે છે–તેની તે ઇચ્છા કરે છે–અને જ્યારે ઇચ્છા સાથે બુદ્ધિ લગ્ન કરે છે–જોડાય છે–ત્યારે ઉત્પન્ન થયેલો પુત્ર–પરિણામ–મરજી–મન–દરેક ચીજપર સર્વોપરી થાય છે.

અચેત અવસ્થામાં જે વખતે જીવાત્મા નીચી હાલતમાંથી આગળ વધ્યો જતો હતો, અને જે વખતે માણસ પણ ભાન વગર આગળ વધ્યો જતો હતો ત્યારે ઇચ્છા સાથે અંધ શ્રદ્ધા અથવા અંધ આશા જોડાયેલી હતી એ અંધ શ્રદ્ધા કદિપણ કોઈ સવાલ કરતી નહિ; તે તેજ વખતનો વિચાર કરતી–ભવિષ્યનો વિચાર તેને હતો નહિ: તેને માત્ર વર્તમાન સમયનોજ ખ્યાલ હતો અને તેથી તે ઇચ્છા પૂર્ણ થતાં તેને આનંદ થતો તેપછી જ્યારે તેની બુદ્ધિ ખીલી ત્યારે તેને માલુમ પડ્યું કે વર્તમાન સિવાય, ભૂત હતું, અને ભવિષ્ય હજી આવશે આ બુદ્ધિ ખીલતાજ તેને માલુમ પડ્યું કે અંધ શ્રદ્ધા અને ઇચ્છા જૂદા જૂદાં છે, અને વખતના વહેવા સાથે તે આ સબંધમાં વધુ માહીતગાર થશે

"When you pray, believe that you receive and you shall have" "જ્યારે તમે પ્રાર્થના કરો ત્યારે તમે એવું ધારજો કે તમને મળે છે, અને તમને મળશેજ" એવું એક મહાત્મા કહી ગયા છે અને તે માણસની જ્ઞાની અને અજ્ઞાની અવસ્થા વચ્ચેનો અંતર સ્પષ્ટ કરે છે જેની તમે ઇચ્છા કરો તે માટે દ્રઢતાથી ખાત્રીવાન રહો કેમકે જે ચીજ હસ્તિમાં ન હોય તે વિષેનો વિચાર થાય એ અસંભવિત છે જ્યારે તે હસ્તિમાં છે ત્યારે તે તમને મળવીજ જોઇએ કેમકે તે માટે તમને ઇચ્છા થઇ છે એ માટે તમે

ખાત્રી રાખો કે તે તમને મળશેજ એથી વધી તમે માનો કે તે તમને મળી છેજ, અને તમે જોશો કે તે કઇરીતે તમારી તરફ આવે છે

જે પદાર્થ માટે તમને ઇચ્છા થાય છે તે સાથે તમારી ઇચ્છા જો ચેતી જ અને એમની હસ્તિ વગર બીજાની હસ્તિ કોઇ શકેજ નહિ–તે બન્નેની હસ્તિ અરસપરસ છે જ્યારે ઇચ્છા મનમા ફરવાઇ જાય છે અને ઘણી ચીજોની જાણતા થાય છે–જ્યારે તે જાણે છે કે આપણે આપણા પોતાના કર્તા છીએ, ત્યારે તેમજ જ્યારે આપણને માલુમ પડે છે કે જેની આપણને ઇચ્છા થાય છે તે હસ્તિમા છે ત્યારે આપણે એક ઘણોજ મજબૂત પાયો ધરાવીએ છીએ અને તે બાદ આપણે નીચ દર્શનના જગ્યા કે જેમા આપણે બીજી ઘણી ચીજોના તાબેદાર રહેવુ પડતુ હતુ તેમાથી બહાર નીકળી હજારો જમાનાના ખોટા વિચારોપર વિજય મેળવીએ છીએ–આપણે મનરૂપ પ્રેમરૂપ થઇએ છીએ–આપણે સ્વતંત્ર બનીએ છીએ

શરીરને ધીક્કારનાર અને સદાએ મિથ્યા કહેનારની ભૂલ આ રીતે છે જોકે આપણો આત્મા આપણી આત્મશક્તિ–અદૃશ્ય છે તે છતા આપણે જે જીંદગી ઇચ્છીએ છીએ તે અદૃશ્ય નહિ પણ દૃશ્ય જીંદગી છે અને તે જીંદગી આપણા શરીરનો નિષેધ કરવાથી મળી શકે નહિ એ કારણથી આપણે એ જીંદગી દુનીઆમા સુખ આપે તે રિતે ખીલવવા માટે શરીર મારફતે બહાર કાઢી આપણા દરરોજના ઉપયોગમા વાપરીએ છીએ–આપણા શરીર અંદર રહેલી અદૃશ્ય શક્તિને દૃશ્ય કરીએ છીએ આપણે એ દૃશ્ય શક્તિ શુ છે તે જાણવા ઇચ્છીએ છીએ તેની શક્તિ જોર અને પ્રકૃતિ જાણવા આપણે મન કરીએ છીએ–કેમકે એ જાણવાથી અદૃશ્ય શક્તિ આપણા બાહ્ય શરીરમાથી આકારમા દૃશ્ય થાય છે આ વિશ્વના જીવો તરીકે આપણ સૌની એ ફરજ છે કે આપણા શરીરમા ભુતકાળમા હસ્તિ ધરાવનાર અને હસ્તિમા

લેનાર, દરેક શક્તિને દૃશ્ય કરી દરેક માણસ પોતાની દરેક શક્તિ મહાન અદૃશ્ય અને સર્વવ્યાપક ચૈતન્યમાં ખેંચે છે ઇશ્વરવાદ એજ વિચારને બીજા શબ્દોમાં મૂકી સર્વવ્યાપક ઇશ્વરમાંથી માણસ એ શક્તિ ખેંચે છે, એમ જણાવે છે ખરી વાત એ છે કે જ્યારે માણસ અને સર્વ વસ્તુઓ માટે શક્તિ ખેંચવાને એમ્જ મૂળ છે ત્યારે દરેકની તે શક્તિ ખેંચવાની હદ અમાપ છે અને તે જૂદી જૂદી રિતે ખેંચી શકાય છે આ કુદરત માણસ અને સર્વવ્યાપ ચૈતન્ય વચ્ચેના સબંધની બાબત છે આખા વિશ્વમાં એવી કોઇપણ ચીજ કે દ્રવ્ય નથી કે જે દૃશ્ય યા અદૃશ્યપણે તેને તેમ કરતા અટકાવી શકે જાણવાની શક્તિ એ માણસની શક્તિ છે અને એ જાણવુ એજ હસ્તિ છે એ જાણ તાજ આખા વિશ્વની સામે ઉભો રહીને તે કહી શકશે કે ' જે જે હુ જોઉ છુ તેનો હુ સરદાર છુ અને મારા હકની સામે થનાર કોઇ નથી મારા ઉપરી કોઈ નથી હુ પોતેજ મારી બુદ્ધિશાળી મરજીથી જાણુ છુ કે સર્વવ્યાપ ચૈતન્ય સાથે હુ એકતાન છુ, અને જેવી માગણી થાય છે તે પ્રમાણમા મળતુ હોવાની માન્યતા હુ દૃઢપણે માનતો હોવાથી મને સર્વ મદદ મળે છે અને હુ સર્વોપરી છુ

જેઓને મરી કેમ જવુ તે શીખવાની ઇચ્છા હોય તેઓને તે શીખવા દો પણ અહિં તો જીવવુ કેમ તે શીખવવામા આવે છે મનુષ્યની શક્તિનો વિરોધ કરનારા ધર્મનો પ્રસાર કરવાનો જમાનો વહી ગયો છે– હવે તો પોતાની સર્વોપરી શક્તિના જ્ઞાન આપનાર મબ્હેબ (પાછો) આવ્યો છે આપણા પૂર્વજોએ પુસ્તકોની અંદર ભરેલા વિચારો આપણને [illegible]વાનુ આપતા નથી આપણે આગળ વધ્યા છીએ અને જે ઉત્તમ [illegible] તે મેળવવા આપણને ઇચ્છા થાય છે આપણને આપણો હક [illegible] જોઈએ અને તે માટે ભીખ માગવાની જરૂર નથી અને [illegible]જો ભીખ માગતા પણ નથી આપણામા સર્વ શક્તિવાન જીવતુ હસ્તિ ધરાવે છે એ જ્ઞાન શિવાય આપણને બીજુ શુ જોઇએ ?

જે કોઇ આ ઉચ્ચ ખ્યાલ કરી શકે છે તે જરૂર શકે કહેશે કે "હું મારી સ્વતંત્ર-બીજાના આધાર વગરની-જીંદગીમાંજ પ્રીતિ માનુ છુ. એ સ્વતંત્રતાથી જે કાંઇ જાણવાનુ છે તે હુ જાણુ છુ, અને તેથી હું વગર અટકે આગળ વધીશ" તમે સ્વતંત્ર થવા પ્રયત્નવાન થાઓ કેમકે તમે બુદ્ધિશાળી મન ધરાવો છો ! એ પણ યાદ રાખો કે મનના કે આપણા જે દુશ્મનો આપણે માનીએ છીએ તે ખોટા છે તમે પોતેજ તમારૂ મન-પ્રેમ-છો અને પ્રેમ સમક્ષ ગમે તેવો અટકાવ નાશ પામે છે-ગમે તેવા પહાડો સપાટ થઇ જાય છે. જે વખતે તમારી ઇચ્છા નબળી થાય તે વખતે તમારી મરજી-તમારા મન-ની સલાહ લો ! તમે તેને કહો કે 'હે અપૂર્વ શક્તિ ધરાવનાર મન ! તુ કયા છે ? મારા આ જરૂરના વખતે તુ દ્રશ્ય થઇ મને મદદ કર !' આવી વિનતી કરો અને તમારી વિનતી કદીપણ વ્યર્થ જશે નહિ જે કાંઇ છે તે આપણામાજ છે-આપણી બહાર નથી એ કદિપણ ભૂલશો નહિ એ સબંધમા એક જાણવા જોગ દ્રષ્ટાંત છે જે આ પ્રમાણે છે —

સર્વ સાગરોમા શીરોમણી (સ્વયંભુ-મણ) સમુદ્રને એક વખત એવી ભ્રાંતી થઈ કે તેને તરસ લાગી છે તેણે તેથી પાણી શોધવા માંડ્યુ પણ કોઇપણ ઠેકાણે તેને તે ન મલવાથી તે નિરાશ થયો નિરાશામાને નિરાશામા પણ તે છતા તે પાણીની યાદ ભુલી શક્યો નહિ-અને એ રિતે આઠ મહિના પસાર થઇ ગયા ! એ વખતે તેણે આકાશમા થોડાક વાદળા જોયા આસપાસ પાણી ન મળવાથી તે-ઓ વાદળા જોઇ રાજી થયો અને જ્યારે વાદળામાથી પાણી પડ્યુ ત્યારે ઉઘાડે મુખે તેનુ પાન કરવા લાગ્યો પણ વાદળામા એટલુ પાણી હતુ કે જેથી તેની તરસ છીપે અને તેથી જ્યારે વાદળાઓ પાણી આપતા અટકી ગયા ત્યારે તે વધુ તૃષાતૂર થયો, કેમકે અતી તૃષાતુર અલ્પ જળથી તૃપ્તિ થતી નથી

એમ કરતા ચાર મહીના વિતી ગયા વાદળા વીખરાઇ ગયા અને સ્વયંભુ રમણ સમુદ્ર પાણી વગર દુખી થયો. હવે એમ બન્યું કે કેટલાક વાદળા પર્વતપર જઈ વરસ્યા ને પર્વતપર પડતુ પાણી ઝરણ-રૂપે નીકળી નદીના રૂપમા ફેરવાયુ નદી ધસતી ધસતી સમુદ્રને ભેટવા ચાલી, અને સ્વયંભુ રમણ સમુદ્રે તેને પોતાના સાથે એક કરી દીધી જેમ કરતા તેને માલુમ પડ્યુ કે તે પોતેજ પાણીનો અખૂટ ભંડાર ધરાવતો હતો

ખરું તો એ હતુ કે સુર્યની ગરમી વડે સમુદ્રમાથી પાણી વરાળ રૂપે ચડ્યુ, તેના વાદળા થઇ કઈ આકાર રૂપે થયુ, પણ વાદળાને આકાર ક્યા સુધી રહે ? પવન વાતા તે વાદળા વીખરાઇ પર્વતપર જઇ વરસ્યા અને પર્વતમાથી ઝરણ નીકળી નદી થઇ સમુદ્રમાથે એકાકાર થઇ ગયા આમ વગર વાદળા, વરસાદ, ઝરણ, અને નદી અનુક્રમે પોતાનાથી બનેલા હતા, પરંતુ તે સમુદ્રને માલુમ નહિ હોવાથી તે તૃષાતૂર થયો અને નદીનો સમાગમ થતાજ તેણે પોતાનો અખટ ભંડાર માલુમ પડતાજ જ્ઞાન થયુ ! એજ રિતે મનુષ્યના મન માટે છે, અને મન એજ સ્વયંભુ રમણ સમુદ્ર છે

---

વેપારને વગની સંખ્યાબંધ યોજનાઓ ઉભી કરશો તો અને તે સંબંધમાં ખામીવાળા રહી જરા પણ ડગડગો ગભરાશો નહિ તો ફતેહ તમારીજ છે. તેથી ઉલટું, જો કે તમારી યોજનાઓ ઘણીજ ઉત્તમ, લાભકારક તેમજ ઉપયોગી હશે તો પણ જો તમારૂં મન ડગમગતું હશે તો તમારી મોટી મેહનત પણ ફોગટ જશે

“ રેતીમાંથી ઇમારત બાંધવા કે મહેલ ચણાવવા કોઇને ઘણીક વખત વિચાર થતો હશે પણ તે અભાવ ને માટે તેને બારિક વિચાર પહેલો કરવો જોઇએ તેમ થાય તો તેને સમજ પડે કે રેતીમાથી કોઈ સખ્ત પદાર્થ બનાવી તેમાંથી ઇમારત ચણવામા આવે તો તે ઘણી મજબૂત અને ધારો કે રેતીની ઇંટો બનાવી તેની ભીંતો ચણવામા આવે તો તે શું શક્ય નથી? તેજ રીતે બીજા વિચારો માટે પણ સમજવું

છે એ શક્તિઓ તેમજ ખુલાશાનો કદિપણ છેડો આવતો નથી કેમ જ્યા સુધી આપણી માગણીઓ ચાલુ હોય છે અને આપણી જરૂરીઆતે જ્યાસુધી વધતી જાય છે, ત્યાસુધી એ શક્તિઓ જૂદા જૂદા રૂપે બહાર પ્રકાશ કરે છે એ માગણીઓ થવાનો સમય આપણી-આત્માની ઉચ્ચ ની ઈચ્છાઓ છે અને એ ઈચ્છાઓ સામાન્ય દુનીઆ પાસેથ પોતાની તૃપ્તિ માટે માગણી કરે છે એપરથી સમજાશે કે મનુષ્ય પોતાને પોતાની ઇચ્છાનુસાર બનાવે છે

દરેક મનુષ્યે પોતાને ચાહતા શીખવાની તેમજ પોતાની કિમ્મત આંકતા શીખવાની જરૂર છે તેનામા જો કોઇ ખાસ ગુણ હોય તો તે માટે તેને શરમાવા કરતા તે માટે મગરૂર થવાની વધુ જરૂર છે પોતાની શક્તિઓ માટે બીજાઓ તરફથી કેટલીક વખતે નીંદા થવાના ભયથી કેટલાકો પોતાની શક્તિઓ દબાવી દે છે અને એ રિતે એક કુદરતી બીજનો નાશ કરે છે એવા મનુષ્યોએ જાણવુ જોઈએ કે એમ થવાથી તેઓને પોતાને તેમજ આસપાસની દુનીઆને મોટુ નુકશાન થાય છે સૌથી ઉત્તમ માર્ગ એજ છે કે એવી શક્તિ ધરાવનારાઓએ પોતાની શક્તિ ખીલવવા મહેનત લેવી જોઇએ, અને તે માટે માનપણ રાખવુ જોઇએ જ્યા સુધી પોતાની શક્તિમા કોઇ ન્યુનતા દેખાય નહિ ત્યા સુધી તેઓએ પોતાનાજ વિચારને વળગી રહેવુ જોઇએ બીજાઓ જ્યારે તેમની શક્તિમા ખામીઓ શોધી કાઢે ત્યારે તેઓએ તે ખામીઓનુ શાંતિથી તોલ કરી, જો તે ખામીઓજ હોય તો તે સુધારવી જોઇએ અને જેમ જેમ તે વધુને વધુ પરિમાણમા દેખાય તેમ તેમ તે વધુને વધુ સુધારવી જોઇએ આજ રિતે માણસો પોતાનુ નસીબ નક્કી કરી શકે છે

આપણા આગળ વધવામા અને આપણે જેવા ઉત્તમ થવા ઇચ્છીએ છીએ તેવા થવામા જે મોટી મુશ્કેલી આપણને નડે છે તે એ છે કે આપણે આપણા પોતાના વિચારોને માન આપવાને બદલે બીજાના વિચારોને

વું માન આપીએ છીએ. આપણે આપણા હૃદય–મન–અંતઃકરણને મન આપવાને બદલે બાહ્ય પદાર્થોને અથવા બીજાઓના કહેવાને વધુ માન આપીએ છીએ. આપણે આપણા પોતાથી ડરવાને બદલે બાહરની દુનીઆથી વધુ ડરીએ છીએ. દુનીઆ એ મોઢાંની છછુંદર જેવી છે, જેને ખોસ્યાનો બંધ નથી અને જેને હિમ્મત આંકવાનું અધુરૂં જ્ઞાન છે. દુનીઆં એક બીની ઢાબલી જેવી છે, જે જાતે ગરમ છતાં પણ બીની હોવાથી નુકશાન કરે છે. જેઓએ આગળ વધવું હોય તેઓએ એ કારણથી પોતાના હૃદયના કહેણને વધુ માન આપી, વિચાર બળ ખીલવી આગળ વધવું જોઇએ.

અહીં હું એક ખરી બીના રજુ કરીશ મનુષ્યોને દવા વગર હૃદય અને વિચાર બળથી સારા કરવાની શક્તિ એક માણસમાં છે એ શક્તિ દરેક માણસમાં છે, પણ તે વિષે ઘણા અજાણ હોવાથી તેઓ એવી શક્તિની હસ્તિ માનતા અચકાય છે. હૃદયના સંયોગી બળ વિષે જે કાંઇ આગળ લખાયું છે, તે બળના આધારે મનુષ્યના ઘણા ખરા રોગો વગર દવાએ સારા થઇ શકે છે! વ્હેમીઓ આવી શક્તિને મંત્ર તંત્રનું નામ આપે છે, જો કે મંત્ર તંત્ર સર્વ, હૃદયમાંજ છે, એમ ઘણાજ થોડા જાણે છે. તેની એવી શક્તિની પેલા માણસને પણ ખબર ન હતી પણ એક વખત એક પાશ્ચાત્ય જાદુના પ્રોફેસરને એ શક્તિનો ઉપયોગ કરતાં જોઇ, તેને તેની શક્તિ વિષે ખ્યાલ આવ્યો. એ પ્હેલાં ઘણીક વખત તેણે હિપ્નોટીઝમ અને મેસમેરીઝમની ક્રિયાથી દર્દી સારાં કર્યાં હતાં, પણ ફકત આંખ અને હાથના ઉપયોગથી અને સાથે હૃદયના બળને જોડવાથી દર્દી સારાં થઈ શકે છે, એ તેણે તેજ વખતે અનુભવ્યું, અને ત્યારેજ પોતાની શક્તિઓનો તેને ખ્યાલ આવ્યો. તે બાદ તેણે પોતાની શક્તિઓ ખીલવવા માંડી અને રોગ સારા કરવાનું કામ તે સારી રિતે કરી શકયો પણ જ્યારે તેના મિત્રો અથવા સગાવાહલાં એ ઉપચાર જોતા ત્યારે તેઓ કહેતાં કે દવા વિના બીજી કોઇ પણ રીતે દર્દી સારા થઇ શકેજ નહિ. તેઓ કહેતા કે આ તો ઠગાઈ છે, અને જ્યારે કેટલીક વખત તેને

તેના ઉપચારમા નિષ્ફળતા મળતી ત્યારે તેઓને વધુ ખોળવાનુ ફાવતુ તેના નિષ્ફળ થવાનો સબબ તેની શક્તિની ન્યુનતામા ન હતો. ઓછો અનુભવ અને અધુરૂ જ્ઞાન એ નિષ્ફળતાના મુખ્ય સબબો હતા. કે ચીજ સારી રિતે શીખવા માટે અભ્યાસ કરવો જોઇએ. દાક્તરો અને તબીબો, મોટી ડીગ્રીઓ મેળવ્યા છતા, કાંઈ બધા દર્દીઓને સારા કરી નથી શકતા અને નવીન વિદ્યા સબધમા પણ બીન અનુભવીને હાથે તેમ બને તેમા કાંઈ ખાસ નિષ્ફળતા નથી છતા તેણે હિમ્મત રાખી અને એ રિતે પોતાને હાથેજ પોતાની શક્તિઓ ખીલવવા તેણે મનપર લીધુ અને થોડા વખત બાદ તેને માલુમ પડ્યુ કે તેના નિ[illegible] રોગી નિદા કરતા હતા

કોઇ પણ મનુષ્ય જ્યારે કોઇ નવુ કામ હાથ ધરે છે, ત્યારે બીજાઓ શુ કહેશે? સારૂ કે નરસુ કહેશે? આબરૂને ધોકો તો નહિ પુગે? વગેરે વિચારો કરે છે આ રિતિ સારી નથી, અને તેથીજ માણસોને આગળ વધવામા અટકાવ પડે છે યોગ્ય માર્ગ તો એ છે કે આપણા સારા વિચારોને અમલમા મુક્તી વખતે દુનીઆ આપણને માટે શુ કહેશે તેનો વિચાર મનમા ન લાવતા આપણે તે તરફ આખ અને કાન બધ કરવા અને આપણુ કામ કર્યાજ જવુ બીજાઓના વિચારો આપણી શક્તિઓને દાબી નાંખે તે કરતા આપણે આપણા વિચાર પ્રમાણે આગળ વધવાનો માર્ગ નક્કી કરવો એ વધુ સારૂ છે

વિજય મેળવવા ઇચ્છા રાખનાર મનુષ્યો માટે કેટલાક માર્ગદર્શક નિયમો નીચે મુજબ -

એ સંબંધમાં યાદ રાખવા યોગ્ય બાબત એ છે કે આપણું મન મજબૂત નથી તેથીજ આપણે ઘણી બાબતમાં નુકશાન ખમીએ છીએ. આપણું મન ચંચળ હોવાથી તે અમુક વિચારમાં દૃઢ ન રહેતાં, આજે એક તો કાલે બીજો અને ઘડી પછી ત્રીજો વિચાર કરે છે. આમ થવાથી મન નિર્બળ-બાપડું બની જાય છે, અને જે ઇચ્છા પાર પાડવાની હોય તે ઇચ્છા પાર પડતીજ નથી અને ઉલટી નાસીપાસી મળે છે. એ કારણથી તેમ નહિ બને તે માટે તમે તમારો ઉદ્દેશ નક્કી કરી તેમાં દૃઢ રહો. જો તંદુરસ્ત થવું હોય તો તંદુરસ્તીની ભાવના દૃઢપણે ભાવો; જો શ્રીમંત થવું હોય તો દોલતની ભાવનામાં દૃઢ રહો; જો કોઇ અમુક ચીજ મેળવવા આકાંક્ષા હોય તો "તે મળશેજ" એવો દૃઢ નિશ્ચય મનમાં કરો, અને જ્યાં સુધી તેમાં ફતેહ નહિ મળે ત્યાં સુધી બીજા ઉદ્દેશોને ગૌણ રાખો. આમ ઉદ્દેશ નક્કી કરવાથી, તે પાર પાડવાના માર્ગો ધીમે ધીમે ખુલ્લા થશેજ, અને તમારૂં ધાર્યું થશે.

તમે પુછશો કે મૂળ વિચાર સાથે ઉત્સાહની અગત્યતા એટલી બધી શું છે? શારીરિક ઉન્નતિમાં તેમજ માનસિક ઉન્નતિમાં અને આધ્યાત્મિક ઉન્નતિમાં ઉત્સાહ અને મનની મજબુતી મુખ્ય જગ્યા રાકે છે તમે એ તો જાણતાજ હશો કે ઉત્સાહથીજ દરેક માણસ કોઇપણ કાર્ય શારીરિક બળ ટકાવી સારી રીતે કરી શકે છે, અને તે નહિ હોય તો તેનું શરીર નરમ પડી જાય છે કસરત કરતા પણ જો તેનો ઉત્સાહ જરા મંદ થાય છે તો તે ઢીલો થઇ જાય છે અને તેના લોહીની ગતિ મંદ પડી જાય છે તેમ થતા અન્ન ઓછું પાચન થાય છે અને તેનું શરીર દુબળ પડતું જાય છે અને પરિણામે તેવા મગજમા જોઇતા લોહીની જરૂર હોય છે તેટલું ત્યાં નહિ પહોંચવાથી મગજ શક્તિ પણ કમી થાય છે અને ઉચ્ચ વિચારો સ્ફુરાયમાન નથી થઇ શકતા જેમ મગજ નિબળ બને છે તેમ શરીરના બીજા અવયવો પણ લોહી બરોબર નહિ મળવાના કારણે કમજોર થાય છે

ઉપર જણાવેલી રીતિ કરતા ઉલટી રીતે જો ઉત્સાહથી કામ કરવામાં આવે તો શરીરના દરેક અવયવમા પુરા જુસ્સાથી લોહી વહે છે અને અન્ન બરાબર પાચન થવાથી તેનુ જલદી લોહી બને છે એ લોહી મગજ તેમજ શરીરના દરેક અવયવને પુષ્ટી આપી સારી રીતે ઉન્નતિ કરે છે અને શરીરના બળની વૃદ્ધિ થાય છે એ વાત અનુભવ સિદ્ધ છે કે જો કોઇ માનસી કોઇપણ કાય ઘણાજ ઉત્સાહથી કરતો હોય છે તો તે વખત દરમ્યાન તેનુ શરીર પણ બળવાન હોય છે પણ જો તે કાર્ય અગત્યની તેનો ઉત્સાહ તોડી નાખવામા આવે તો તેનુ શરીર તદ્દન નિબળ નરમ થઇ જાય છે, અને થોડા વખતમા તેનુ શરીરબળ ઘટવાથી તે માંદો પડે છે આટલા ખુલાશા પછી શારીરિક બળની ઉન્નતિ માટે ઉત્સાહની કેટલી મોટી જરૂર છે તે સમજાશે

## માનસિક ઉન્નતિ.

શારીરિક ઉન્નતિમાં ઉત્સાહની અગત્ય સમજાયા પછી માનસિક ઉન્નતિમાં ઉત્સાહની અગત્ય સમજવા પછી મુશ્કેલી નડશે નહિ. મનનું પોષણ જેમ સારા વિચારોથી થાય છે, તેમજ અસરથી પણ થાય છે અને જેમ શારીરિક ઉન્નતિમાં ઉત્સાહ વધારનાર હોવાથી, મન માટે પણ ઉત્સાહની જરૂર તરતજ સમજાશે. એ તો દરરોજનો અનુભવ માન છે કે ઉત્સાહપૂર્વક કરવામાં આવતા વિચારમાં જો કોઇ આવી તે વિચારોમાં ઉત્સાહનો ભંગ થાય એવા વિચારો દર્શાવે છે તો વિચારો મંદ થઇ જાય છે એ વખતે એક પળ પહેલા મનની જે અવસ્થા હતી તેથી તદ્દન ઉલટીજ અવસ્થા બીજી પળે થઇ જાય છે એક પળ મોજ મનની સ્થીતિ આમ બદલાવાનું શું કારણ? કાર્ય સિદ્ધ થવાનો વિચાર પૂર્ણ થાય કે તેટલામાંજ કાર્યમાં નીષ્ફળ થવા જેવી લાગણી થાય તેવી લાગણી કરનાર એક બે શબ્દો કે વાક્યોની અસર પરથી અથવા વિઘ્નના વિચારથી થાય છે, એ કેમ બન્યું? હજુ આ શાને નિરાશામાં ફેરવાવાનો સમય ઉત્પન્ન થયો નથી તે છતાં આમ થવાનું શું કારણ? એવું હજી કાંઇ પણ બન્યું નથી કે જેથી નિરાશ થવાનું કારણ હોય તે છતાં મનની આ અવસ્થા કેમ થઇ? થયેલા વિચારમાંનો એક પણ પાર પડશે નહિ એવું કાંઇ નક્કી નથી તે છતાં મન નિર્મળ થયું તેનું શું સબબ? સબબ એજ કે, વિચાર ફતેહ પામવાના ઉત્સાહી વિચારમાં કોઇએ કેટલાક ઉલટા વિચારો કહી તમને નિરૂત્સાહી બનાવ્યા છે। ખરેખરો વિચાર કરતા, વધુ એમ પણ જણાશે કે કામ પાર પડવામાં કોઇપણ વિઘ્ન આવ્યુંજ નથી, પણ એક નિરૂત્સાહી શબ્દથી અથવા વાક્યથી મન એવું નિર્મળ થઇ ગયું છે કે, મનમાં એવો નિશ્ચય થઇ જાય છે કે, હવે એ કામ પાર પડશેજ નહિ પણ એ નિરૂત્સાહના શબ્દને બદલે, ઉત્સાહમાં વધારો કરનાર શબ્દો કહેવામાં આવ્યા હોત તો તેથી ઉલટી અસર થાત એ પણ નક્કી અનુભવ સિદ્ધ બિના છે એક ઉત્સાહી શબ્દથી મનોબળનો વધારો

તેઓને નાશનાં અટકાવી લડાઈમાં ગમવિજના દાખવવા અને મેદાનથી પગ નહિ કરવા પ્રેરે છે. એ ઉત્સાહ આપનાર વાજિંત્રોથી આખું લશ્કર બળવાન થાય છે, અને હારવાની અણી ઉપર હોય તો પણ વાજિંત્રોના ઉત્સાહજનક સૂરોથી આવેશમાં આવી જઈ દુશ્મનના દળનો સંહાર કરવા તત્પર થાય છે. એજ કારણે દુશ્મનો વાજા વગાડનાર ટોળીનો નાશ કરવા સૌથી પ્રથમ પ્રયત્ન કરે છે, અને વાજાં વાળા પલટનું સૈન્ય, વાજા વગાડનારને (બેન્ડને) બચાવવા સૌથી વધુ પ્રયાસ લે છે. ઉત્સાહનું અપૂર્વ બળ શું કરી શકે છે, તે માટે આ દાખલોજ પૂરતો છે

જો શિક્ષક પોતાના શિષ્યને ઉત્સાહ આપે છે તો એ થકી નીશાળીઓ પણ પાઠ શીખવામાં આનંદી બને છે તેજ નીશાળીઓ પોતાના કાર્યમાં ઉત્સાહ રાખવાથી તથા દરેક પાઠ ઉત્સાહ પૂર્વક શીખ્યાથી, પોતાના પાઠ સારી રીતે શીખી શકે છે અને પરિક્ષામાં વિજય પ્રાપ્ત કરી શકે છે તેથી ઉલટી રીતે જો તેનો ઉત્સાહ ઘટી જાય છે તો તે નિર્બળ બની જાય છે અને તેનું કામ જલદી ન થવાથી તેનું ફળ પણ નાશ પામે છે એથી ઉલટી રીતે જો તે ઉત્સાહવાન હોય છે તો તેના અંતરમાં નવું બળ પ્રકટે છે અને તેનું મન આનંદમાં રહી, યથેચ્છ ફળ પ્રકટાવવામાં તે પ્રયત્નવાન બને છે

વૈદ્ય કે ડાક્ટર જો પોતાના રોગીને ઉત્સાહ આપે છે તો તેનું હજારો રૂપીઆનું ઔષધ જે ગુણ ન આપી શકે તેથી વધારે સારો ગુણ તેનો શબ્દજ આપી શકે છે જો તે વૈદ્ય કે ડાક્ટર જો ફક્ત પાણી કે ધુળની ચપટી આપી ઉત્સાહના વચનો સંભળાવે છે તો તે પાણી કે ધુળનો ગુણ પણ અમૃત જેવો થાય છે, પણ જો તે ઉત્સાહને બદલે નીરુત્સાહ બતાવે છે તો તેની અમૂલ્ય જડી બુટીઓ કે પેટન્ટ દવાઓ કંઈ અસર કરી શકતી નથી

કાર્ય છે વૈદ્ય એ કારણથી પણ રોગીને ઉત્સાહ આપવાની જરૂર છે, સેનાપતિએ એ કારણથી લશ્કરને ઉત્સાહમા રાખવાની જરૂર છે, એજ સમજે શિક્ષકે, વિદ્યાર્થીને ઉત્સાહી રાખવાની જરૂર ઓછી નથી. નવા શીખતા ચિત્રકારને, તેની ભૂલોના સમયે ઠપકો આપી નિરુત્સાહી કરશો નહિ પણ સમજાવીને આગળ જતા વધારજો નાના બાળકોને પણ ઉત્સાહની અગત્ય ઓછી નથી અને તે માટેની ફરજ જેમ તેઓના માતપિતા ઉપર રહે છે તેમ તેઓના શિક્ષકો ઉપર પણ રહે છે એક આળસુ બાળકને પણ જો તમે ઉત્સાહ ભર્યા શબ્દો કહશો તો તે પોતાનુ કાર્ય કરવા ઇચ્છા કરશે અને અભ્યાસ કરવાના કાર્યમાં જોડાશે. ઘણાક બીનઅનુભવી માબાપો અને શિક્ષકો બાળકોના ઓછા અભ્યાસ માટે તમને મોટી શિક્ષા કરે છે, મારે છે, ઉભા રાખે છે, અગુઠા પકડાવે છે, ઉઠ બેસ કરાવે છે, દડ કરે છે, એક શબ્દ ઘણી વખત લખાવે છે પણ તેનુ પરિણામ બહુ સારૂ નથી આવતુ તેનુ કારણ આજ છે આટલી આટલી શિક્ષા છતા બાળક વિદ્યાર્થી તેવાજ ઓથડ, અભણ અને ઠોઠ રહે છે, અને તે સુધરવાને બદલે વધુ બગડતો જાય છે તેનુ નામ કાળા હાથપર રહે છે તેનુ શરીર બગડતુ જાય છે અને ઘણી વખત તે એમ કહેતો સંભળાય છે કે, 'મેહેરબાન સાહેબ ! હુ ઘણી મહેનત કરૂ છુ પણ મારી મહેનત અફળ જાય છે મારૂ મગજ ચાલતુ નથી મને યાદ રહેતુ નથી.' જો આટલાથીજ શિક્ષકો કોઇપણ રીતે શિક્ષાને બદલે ઉત્સાહ આપવાનો માર્ગ લીએ તો, અને વિદ્યાર્થીને તેના દોષોની યાદ નહિ આપતાં તેના આત્માની–તેની પોતાની–અનત શક્તિઓની યાદ આપે તો, તે વિદ્યાર્થી પોતાના પાઠ કરવામા ઉત્સાહ લેશે અને થોડો વખત બાદ તે પાઠ વધુ સારી રિતે શીખીને આપણનેજ આશ્ચર્ય ચકિત કરશે દરેક માણસમા ઇશ્વરી અશ છે. અને ઉત્સાહ પણ ઇશ્વરી છે, તેથી કોઇને ઉત્સાહ ઉત્પન્ન ન થાય એ બનવાજોગ નથી, અને તેથી બાળકને પણ ઉત્સાહ આપવામા લાભજ થશે

એક સામાન્ય દર્દ માટે પણ જો કોઈ વૈદ્ય, દર્દીને નિરુત્સાહી બનાવી એમ કહે છે કે "તે રોગ બહુજ ખરાબ છે, અસાધ્ય છે, તે રોગ સારો થઈ શકે એવો નથી, પણ ટેકા માટેજ આ દવા આપું છું ને તેનાથી પણ ફાયદો થઇ શકશે નહિ, એકલા મારાથીજ નહિ પણ મોટા મોટા ડાક્ટરો પણ આ રોગ માટે કાંઇ કરી શકે એમ નથી તો તેની દવાની અસર પણ નકામી જશે તેની ઉત્તમ દવાની અસર થશે નહિ અને ખાત્રીથી દીસશે કે રોગ નિયમ બાદ તેનું પ્રત્યક્ષ પરિણામ જોઇ શકશો તે વખતે તેનું દર્દ વધ્યું તો નહિજ હોય, પણ મનના જોગ છે કે વધ્યું તો હશે એથી ઉલટું જો કોઇ પણ રોગીને ઉત્સાહના એવા શબ્દો કહેવામા આવે કે, "તારો રોગ જલદી સારો થશે એ રોગ સારો થવામા કંઈ મુશ્કેલી નથી—એ રોગ અસાધ્ય નથી તો તેને થોડા મુદતની દવા આપવામા આવી હશે તોપણ મોટા ભાગે તેના ઉપર સારીજ અસર થશે, અને તેનો રોગ થોડા વખતમા ઓછો થશે તેના શરીરમા નવું જોર આવશે અને તે જીવવાને માટે ઉદ્દીપ્ત થશે

ઉપરના બધા ખુલાસાથી તમે જોઇ શકશો કે નીરુત્સાહના શબ્દોથી નબળાઇની અને ઉત્સાહના શબ્દોથી બળની વૃદ્ધિ થાય છે એ કારણથી તમીઓએ રોગીને ઉત્સાહના શબ્દો હમેશા કહેવાની જરૂર મોટી છે એ શબ્દોથી રોગીને મોટો લાભ થયા વગર નહિ રહે અને બનવાજોગ છે કે તે જલદી નિરોગી પણ થાય

## આધ્યાત્મિક ઉન્નતિ.

શારીરિક અને માનસિક ઉન્નતિ ઉત્સાહના પ્રબળ પ્રભાવે થાય છે, એ જણાયા પછી આધ્યાત્મિક ઉન્નતિ ઉપર થોડુંક કહેવાની જરૂર છે શારીરિક અને માનસિક ઉન્નતિમા જેટલી અગત્ય ઉત્સાહ ધરાવે છે તેથી વિશેષ અગત્ય આધ્યાત્મિક ઉન્નતિમાં ઉત્સાહની છે એનું કારણ બહું થોડા મનુષ્યો જાણે છે

આધ્યાત્મિક ઉન્નતિ એ આત્માની ઉન્નતિ સાથે સંબંધ ધરાવે, અને શરીર અને મન કરતા પણ આત્મા પ્રથમ અગત્યનો હોવાથી ઉન્નતિ પ્રથમ પંક્તિની અગત્ય ધરાવે છે તેમ હોવાથી તેની ળ લેવો જોઇતો શ્રમ પણ સર્વથી વધુ હોવો જોઇએ અને તેથી પાછળ વખતનો ભોગ પણ મોટો આપવો પડે એ સ્વભાવીક છે. ાધ્યાત્મિક ઉન્નતિ સૌથી શ્રેષ્ટ હોવાથી તેને પ્રાપ્ત કરતા ઘણીજ મહે ત પડે છે, અને કેટલાક પ્રસંગો એવા આવી પડે છે કે જે વખતે રાશા પણ ઉત્પન્ન થાય છે એ નિરાશા નહિ થાય, તે માટેજ ત્સાહની જરૂર મોટી છે અમુક સ્થિતિ પ્રાપ્ત થાય નહિ ત્યા ધી નીરૂત્સાહને સ્થાન આપવુ ન જોઇએ, અને જે વખતે ની સ્થિતિ ઉત્પન્ન થવાનો સંભવ જણાય ત વખતે બહુ સાવ ાન રહેવુ જોઇએ શારીરિક કે માનસિક ઉન્નતિ તો આખોથી ણુ દેખી શકાય છે, પણ આધ્યાત્મિક ઉન્નતિ ઘણીજ સૂક્ષ્મ હોવાથી ચર્મ ચક્ષુથી નજરે પડે એમ નથી શરીર પુષ્ટ થતુ હોય કે થયુ હોય ો તે તરતજ આખોને તથા બીજાઓને માલુમ પડે છે તેથી દર પળે ઉત્સાહ વધેછેજ પણ આ આધ્યાત્મિક પુષ્ટિ આખેથી દેખાતી ન હોવાથી કટલીક વખત નબળા મનુષ્યો નિરૂત્સાહી થાય છે તેઓ એવી શંકા કરે છે કે આધ્યાત્મિક ઉન્નતિ થઈ હોય તો તે પ્રત્યક્ષ રિતે માલુમ કેમ નથી પડતુ ? એવાજ વિચારો થતા હોય તે વખતે જો કોઇ નિરૂત્સાહના વચનો બોલે તો તેની અસર તેના ઉપર તરતજ થતા તે નિરૂત્સાહી થાય છે તે પોતાનુ કામ છોડી દે છે, અને પોતાની ઉન્નતિને બદલે અવ નતિ કરવામા કારણભૂત થાય છે

એ કારણથીજ તમે જે કામ હાથમા લો તેમા પૂર્ણ ઉત્સાહ રાખો અને જો તે કાર્યમા ઉત્સાહ ઉત્પન્ન થતો ન હોય તો તે કામ થોડો વખત પડતુ મૂકી જ્યારે ઉત્સાહ ઉત્પન્ન થાય ત્યારે તે કામ પુન હાથમા લો

દરેક કાર્યની કૃતેહનુ પ્રથમ પગથીઉ ઉત્સાહ છે, અને નિરૂત્સાહ નાશનુ પ્રથમ પગથીઉ છે ઘણીક વખત આપણે બીજાઓને બોલતાં

સાભળીએ છીએ કે "અમુક કાર્ય કરતી વખતે મારું મન ના કહેતું હતું અને તે છતા મે તે કામ કર્યું તેનું પરિણામ ખરાબ આવ્યું" વળી કોઈ બીજો માણસ એમ કહે છે કે અમુક કાર્ય હાથમા લેતા, મારા પગ અને હાથની શક્તિ ગુમ થઇ ગઇ હતી કોઇ એમ કહે છે - અમુક કાર્ય કરનાર મને અપશુકન થયા ને તેથી મને ખાત્રી હતી કે તે પાર પડશે જ નહિ એ સર્વેનો અર્થ એ છે - ઉત્સાહવી થતા કામોમા પ્રીતિનો અભાવ રહેલો હોય છે અને તે અશ કાર્ય ફતેહમદ થવામા જે જે અડચણોની જરૂર હોય છે તે તે સજોગોને આકર્ષે છે, અને તેથી તે કાર્ય ધણુ ખરુ - ઉત્સાહ ગાયબ રહે છે તો-પાર પડે છે ઇસુ ખ્રીસ્ત, નબી સાહેબ મહમદ જૈનોના તીર્થંકરો હિંદુઓના ચોવીસ અવતારો વગેરેના ઇતિહાસો, અને નેપોલ્યન બોનાપાર્ટ, રાણા પ્રતાપસિંહ શિવાજી, રણજીતસિંહ વગેરેની તવારીખો તેમજ હિંદી રાષ્ટ્રિય કોન્ગ્રેસની કામકાજની છેલ્લા ૩૦-૩૫ વર્ષોની તપાસ આ વાત કેટલી બધી સત્ય છે તે સાબીત કરે છે

## બીજાને ઉત્સાહ આપો ૬

તમે તમારા કામમા ઉત્સાહ રાખો એટલુ જ નહિ પણ બીજાઓને ઉત્સાહ આપો ઉત્સાહ એ ઐશ્વરી છે, અને તે ઐશ્વરી કાર્યો કરી શકે છે અને કરાવી શકે છે ઉત્સાહને આપનાર સર્વ શક્તિમાન આત્મા છે, અને જે ઉત્સાહિત થઈ કોઇ કામ હાથમા લે છે તે હમેશ ફતેહ પામે છે તમે કદિ પણ કોઇને એમ ના કહેશો કે ' મને ખાત્રી પુરાવા તો આ કામ તમારા જેવા નાના નાદાન અને અપરિપકવ બુદ્ધિવાળાથી થવું અશક્ય છે એવુ કહેવાથી તે માણસ નિરાશ બને છે અને પોતાના કામમા નિષ્ફળ જાય છે

કોઇ પણ માણસને તેના કાર્યમા ઉત્સાહવાન કરવો અથવા તો તેના કાર્યમા મદદ આપી તેના ઉત્સાહને ટેકો આપવો એ પુણ્યનુ કામ છે, જ્યારે તેથી ઉલટી રિતે તેના કામને તોડી પાડવુ એ પાપનુ

કાર્ય છે. વૈદે એ કારણથી પણ રોગીને ઉત્સાહ આપવાની જરૂર છે; સેનાપતિએ એ કારણથી લશ્કરને ઉત્સાહમા રાખવાની જરૂર છે, એજ સબબે શિક્ષકે, વિદ્યાર્થીને ઉત્સાહી રાખવાની જરૂર ઓછી નથી. નવા શીખના ચિત્રકારને, તેની ભૂલોના સબબે ઠપકો આપી નિરુત્સાહી કરશો નહિ પણ સમજાવીને આગળ જતા સુધારજો નાના બાળકોને પણ ઉત્સાહની અગત્ય ઓછી નથી અને તે માટેની ફરજ જેમ તેઓના માતપિતા ઉપર રહે છે, તેમ તેઓના શિક્ષકો ઉપર પણ રહે છે એક આળસુ બાળકને પણ જો તમે ઉત્સાહ ભર્યા શબ્દો કહશે તો તે પોતાનુ કાર્ય કરવા ઇચ્છા કરશે અને અભ્યાસ કરવાના કાર્યમાં જોડાશે. ઘણાક બીનઅનુભવી માબાપો અને શિક્ષકો બાળકોના ઓછા અભ્યાસ માટે તેમને મોટી શિક્ષા કરે છે, મારે છે ઉભા રાખે છે. અંગુઠા પકડાવે છે, ઉઠ બેસ કરાવે છે, દંડ કરે છે, એક શબ્દ ઘણી વખત લખાવે છે, પણ તેનુ પરિણામ બહુ સારૂ નથી આવતુ તેનુ કારણ આજ છે આટલી આટલી શિક્ષા છતા બાળક વિદ્યાર્થી તેવાજ બોથડ, અભણ અને ઠોઠ રહે છે. અને તે સુધરવાને બદલે વધુ બગડતો જાય છે તેનુ નામ કાચા હાથપર રહે છે. તેનુ શરીર બગડતુ જાય છે અને ઘણી વખત તે એમ કહેતો સંભળાય છે કે, 'મેહેતાજી સાહેબ ! હુ ઘણી મહેનત કરૂ છુ પણ મારી મહેનત અફળ જાય છે મારૂ મગજ ચાલતુ નથી મને યાદ રહેતુ નથી જો આટલાથીજ શિક્ષકો ડહાપણ શીખે શિક્ષાને બદલે ઉત્સાહ આપવાનો માર્ગ શીખે તો, અને વિદ્યાર્થીને તેના દોષોની યાદ નહિ આપતાં તેના આત્માની—તેની પોતાની—અનંત શક્તિઓની યાદ આપે તો, તે વિદ્યાર્થી પોતાના પાઠ કરવામા ઉત્સાહ લેશે અને થોડો વખત બાદ તે પાઠ વધુ સારી રિતે શીખીને આપણનેજ આશ્ચર્ય ચકિત કરશે દરેક માણસમાં ઈશ્વરી અંશ છે, અને ઉત્સાહ પણ ઈશ્વરી છે, તેથી કોઇને ઉત્સાહ ઉત્પન્ન ન થાય એ બનવાજોગ નથી, અને તેથી બાળકને પણ ઉત્સાહ આપવામા લાભજ થશે

, એ કદિપણ વિસરતાં ના. ઉત્સાહથી આગળ વધવાને ઇશ્વર તમને
દદ આપશેજ.

શરીરની ઉન્નતિ ઇચ્છનાર સ્વાભિમાની નરો! તમે પણ તમારા
રીરની ઉન્નતિ માટે ઉત્સાહ રાખો! તમારા પ્રેમને જરા પણ નરમ
। પાડો! દેશની ઉન્નતિ કરવા માટે શારીરિક બળની જરૂર ઓછી
થી એ ના ભૂલો! શરીર બળ વિના અન્ય પુરૂષાર્થ કદિપણ વશ
ાપરો નહિ એ યાદ રાખો! એ પણ હૃદયપટમાં લખી રાખી સ્મરણમાં
ખજો કે શરીરબળ પ્રાપ્ત કર્યા પછી પણ બીજાં કાર્યો કરવાના
ય છે!

શી આવવાનું, કાંદાના છોડના મૂળમાં સો પચાસ પડવાળી ગોળ ગાંઠ પ્રકારના આંખને ગમતા કદના પણ વિલક્ષણ સ્વાદવાળા કંદ આવવાનું, અને એજ પ્રમાણે અસંખ્ય વનસ્પતિઓને ભિન્ન ભિન્ન સ્વાદ, દા જૂદા આકાર, તરેહ તરેહના ગુણ, રંગબેરંગી ફુલ, તથા જૂદાજ સ્વાદ ધરાવનાં ફળ આવવાનું શું કારણ હશે ? એમ થવામાં શું હેતુ હશે ? એમ થવામાં શું ફાયદો કે ગેરફાયદો હશે ? એ વિષે તમે કદિ પણ વિચાર કર્યો છે કે ? વનસ્પતિ, આપણે જે પૃથ્વિ ઉપર વસીએ છીએ માંજ ઉત્પન્ન થાય છે. તે સર્વેને પોષણ આપનાર જળ, તડકો તથા હવા પણ એકજ જાતની છે વળી સર્વેની વૃદ્ધિમાં કારણ ભૂત, સૂર્ય, ચંદ્ર, વગેરે ગ્રહો પણ સર્વેને માટે સરખા જ છે આટલું છતાં દરેકમાં આટલો બધો ફરક કેમ હશે ? એ સમજવા તમોએ કદિ પણ વિચાર કર્યો છે ?

ઉપરનાં બધાં કારણો સરખાં છતાં કોઇ વૃક્ષ સેંકડો હાથ લાંબું, કોઇ વેંતજ વેંત ઉંચું, કોઇ મોટા ઘેરાવાવાળું, કોઇ કોમળ, કોઇ કાંટાવાળું, કોઇ વજનવાન, તો કોઈ તેથી ઉલટું, કોઇ સુગંધી તો કોઇ દુર્ગંધી, કોઇ વાસ વિનાનું તો કોઈ સખ્ત વાસ ધરાવતું, કોઇ નાના પાંદડાવાળું તો કોઇ મોટા પાંદડાવાળું, કોઇ શરીરને સુખ આપનાર તો કોઇ તેનોજ નાશ કરનાર, કોઇ ચોમાસામાં પ્રફુલિત થનાર તો કોઈ બીજીજ ઋતુમાં ઉગનાર, કોઇ પાણીથીજ ઉગનાર, તો કોઇ રેતીના રણમાં પાણી વગર પણ વૃદ્ધિ પામનાર, કોઇ અંધકારમાં ઉગનાર, તો કોઇ પ્રકાશમાંજ ઉગનાર, હોય છે, તેનો સબબ શોધવા તમે કદિ પણ ખ્યાલ કર્યો છે ?

એ ઝાડોની ઉત્પત્તિમાં તેમજ પોષણમાં તથા વૃદ્ધિમાં કારણરૂપ એકજ પ્રકારના પૃથ્વિ, જળ, વાયુ, ગ્રહો અને પ્રકાશ છતાં, તે દરેક ઝાડના બીજ જુદા જુદા હોવાથી તેઓના આ અસંખ્ય ભેદ પડયા છે, અને તેજ કારણથી, તેઓના પોષણ તથા વૃદ્ધિ કરનાર તત્વોની અસર તેઓ ઉપર જૂદી જૂદી થાય છે.

કુદરત આખા વિશ્વમાં એકજ નિયમે પ્રવર્તે છે ત્યારે માફક મનુષ્યોના પણ જૂદી જૂદી પ્રકૃતિઓ હોય છે, તેનું કારણ પણ તેઓનું બીજ છે એ બેના લાગણે તેઓમા પણ જૂદી જૂદી આકૃતિના, સ્વભાવના, ગુણના અને સ્થિતિ આદિના ઘણા ભેદવાળા મનુષ્યો જન્મે છે એજ કારણથી કોઇ સુંદર, કોઇ કદરૂપો, કોઇ ઉંચો, કોઈ ઠીંગણો, કોઇ મૂર્ખ કોઇ વિદ્વાન, કોઇ દુર્ગુણી કોઇ સદગુણી, કોઇ અદેખો, કોઇ રોગી, કોઇ ધનવાન કોઇ નિર્ધન, કોઈ શૂરો, કોઇ બ્હીકણ કોઇ ઉદ્યોગી, કોઇ આળસુ કોઈ નિંદાખોર, કોઈ શાંત વિગેરે જૂદી જૂદી રીત અને પ્રકારના હોય છે જૂદી જૂદી જાતના બીજ, પૃથ્વિ જળ, વાયુ અગ્નિ વગેરે જૂદા જૂદા તત્વોમાથી જૂદા જૂદા અંશો, પોતાની ઈચ્છા અનુસાર ખેંચે છે આ તત્વોમાથી કડવા ઇંદ્રવરણાનું બીજ, કડવા અણુઓને પોતાના સ્વભાવને પ્રભાવે આકર્ષી, કડવા ઇંદ્રવરણાં ઉત્પન્ન કરે છે કેરીનુ બીજ મધુર અણુઓનું આકર્ષણ કરી, અમૃત સમાન સ્વાદવાળા શરીરને પોષણ આપનાર કેરી ઉત્પન્ન કરે છે લીંબુનું બીજ ખાટા અણુઓને આકર્ષી, દાંતને ખટાવી નાખનાર લીંબુઓને ઉત્પન્ન કરે છે ગુલાબ સુગંધવાળા અણુઓને આકર્ષી મગજને તર કરનાર અને નાકને સુગંધી આપનાર ગુલાબ ઉપજાવે છે અને એજ રિતે જૂદા જૂદા અનુઓના બીજકોપણ પૃથ્વિ, જળ વાયુ અને અગ્નિમાથી પોતાને ગમતા પોતાની પ્રકૃતિને અનુસરતા અણુઓ ખેંચે છે, અને તેને પ્રભાવે તેઓ જૂદી જૂદી રિતના, જૂદા જૂદા આકારના જૂદી જૂદી પ્રકૃતિના અને જૂદા જૂદા ગુણના થાય છે

મનુષ્યને જેમ મન હોય છે, તેમ વનસ્પતિને મન છે, એમ ડૉ૦ બોઝની શોધખોળો વીષે જેઓએ વાન્ચુ હશે તેઓને સમજાયુ હશે એ મન શુ છે, તે કોઇ જોઈ શક્યું નથી તે ખરૂ છે છતા તે છેજ અને શક વગરની સ્વીકારવાની બિના છે એ મનને જેવી રીતે કેળવવામા આવે તેવા પ્રકારના પરિણામ આવે છે, એ પણ સહુ કોઇ

સ્વીકારે છે. એજ મન નર્કમાં નાંખે છે, અને સ્વર્ગ પણ અપાવે છે. જેઓએ ઉત્તમ થવું હોય તેઓએ પોતાના મનને-હૃદયને-પોતાને શુભ ક્રીયાઓ અને ભાવમાં જોડવું જોઇએ. તે માટે તેના પર વિશ્વાસ રાખતાં પણ શીખવું જોઇએ અને તેને મજબૂત બનાવવું જોઇએ.

આવા ઉત્તમ મનની તે છતાં કેટલી ઓછી કાળજી રાખવામાં આવે છે? જે મનથીજ સર્વ પ્રકારના સુખ કે દુખ અમૃત કે ઝેર સ્વર્ગ કે નર્ક મળી શકે છે તે મનની, પ્રભાતના પહોરથી તે સુવાના વખત સુધી કેટલી ઓછી દરકાર રાખવામાં આવે છે?

એ માટે તમે તમારા મનને કેળવવા પ્રયત્ન શીખ થાઓ તે જો તમે તેને કેળવીને તેને ઉત્તમ માર્ગમાંજ રાખતાં શીખશો તો તમને તેના પર વીશ્વાસ આવશે અને બીજાના ઉત્સાહની, અક્કલની, બુદ્ધિની કે મદદની જરૂર તમને નહિ પડે! સ્વતંત્રતાનો એજ માર્ગ છે, જે બહુ વિરલ મનુષ્યોજ સમજીને, તેનો અમલ કરી શકે છે.*

## પુરૂષાર્થ કરો-ઉદ્યમી થાઓ.

કોઇપણ કાર્યમા વિજય મેળવવા માટે ઉદ્યમ અને પુરૂષાર્થની જરૂર ઘણી મોટી છે ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બુદ્ધિ અને શક્તિ તેમજ પ્રાક્રમ એ છ વસ્તુ જ્યાં રહે છે ત્યા દેવતાઓ પણ સહાય થાય છે બાળક જન્મે છે, ત્યારથી તેના હાથ, પગ, માથુ વગેરે શરીરના અવ્યવો ઉદ્યોગીજ હોય છે. એટલુજ નહિ પણ તેઓ ઉત્સાહ અને ચંચળાઇથી પૂર્ણ હોય એવું દેખાય છે બાળકને ધારીને જોનાર જોઇ શકશે કે તે બાળક એક પળ પણ જાગૃત અવસ્થામા સ્થિર કે નિરૂઘમી નથી રહેતુ. જે કાઇ વસ્તુ તે જુએ છે, તે તે વસ્તુ તરફ તે તરતજ ખેંચાય છે અને તેને લેવા, જેવા કે મોમા ઘાળવા તે પ્રયત્ન

* વધુ માટે જુઓ વિજય કળા

કરે છે તે વસ્તુ કેવી છે, તેનો રંગ કેવો છે, તેનો સ્વાદ કેવો છે તે તે તેને મોમા ઘાલી કે શરીરને સ્પર્શી અનુભવે છે, અને ઘણું વખત આપણે તે બાબત નહિ સમજી શકવાથી બાળકને નારાજ કરી, તેને હાથમા લીધેલી વસ્તુ આપણે ઝુંટવી લઈએ છીએ આ પ્રયત્નમાથી તે બાળક છુટું પડતા બીજો અનુભવ મેળવવા તે પ્રયત્ન કરે છે અને જૂદી જૂદી ચીજો ઉપાડે છે, ફેંકે છે, પાછી લે છે અને ફરી ફરીને તપાસે છે વળી ઉમર વધતા તે નિયમ અને ગત મહા મેહનત લઈ, બેસતા, ઉભા રહેતા અને ચાલતા શીખે છે તે વારવાર જમીન પર પડે છે અનેકવાર ગુલાટ ખાય છે, કેટલીકવાર તેને વાગે પણ છે ને લોહી નીકળી દુઃખ પણ થાય છે, તે છતા પોતાના પ્રયત્નો તો તે ચાલુજ રાખે છે બીજાઓની માફક બોલતા, ચાલતા, તથા બેસતા શીખવા તે ખંતથી મહેનત કરે છે વારવાર તેને ઠોકરો વાગ્યા છતા તે હારી જતુ નથી અને પોતાનો પ્રયત્ન ચાલુ રાખે છે, અને જ્યારે પોતાનુ કામ પાર પાડે છે ત્યારેજ તે જંપે છે જ્યારે બાળક પોતાના કામમા ફત્તેહ મેળવવા આટલા મોટા પ્રયત્ન કરે છે, ત્યારે મોટી ઉમરના મનુષ્યે મોટા માર્ગોમા વિજય મેળવવા મોટા પ્રયત્ન–પૂરૂષાર્થ–સેવવા જોઈએ તેમા કાઈ નવાઈ નથી એ તરતજ સમજાશે

કોઈપણ ઝાડના મૂળીઆ જડમૂળથી ઉખેડી કાઢવામા કેટલી બધી મહેનત પડે છે અમુક ઘરને તોડી પાડતા તેનો પાયો દૂર કરવામા પણ મહા મહેનત પડે છે અમુક ઠેકાણેથી પાણી કાઢી તે ઠેકાણે જમીન બનાવવામા પણ મેહનત પડે છે તેમજ અમુક દૃઢ થયેલા વિચારોને દૂર કરી તેને ઠેકાણે તે જગ્યાપર જૂદા વિચારોજ સ્થાપન કરવાનુ કામ થોડુ મુશ્કેલીભર્યું નથી એ માટે હરપળે અને દર કલાકે વિચારપૂર્વક સતત પ્રયાસો કરવા પડે છે એ મેહનત–પ્રયાસ–એજ પૂરૂષાર્થ છે–ઉદ્યમ છે સ્વેઝની નહેર જેવી નહેર બાંધવાનો વિચાર જે મનુષ્યને પહેલા આવ્યો તેને પહેલા તો કેટલાકે તુરંગી અને શેખચલ્લી માન્યો હતો, પણ તે છતા પૂરૂષાર્થ સેવતા તેનો તુરંગ ખોટો નહતો

એમ સાબીત થયું હતું. એથી એટલુંજ સાબીત થાય છે કે મનુષ્ય પ્રયત્ન આગળ કોઇપણ ચીજ અશક્ય નથી. તેથી એમ ધારી લેવાનું નથી કે અમુક બાબતનો આજે વિચાર આવ્યો કે તે તરતજ પાર પડવી જોઇએ. જેમ એક, બે કે પાંચ પચ્ચીસ વખત અમુક ચીજ જોવાથી દરેક જણ તેમાં બાહોશી મેળવી નથી શકતું, પણ તે માટે તેને ચાલુ પ્રયાસ સેવવો પડે છે, તેમ જે કામમાં તમે બાળક જેવા હો અને જે કામની માત્ર તમે શરૂઆતજ કરી હોય, અને પૂર્ણ ઉદ્યોગ કર્યો ન હોય તે કામમાં તમને તરતજ ફત્તેહ ક્યાંથી મળે? અશુદ્ધ વિચાર સેવતાં અને અશુદ્ધ વિચારને અમલમાં મુકતાં તમે અનેક ભવ સુધી કંટાળ્યા નથી, અને હવે સો પચાસ વખત શુદ્ધ વિચાર સેવવાથી, તમારૂં ધારેલું થવુંજ જોઇએ એમ તમે શા આધારે ધારો છો? સો વાર, હજાર વાર, તેથી વધી લાખ વાર, તેથી વધી કોડવાર પ્રયત્ન કરો અને તમને વિજય મળશેજ. પ્રયત્ન કરતાં કંટાળો નહિ અને વખત આવે તમને વિજય પ્રાપ્ત થયા વગર નહિ રહે. તે માટે જૂદી જૂદી દીશામાં જૂદા જૂદા પ્રયત્ન ધીરજથી કરો! એકી વખતે અનેક બાબતોના પ્રયત્ન સેવવા એ લાભદાયક નથી. આખો લાડુ મોંમાં મુકવાથી તે ચવાતો નથી પણ બહાર પડી જાય છે. એ સબબે તમે એકેક વસ્તુને જૂદી જૂદી સિદ્ધ કરતાં જાઓ. શરીરે અસુખી હો તો પ્રથમ શરીર સુધારવા પ્રયત્ન સેવો! અને મનના દોષોને એકેક પછી ત્યાગ કરી મનને શુદ્ધ કરો!. એજ રીતે જૂદા જૂદા કાર્યો એક પછી એક હાથ ધરો અને પ્રયત્ન કરવાનું ચાલુ રાખો.

## આરોગ્યતાના નિયમો જાળવો.

વિજય મેળવવા માટે શરીરની તંદુરસ્તી જળવાય, તે રીતે ચાલવાની જરૂર ઓછી નથી. સારી હવા, સ્વચ્છ ખોરાક અને ખોરાક કેવી રીતે ખાવો અને પચાવવો તે સંબંધમાં એટલું બધું લખાયું છે કે આ ઠેકાણે તે વિષેની લંબાણ વિગત આપવાની અગત્ય નથી રહેતી.

## શાંત પ્રકૃતિ રાખો.

આરોગ્યતાના નિયમો સાથે સ્વભાવ-પ્રકૃતિને પણ કેટલોક સંબંધ હોય છે. જે માણસોનો સ્વભાવ શાંત હોય છે તેઓની શરીર પ્રકૃતિ ઘણીજ સારી હોય છે. જેઓનો સ્વભાવ ચીડીઓ હોય છે, તથા જેઓ જલદી ગુસ્સે થવાની પ્રકૃતિ ધરાવે છે તેઓ જરા જરામાં માંદા પડતાં જણાય છે. તેઓ વારંવાર કહે છે કે અમારો પિત્તો ઉકળી આવે છે-મગજ ફરી જાય છે, અને અમને વાત કરવાનું પણ ભાન નથી રહેતું. આ વાત ખરી છે. શરીરમાં પિત્ત નામનું એક તત્વ રહે છે, જે ગુસ્સો થતાં ઉકળે છે, અને તેથી શરીર તથા મગજ ગરમ થઇ, આંખ લાલ થઇ જાય છે અને વાત કરવાનું કે સાંભળવાનું ભાન ગુમ થઈ જાય છે. જે કોઇ માણસ ગુસ્સે થતો હોય છે તેના મુખ ઉપરથી તેજ ઘટી જાય છે, અને તેનું લોહી ગરમ થવાથી બળી જાય છે. તેથી ઉલટું શાંત પ્રકૃતિવાળો માણસ તેજસ્વી હસમુખો અને તંદુરસ્ત હોય છે. આ કારણથી શરીરનું આરોગ્ય જાળવવાની ઇચ્છા રાખનાર દરેક મનુષ્યે શાંત પ્રકૃતિ રાખવી અને દિવસે દિવસે તે શાન્તિમાં વધારો કરવા પ્રયત્ન કરવો. સ્વભાવને હમેશાં શાંત રાખવા ઉપરાંત, હમેશાં આનંદમાં રહેવું અને પરોપકાર અને ભલાઇના કામો જ્યાંસુધી બને ત્યાંસુધી કાયાથી કરવા અને તે નહિ બને તો મનથી કરવા માટે વિચાર તો અવશ્ય કરવો. દરેક જીવ ચૈતન્ય સહિત હોય છે, અને તેના ઉપર ક્રોધ કરવો એ તેને ઇજા કરવા બરાબર છે, જે બીજી દ્રષ્ટિએ આપણનેજ નુકસાન કરે છે. એ દ્રષ્ટિ બરાબર સમજીને જીવ માત્રપર મૈત્રી અને કરૂણાભાવ રાખવા અને તેમને નુકશાન ન થાય એવા માર્ગે ચાલવું.

## મનને શાંત કરવા નિચલી ક્રિયા કરો.

સહવારના પહોરમાં, બને તો ૪ વાગે અને તેમ નહિ તો ૬ વાગ્યા પહેલા જ્યારે બને ત્યારે ઉઠી શૌચ તથા નાહવાની ક્રિયા કરી,

કોઈપણ અવર જવરનો જ્યાં આવવાનો યોગ ન હોય તેવી જગ્યામાં પદ્માસન કે યોગાસનથી બેસી મનને, શરીરને તેમજ ઇંદ્રિઓને ચચળ અવસ્થામાંથી દૂર કરી તેઓને શાન્ત કરવા પ્રયત્ન કરો એ વખતે શરીર નહિ હીને અને સ્થિર રહે તે માટે તમને ઠીક લાગે તેવો પ્રયત્ન લેવી એકજ ચિત્તે માની એમચના કરવી, આંખો બે પાપણ વચ્ચેના ભાગ ઉપર જોતી હોય એવી રીતે જુઓ, અથવા આંખોને નાસિકા ઉપર સ્થાપન કરો એ વખતે કોઈપણ જીવજતુનો સચાર થાય મચ્છર કે એવા જીવો દુખ મારે અથવા લક્ષ બીજી તરફ ખેચાય એવા બનાવ બને તોપણ તમારી સ્થિરતા કાયમ રાખજો શ્વાસોશ્વાસની ક્રિયા શાંતિથી કરજો અને દિર્ઘ શ્વાસોશ્વાસ લેજો શ્વાસ નાસિકામા દાખલ થયા પછી તેને ધીમે ધીમે છાતીમાં પૂરજો અને તે બાદ તેને પેટ સુધી ફેલાવજો ત્યા એ શ્વાસ થોડોક વખત રોકજો અને તે સમયે હૃદયમા કોઇ ઉત્તમ ધારણા ધારજો થોડીવાર બાદ રોકાયલા શ્વાસને ઘણીજ ધીમેથી ધીરે ધીરે બહાર કાઢજો અને તે વખતે તમારામાથી પાપના વિચારો, દુખના વિચારો અને દરિદ્રતા દૂર થતા હોય એવી ધારણા ધારજો સામાન્ય રિતે કોઇપણ ધારણા વગર શ્વાસોશ્વાસની ક્રિયા કરવી એ ઉત્તમ છે પણ જો કોઇ ઇચ્છા પૂર્ણ કરવી હોય તો તે ધારણા પૂર્ણ થતી હોય એવી વૃત્તિ શ્વાસ નાસિકામા દાખલ થતી વખતે રાખજો અને શ્વાસ બહાર નીકળે ત્યારે પાપ, રોગ અને દુખ દૂર થતા હોય એવી ભાવના ભાવજો આવી ક્રિયા શરૂઆતમા બે ત્રણ મીનીટ એક અઠવાડીઆ બાદ પાચ મીનીટ બે અઠવાડીઆ પછી ૧૦ મીનીટ સુધી સવારે અને બપોરે કરજો અને જેમ જેમ ટેવ પડતી જાય તેમ તેમ તેના સમયમા વધારો કરજો શરૂઆતમા આ ક્રિયા મુશ્કેલ જણાય તો તેથી ડરી નહીં જતા ખત રાખી પ્રયત્ન જારી રાખજો, અને કાળાતરે તમને મોટો લાભ થયેલો તમે જોશો

## પ્રમાદ સેવો નહિ.

મનુષ્યોનો મોટો ભાગ, દિવસના ચોવીસ કલાક કેવી રીતે ગાળે છે? તેઓ એ ચોવીસ કલાકનો મુખ્ય ભાગ અશુદ્ધ ક્રિયાઓ અને કામોમાં, તેથી ઓછો ભાગ કાંઇક સારા કાર્યોમાં અને ઘણોજ થોડો ભાગ ઉત્તમ કાર્યોમાં ગાળે છે કામ વગર ફુરસદ હોય ત્યારે પણ ઘણા મનુષ્યો સારા વિચારો અને કાર્યોમાં પોતાનો વખત રોકવાને બદલે, તેમજ પરમાર્થિક અથવા લાભદાયક વિચારો કરવાને બદલે પરનિંદામાં કે ખોટી અનીતિથી ભરપૂર વાતોમાં કે વિચારોમાં ગાળે છે તેઓ દેશ કે દુનીઆને ફાયદો કરનારી વાતો કે વિચારોમાં વખત નહિ ગાળતા, તેને તેમજ પોતાને નુકશાન કરનારી માંહોમાંહે લડાઇટંટા ઉત્પન્ન કરનારી કોઇના સંપમાં ભંગ પાડનારી, કોઇને દુઃખ ઉત્પન્ન કરનારી, કોઇના ધનનો નાશ કરનારી, કોઇના કુટુંબમાં કલેશ ઉત્પન્ન કરાવનારી, કોઇને અનીતિનો રસ્તો શીખવનારી, કોઇને અપ્રમાણિક થતાં શીખવનારી તથા કોઇને આ તેમજ હવે પછીના જન્મમાં નુકશાન કરનારી વાતો કરે છે અથવા ક્રિયાઓમાં વખત ગાળે છે, અને આ દુનીઆમાં આવ્યાનું સાર્થક ફક્ત એજ રીતે વર્તવામાં સમાયું હોય, અને મનુષ્ય જન્મની ફરજ ફક્ત એજ રીતે રહેવામાં પૂર્ણ થતી હોય એમ તેઓના કૃત્યો સાબીત કરે છે

એવી રીતે વખત ગાળવો તે પ્રમાદ છે, વખતનો ગેર ઉપયોગ છે, જીવનને ખોટે રસ્તે દોરનાર માર્ગ છે દુનીઆનો પાયો વ્યવહાર અને નિશ્ચય એ ઉપર રચાયલો છે અર્થાત કે દરેક કાર્યમાં વ્યવહાર અને નિશ્ચય એ બેનો નિશ્ચય કરીને જો વર્તવામાં આવે છે તો દુનીઆ સરળતાથી ચાલે છે એ સરળતા પ્રાપ્ત કરવા માટે પ્રમાદનો ત્યાગ કરવો અને પોતાના કર્તવ્યનું પાલન વખત ગુમાવ્યા વગર દરેકે કરવું જોઇએ બેશી રહી કે સુઇ રહી એમ કેમ કહો છો કે અમે દુઃખી છીએ અને અમારૂં દુઃખ ટળી શકે એમ નથી એ માટે વખતનો સદુપયોગ

કરો: વખત ગુમાવો નહિ. તેમ નહિ કરશો તો તમારૂં કોઇ પણ કાર્ય થઇ શકશે નહિ.

જ્યાં જ્યાં નજર પડે છે ત્યાં ત્યાં મારી પાસે, દૂરે, ગૃહમાં, દુકાનમાં, રસ્તામાં કે બજારમાં-જણાવતાં હૃદય કંપે છે કે, પોતાની તરફ અસાધારણ બેદરકારી બતાવનાર, હીરા રૂપી મનુષ્ય જન્મને કાચ રૂપે માનનાર, પ્રકાશિત સૂર્યને અંધકાર રૂપે માનનાર, ચંદ્રની શીતળતાને અંગાર રૂપે જોનાર, મનુષ્યો નજરે પડે છે. તેઓની વર્તણુક એવી છે કે જેથી કોઇને પણ એમજ ધારવાનું કારણ મળે કે તેઓને આ દુનીઆના બીજા જીવો સાથે કોઈ પણ સબંધ નથી. તેઓ ફક્ત પોતાના દેહને પોષવા અને શણગારવા માટેજ જન્મેલા છે

ઉપર જણાવેલા પ્રકારના મનુષ્યો, આખો દિવસ રાત જડ વીષયોમાંજ રમણ કરે છે, અને ખાવા પીવાના પદાર્થોના અને શરીર શણગાર કરવાના સાધનો વધારવાના વિચારોમાં તેઓના દિવસોની સમાપ્તિ થાય છે, અને કર્મ પ્રભાવે વખત આવતાં તેઓ દુ:ખ ખમી શકતા નથી અને દુ:ખની સામે પણ થઈ શકતા નથી

એ માટે તમે પ્રમાદ સેવો નહિ એટલુંજ જણાવવું પુરતું છે.

## વિશ્રાંતિ.

અત્યાર સુધી જે જે બાબતો દર્શાવવામાં આવી છે, તે પ્રવૃત્તિની છે, ણ હવે જે બાબત પર વાચકોનું ધ્યાન ખેંચવામાં આવે છે, તે તૂદીજ છે તે વિશ્રાંતિને લગતી છે અમુક વખત મહેનત લીધા પછી રેકને વિશ્રાંતિની જરૂર મોટી છે. ખેતર કે જેમાં કરોડો માણસોને ોષનાર પાક ઉત્પન્ન થાય છે, તેની જડ ભૂમીને પણ વિશ્રાંતિની જરૂર પડે છે ો મનુષ્યોને અમુક વખત સુધી મેહેનત કર્યાં બાદ વિશ્રાંતિની જરૂર કેમ નહિ પડે? ખેતરની જમીનમાં એક બે વરસ વાવેતર કર્યા બાદ, તેને

જો વિશ્રામ આપવામાં આવતો નથી તો તેમાં પાક ઓછો ઉત્પન્ન થાય છે, અથવા તો તે નિષ્ફળ જાય છે. ઘણાક ઝાડો અને વનસ્પતિઓના છોડવાઓ પણ અમુક ઋતુમાં ફળ આપ્યા પછી કેટલાક મહિના વિશ્રાંતિ લે છે અને તે પછીજ બીજા ફળ આપે છે. દરીઓ કે નદી પણ ભરતી આવ્યા બાદ વિશ્રાંતિ લેવા શાંત થાય છે. પશુ અને પક્ષીઓ પણ અમુક વખત કામ કર્યા બાદ વિશ્રાંતિ લે છે અને તાજાં થાય છે. અને જો તેમને વિશ્રાંતિ આપવામાં નથી આવતી તો તેઓ માંદા પડે છે અથવા કામ સારૂ નકામા થાય છે. મીલો, સાંચાઓ અને કારખાનાંઓ પણ અમુક મુદત કામ કર્યા બાદ નકામા થઇ પડે છે અને હમેશ માટે વિશ્રાંતિ લેતાં હોય એમ લાગે છે. આવી રીતે દુનીઆમાં મોટો ભાગ એવો દેખાશે કે જેમાં દરેકને અમુક વખત બાદ વિશ્રાંતિની જરૂર પડે છે. એથી વધીને કહીએ તો દુનીઆમાં એવા કરોડો માણસો છે કે જેઓ એવું માને છે અને કહે છે કે વિશ્રાંતિની જરૂર ફક્ત માણસ, જાનવર, પશુ, પ્રાણી અને ઝાડનેજ પડે છે એમ નથી પણ ઇશ્વરને પણ વિશ્રાંતિની જરૂર છે. આવીજ માન્યતાથી તેઓ એમ જણાવે છે કે, ઇશ્વરે પહેલે દિવસે આકાશ, બીજે દિવસે પાણી, ત્રીજે દિવસે પૃથ્વી, અને એ રિતે પહેલા ૭ દિવસમાં અમુક અમુક ચીજો બનાવી હતી અને પછી સાતમે દિવસે વિશ્રામ લીધો હતો. આવીજ માન્યતાથી તેઓ પણ પરમેશ્વરનું અનુકરણ કરતાં હોય તેમ અઠવાડીઆના એક ચોક્કસ દિવસે બધુ કામકાજ બંધ કરી વિશ્રામ લે છે. આવી ક્રિયા ખાસ કરીને ઇસુ ખ્રીસ્તને પેગંબર તરીકે માનનાર તરફથી રવિવારે, મુસા પેગંબરને માનનાર તરફથી શનીવારે, અને મહમદ પેગંબરને માનનાર તરફથી શુક્રવારે કરવામાં આવે છે. ઇશ્વર વિશ્રાંતિ લે છે કે નહિ અને એ બીના સત્ય છે કે નહિ તે બાબતની ઉંડાણમાં વધુ ન ઉતરતાં એટલુંજ કહેવું પુરતું થશે કે કામ કરવા પછી વિશ્રાંતિ લેવાની જરૂર મનુષ્યો માટે મોટી છે, અને જો તેમ કરવામાં નથી આવતું તો પરિણામ વિપરિત આવે છે.

માણસનું શરીર એક સાંચા જેવું છે, જેમાં ખોરાક રૂપી લાકડા મુક-
ાથી, શરીર રૂપી સાંચો ચાલુ રહે છે, અને જીવન દરમ્યાનના કામો કરવાનું તે
ાલુ રાખી શકે છે. એ માટે શરીરની વિશ્રાંતિની મુદત ચોવીસમાંથી
ોછામાં ઓછી ૭ કલાકની જરૂરની ધારવામાં આવી છે. દુનીઆનો
ોટો ભાગ આજ કારણથી દિવસના કામકાજમાં મશગુલ રહે છે, અને
ાત્રીનો વખત આરામ માટે નક્કી કરવામાં આવ્યો છે. જેઓને આરા-
મની ઇચ્છા છતાં આરામ મળતો નથી તેઓ પોતાને કમનસીબ માને
ે, અને તેઓની રાજા કે શાહેનશાહ જેવી જાહોજલાલી પણ નકામી
ાણવામાં આવે છે. એ આરામ મેળવવા માટે શ્રીમંતો હજારો રૂપીઆ
ખર્ચવા અચકાતા નથી અને ગરીબો પોતાનું સર્વસ્વ આપી તે મેળવવા
માટે આતુર હોય છે

જે કોઇને આરામ લેવા ઇચ્છા હોય તેણે આરોગ્યવાન
રહેવા હંમેશા પ્રયત્ન કરવો અને દિવસે સખ્ત મહેનત કર્યા બાદ રાત્રે
અવશ્ય વિશ્રામ લેવો દિવસની મહેનત બાદ, મનુષ્ય માટે ઓછામાં
ઓછા ૭ કલાકની ઉંઘ અથવા વિશ્રામ પુરતાં ગણાય છે તમો પણ
તેમ કરશો તો તમને લાભજ થશે

# પ્રકરણ ૧૮ મું.

## વિજય ક્યારે મળે ?

Nature's laws are not commands They are statements of inviolable references We are not helpless in the hands of Nature We are helpless so long as we are ignorant and when we understand them they become our slaves! By knowledge we can master them and change or turn them to our own purpose.

*Annie Besant*

**ભાવાર્થ**—કુદ્રતના નિયમો કોઇ આજ્ઞાઓ નથી પણ તેઓ કદિ નહિ ઉલ્લંઘન કરી શકાય એવા પરસ્પર સબંધ ધરાવતા સત્યો છે આપણે સૃષ્ટિના લાચાર જીવો નથી કુદ્રતના નિયમોનું જ્યાંસુધી આપણને યોગ્ય જ્ઞાન થતું નથી ત્યાંસુધીજ આપણે અસહાય સ્થિતિમા નિર્બળ રહીએ છીએ, અને તેનું જ્ઞાન થયા બાદ તેઓ આપણા દાસ થાય છે તેનું જ્ઞાન થતા આપણે તેના ઉપર આપણો અધિકાર જમાવીએ છીએ તેને ફેરવી શકીએ છીએ અને તેને ઉલટપાલટ કરી આપણું હિત સાધવા માટે ઉપયોગમા લઈ શકીએ છીએ

એની બેઝન્ટ

**એક**ની એકજ સ્રીને તમે કદી માતા તરીકે, પુત્રી તરીકે કાકી તરીકે મામી તરીકે પૌત્રી તરીકે અને સાસુ તરીકે જોઇ છે? કેટલાક વિચારમા પડશે કે એમ કેમ બને? આટલી બધી જૂદી જૂદી રિતે એકની એકજ સ્રી સગપણ કેમ ધરાવી શકે?

શું એકજ સ્રી પોતાના પુત્ર પુત્રીની માતા પોતાના પિતાની પુત્રી પોતાના પતિના ભાઇના પુત્રની કાકી પોતાના ભાઇના પુત્રની ફોઈ, પોતાના પિતાના પિતાની પૌત્રી તથા પોતાના પુત્રની વહુની સાસુ નહિ હોઈ શકે? એ દરરોજ અનુભવાતો બનાવ છે અને તેમા નવું

ત્રીજ નથી. એકજ સ્ત્રી કે પુરૂષ, જૂદા જૂદા સ્વરૂપમાં જૂદી જૂદી લાગણીઓ ઉત્પન્ન કરે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે એકજ ચીજને કોઇએ એક નજરે કે એકજ પક્ષે નીહાળવી નહિ પણ અનેક પક્ષે કે અનેક નજરે જોવી જોઇએ. વસ્તુ માત્રને જૂદી જૂદી નજરે, જૂદી જૂદી અપેક્ષાએ, જૂદા જૂદા પ્રમાણોથી, જૂદા જૂદા ભંગથી અને જૂદા જૂદા નિક્ષેપાથી જોતાં તે વસ્તુના જૂદા જૂદા રૂપ નજરે પડે છે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને પૂર્વ કર્મની સાથે દરેક કામ, ચીજ કે બનાવને સંબંધ હોય છે, અને એ બધી બાબત ધ્યાનમાં રાખી દરેક ચીજ જોનારને, એકજ દ્રષ્ટિએ જોનાર કરતાં, તેનુ સ્વરૂપ જૂદુંજ જણાય છે. અનેક દ્રષ્ટિએ જોનાર જ્ઞાનના સ્વરૂપને પહોચી શકે છે, પણ એક દ્રષ્ટિથી જોનાર તે સ્વરૂપ ઘણી મહેનત છતાં પણ પામી શકતો નથી

દુનીઆમા એક નજરે જોનાર ઘણા માણસો છે તેઓ ઢાળની એકજ બાજુ જોઇ, તેની બીજી બાજુ કે બાજુઓ તપાસ્યા વગર, તે સોનાની, પીતળની કે અન્ય કોઇ ધાતુની છે તે કહેવાને તત્પર થશે

દુનીઆમાં એવા ઘણા નજરે પડશે કે જેઓ કાંઇપણ ઉદ્યમ કર્યા વગર નસીબથીજ બધુ થાય છે, એમ માને છે દુનીઆમાં એવા પણ ઘણા છે કે જેઓ એમ માને છે કે બધુ ઉદ્યમથીજ થાય છે. તેઓ નસીબવાદીઓને કહેશે કે તમે બરાબર ઉદ્યમ નથી કર્યો અને તેથીજ અમુક પરિણામ આવ્યુ નથી

નસીબવાદીઓ તેઓને જવાબ આપતા કહે છે કે, અમે ઘણીક મહેનત કરી, વખતનો ભોગ આપ્યો, બુદ્ધિનો ઉપયોગ કર્યો, પૈસાનો ખર્ચ કર્યો પણ સારૂં પરિણામ ન આવ્યુ આવા જવાબમાં ઉદ્યોગવાદી પાછો કહે છે કે એમ કેમ બને ? બી વાવે તો તે ઉગેજ. એક લાકડીને લઇને બાળો તો તે બળેજ. મહેનત કરો તો ફળ પ્રાપ્ત થાયજ માટે ઉદ્યોગ કરો

આ બન્નેનું કહેવું સર્વાંશે યથાર્થ નથી. તેઓ બન્ને એકજ નજરે એક ચીજનું અવલોકન કરે છે. અંધ વિદ્યાર્થીઓએ હાથીને જોઈ, જે રીતે તેનું જૂદું જૂદું વર્ણન કર્યું હતું તેમ આમાં પણ છે: આપણામાંના ઘણાક એકજ પક્ષે એક ચીજને જુવે છે. તેઓ એકાંતવાદી છે. તેઓ પોતે જે માને છે તેજ ખરૂં છે, એમ માને છે, અને બીજાઓને ખોટા માને છે, અને કર્તવ્યને ભૂલે છે. ઉદ્યોગવાદી અને નસીબવાદીની તકરાર પણ એવાજ એક પક્ષી જ્ઞાન ઉપર રચાયલી છે. તેઓની દલીલ યથાર્થ નથી પણ ભૂલભરી છે.

કેટલાક એમ સમજાવે છે કે એકલું નસીબ કે એકલો ઉદ્યમ કામનો નથી, પણ બન્નેની જરૂર છે, આવું કહેવું પણ તેમ સત્ય નથી. એ બે શિવાય બીજા કેટલાકની પણ જરૂર છે. એકલા ઉદ્યોગથી કે એકલા નસીબથી, અથવા એ બન્નેથીજ દરેક ચીજ બનતી નથી, પણ તે માટે પાંચ યોગ મળવાની જરૂર છે. તે પાંચ યોગ તે (૧) કાળ, (૨) સ્વભાવ, (૩) સંજોગ, (૪) પૂર્વે કરેલાં કર્મ અને (૫) પુરૂષાર્થ. એ પાંચે મળે તોજ દરેક કાર્ય થાય છે, અને એકની ન્યુનતા હોય તો તે કાર્ય થતુંજ નથી. જે એ પાંચેને સમજી શકે છે તે એકાંતવાદી નથી થઈ શકતો, પણ અનેકાંતવાદી થાય છે, એટલે કે દરેક ચીજને અનેક નજરે જોઈ વિચારી, તે પ્રમાણે તેનો નિર્ણય બાંધે છે. આ જ્ઞાન ઘણાથોડાઓને હોય છે, અને જો તે ઘણાઓને હોય તો જે ઘણાક મત મતાંતરો દુનીઆમાં નજરે પડે છે અને જે ઝઘડાઓ થાય છે, તેનો જલદી અંત આવ્યા વગર નહિ રહે.

દુનીઆમાં જૂદી જૂદી જાતના મનુષ્યો વસે છે. કોઇ એક ચીજ માને છે, બીજા જૂદીજ ચીજ માને છે, ત્રીજા બન્નેના મીશ્રણવાળી ચીજ માને છે: કોઇ એક ઇશ્વરવાદી, કોઈ અનેક ઇશ્વરવાદી, કોઈ નાસ્તિક, કોઇ શ્રમિન, કોઇ કંઇ, અને કોઇ કંઇ એવા અનેક પ્રકારના મનુષ્યો છે. એ મનુષ્યોનો મોટો ભાગ સત્ય જાણવાની જીજ્ઞાસા રાખે

સર્વે સ્થળે, સર્વ પ્રસંગે, સત્ય જાણવાની ઉત્કંઠા સર્વેને હોય છે, | જાણવાની કલ્પના વણીનાર પગતરે આવી .કાઇ ને બદલે કાઇથી ોાક પમાડે છે ધર્મવાળા જાણે છે કે તેઓજ સત્ય પામ્યા છે ાકળાના શોધકો માને છે કે તેઓજ સત્યને શોધી કાઢી શકયા છે, ક જ્ઞાનવાળા માને છે કે તેઓનુજ સત્ય ખરૂ છે આમા કાઇક નાદ છે, અને તેથીજ સત્યનુ ખરૂ સ્વરૂપ નથી દેખાતુ

કોઇ અમુક ચીજ જે સ્વરૂપમા નજરે (ચર્મ ચક્ષુથી) પડે છે, ીજ તે હમેશ હોય છે એમ નથી કોઇક બીજી વખતે તેનુ સ્વરૂપ :નાય પણ ખરૂ અને તેથીજ કોઈ પણ બાબતમા હઠવાદ ઇષ્ટ નથી

એકાત વાદી વર્ષાઋતુ માટે કહે છે, કે કાળના મહિમાના પરીણામે ાદિ વર્ષાઋતુમાજ આવે છે, અને તે હુનાળામા નથી આવતો ી તે કહે છે કે હુનાળામા જૂદી જૂદી જાતના ફળો ઉત્પન્ન થાય , તે પણ કાળનો મહિમા છે, કેમકે એ ફળો શિયાળામા કે બીજી તુમા ઉત્પન્ન નથી થતા આજ કારણથી તે ભાર મૂકીને કહે છે કે ાળ એજ વર્ષાદનુ અને ફળોનુ કારણુ છે અને તે પ્રમાણે કાળથીજ ધુ બને છે–જન્મ અને મરણ પણ થાય છે

પણ એ દલીલ વાસ્તવિક નથી માત્ર કાળથીજ ઉપજો બનાવ ને છે એમ નથી જો ફળો માટે તે ફળોના ઝાડ ન હોય, અને તે ાડો ફળરૂપ ન હોય તો ફળો કયાથી થાત ? તમે કેટલીક સ્ત્રીઓ વિષે એમ સાભળો છો કે તેઓ વાઝણી છે જેવુ સ્ત્રીઓ માટે છે, તેનુજ ઝાડો માટે છે કેટલાક ઝાડો ફળ આપતાજ નથી, અને તેથી ાાળો હોય તોપણુ તેઓ ફળ આપનાજ નથી વળી તે ફળોના બીજ–કે જે તેઓનુ મૂળ છે તેઓ ઉગવાના ગુણ ધરાવતા ન હોય તો તેમાથી કાઇ નીપજી શકે નહિ, અને અનુકુળ કાળ–ઋતુ–વખત બધુ નકામુ જાય એજ કારણથી હુનાળામા પણ કેટલાક ઝાડો ફળતા નથી, અને સુકાઈ જાય છે, કેમકે તેઓનો સ્વભાવજ એવો હોય છે વળી એ

ઝાડો ઉગવાને બીજા સન્જોગો ન મળ્યા હોત તો તે કદી ઉગત નહિ આંબો ઉગવા માટે ઉગવાનુ તત્વ ધરાવતી ગોટલી તે ગોટલી જમીનમા દાટવાની ક્રિયા તે ના તે ઉપર પાણીનુ સિંચન આ જમીન, માટી હવા અને દેખરેખ રાખનાર મનુષ્યની જરૂર પડે છે એ ઉપરાંત બીજા સન્જોગો-માંથી એક પણ ઓછો હોત તો તે નહિ ઉગત અને ગમે તેટલા હુનારો જાત તોપણ તેની અસર કાંઇ નહિ થાત વળી અમુક ઝાડ અમુક જગ્યા પર ઉગે અને ફુલે તેમા પણ કારણ છે આંબામા જીવ છે એમ ડોક્ટર બોઝની શોધખોળો ઉપરથી સાબીત થયુ છે તેને પણ લાગણીઓ છે એ જીવે એવુ કાંઇક કર્મ ઉપાર્જ્યુ છે જેના પરિણામે તેને આંબા રૂપે અમુક જગ્યાએ દેહ ધારણ કરવો પડે છે એ પૂર્વ કર્મ વગર તે એ દેહ ધારણ કરતજ નહિ એ પૂર્વ કર્મ તેનુ નસીબ છે કે જેથી પણ આંબો ઉગ્યો અને તેના પર ફરી આવ્યા કોઇ પણ જીવે જે કોઇ સારા નરસા કર્મો કર્યા હોય તે તેને ઉદય આવેજ અને તેનુ સારૂ નરસુ ફળ પ્રાપ્ત થાયજ જે બીના આંબાના ઝાડને માટે ખરી છે તેજ બીના મનુષ્ય માટે પણ ખરી છે આંબાનુ ઝાડ ઉગવામા કાળ સ્વભાવ ક્ષેત્ર અને પૂર્વ કૃત કારણ રૂપ છે તેમ મનુષ્ય માટે પણ એ ચારેની જરૂર છે પણ તે ઉપરાંત હજી એક બાબત રહી જાય છે તે પુરૂષાર્થ છે અને તે સૌથી અગત્યની બાબત છે જો પુરૂષાર્થ કરવામા આવ્યો ન હોત તો ઉપલા ચારે કારણો એકઠા થવા છતા આંબો ઉગતજ નહિ અને તેને કેરીઓ આવતજ નહિ આંબાએ પોતાને સીંચવામા આવેલા પાણી માંથી તથા હવામાંથી ઉંચા મધુર રજકણો ખેંચવામા પોતાનો પૂરૂષાર્થ વાપર્યો છે જો તેણે પોતાને સીંચવામા આવેલુ પાણી ન ખેંચ્યુ હોત તો કાંઇજ બનત નહિ પાણીમાંથી અને હવામાંથી રજકણો ખેંચવા એજ પૂરૂષાર્થ છે કોઈ માણસ આગળ મિષ્ટ ભોજનો પીરસવામાં આવે પણ જો તે તે ભોજન મોમા મુકવાનો કે તેને ચાવવાનો પુરૂષાર્થ નહિ કરે તો એ ભોજન જેમનુ ત્યાંજ રહે જો આંબો અથવા તેના બીજ

રૂપી ગોટલી પોતાની ઉપર સીંચાયલા પાણીમાંથી તેમજ હવા અને જમીનમાંથી યોગ્ય રજકણો ખેંચવાનો પ્રયાસ નહિ કરે તો તેની સ્થિતિ પણ તેવીજ થાય.

આથી તમે જોઇ શકશો કે ફક્ત કાળથીજ કાંઇ બનતું નથી, પણ તેની સાથે બીજી ઘણીક બાબતોની જરૂર છે આવું છતાં કેટલાક કહે છે કે દરેક કાર્ય તેના સ્વભાવ પ્રમાણે બને છે. તેઓ કહે છે કે વર્ષાઋતુમા ભાજીપાલો પાકે છે અને અનાજ ઉગે છે તે તેનો સ્વભાવ છે. આબાની ગોટલી વાવવાથી આબો, મોગરો વાવવાથી મોગરો, ગુલાબ વાવવાથી ગુલાબ અને કૌવચ વાવવાથી કૌવચ પોતાના સ્વભાવ પ્રમાણે ઉગે છે નીમક પાણીમાં નાંખવાથી તેમાં ઓગળી જાય છે કેમકે તે તેનો સ્વભાવ છે. પત્થર પાણીમા વરસો સુધી જેવો ને તેવોજ પડી રહે છે, કેમકે તે તેનો સ્વભાવ છે. દુધ પાણીમા નાંખતાં એકરૂપ થઇ જાય છે, કેમકે તે તેનો સ્વભાવ છે પાણી તેલમાં નાખતા જુદુ રહે છે, કેમકે તે તેનો સ્વભાવ છે, અને તેથી દરેક કાર્ય તેના સ્વભાવ પ્રમાણે થાય છે. આવુ કહેનાર એક પક્ષે ખરો છે, પણ સર્વાશે નહિ. સ્વભાવ, એ પણ પાંચ કારણોમાનુ એક કારણ છે કે જેના પ્રભાવે કોઇ કાર્ય થાય છે પણ તે ફક્ત એકલુજ કારણ નથી જુવારનો સ્વભાવ જુવાર ઉગાવવાનો છે તે છતાં જો તેને ઉગવા માટે યોગ્ય રૂતુ, પાણી તથા જમીન ન હોય, તેને યોગ્ય પૂર્વકૃત કર્મ ન હોય અને જુવાર, હવા, પાણી અને જમીનમાંથી યોગ્ય અણુઓ ખેચવાનો પૂરૂષાર્થ કરે નહિ તો, તે ક્યાથી ઉગે? આથી જણાશે કે ફક્ત સ્વભાવથીજ કોઇ કાર્ય નથી થતું, પણ તેની સાથે કાળ, યોગ, પૂર્વકૃત કર્મ અને પૂરૂષાર્થની પણ જરૂર છે જ્યારે એ પાચે મળે છે ત્યારેજ કોઈ કાર્ય નિપજે છે. આ વાત નહિ સમજાય તો તે ઉપર મનન કરી તે સમજવા પ્રયત્ન કરો.

આટલુ સમજવા પછી જો કોઇ નસીબ ઉપર આધાર રાખી બેશી રહેશે તો તેમા તેનોજ દોષ ગણાશે ઉપર જણાવેલા પાચ કારણોમા સર્વેથી અગત્યનુ પૂરૂષાર્થ છે કાળ, સ્વભાવ, ક્ષેત્ર અને પૂર્વ કરેલુ કર્મ ભેગા થાય તોપણ જો પૂરૂષાર્થ કરવામા નહિ આવે તો તેનુ કાઇ પણ પરિણામ આવતુજ નથી પુરૂષાર્થનુ સૌથી મોટુ અ ગ ઉદ્યોગ છે, અને જ્યા ઉદ્યોગ નથી ત્યા પુરૂષાર્થ નથી અને પુરૂષાર્થ નથી ત્યા ઉદ્યોગ નથી અને તેથી કાર્યની સીદ્ધિ પણ નથી

મનોમળને ખીલવવાને માટે પણ પુરૂષાર્થ મુખ્ય છે વિચાર બળ તેથીજ ખીલશે તેથીજ સર્વે લાભ પ્રાપ્ત થશે પૂરૂષાર્થ એજ **પારસમણી** છે તે માટે ઉદ્યોગ કરો અને જય તમારો છે

વિશ્વમા બારીકાઇથી નજર કરશો તો માલુમ પડ્યા વગર નહિ રહે કે ઘણા માણસો કાઇ પણ અતિમ હેતુના નિર્ણય વગરજ અનેક કામો કર્યા જાય છે અને પોતાનુ આયુષ્ય પુરૂ કરે છે આપણે જે લોકોમા વસીએ છીએ—જેઓના સમાગમમા દરરોજ આવીએ છીએ—જેઓને દરરોજ જોઇએ છીએ તેઓમા ઘણાક ઉપર જણાવ્યા પ્રમાણેના છે અને તે જોઇ કેટલાકને અજાયબી પણ ઉત્પન્ન થતી હશે તેઓને પુછશો કે તેઓ અમુક ધધો શા હેતુથી કરે છે? અમુક ચીજ શા માટે ખાય છે? અમુક સાથે શા માટે લડે છે? અમુકને શા કારણથી ચાહે છે? તો તેનો જવાબ તેઓ આપી શકશે નહિ એટલુજ નહિ પણ અનેક પાપના કાર્યો શા હેતુથી કરવામા આવે છે તે વિષે પુછતા તેઓ તેનો જવાબ આપી શકશે નહિ અમુક લક્ષ્યબિંદુ નક્કી કર્યાવગર અમુક કાર્ય કરવુ, એ અધારામા ગોથા ખાવા જેવુ છે એ તો કોઈ પણ સમજી શકે એમ છે તેથી ઉલટી રીતે જે થોડાક માણસો પોતાના લક્ષ્યબિંદુ નક્કી કરે છે—પોતાના જીવનના ઉદ્દેશ નિશ્ચિત કરે છે—પોતાના પ્રયત્નો અમુક દિશામા કરવાના કારણો જાણે છે—તેઓ મોટે ભાગે પોતાના લક્ષ્યબિંદુને પામી શકે છે—પોતાના જીવનનો ક્રમ નક્કી કરી શકે છે—પોતાને અમુક નિશ્ચિત માર્ગે ચાલતો—અને આગળ વધતો જોઇ શકે છે,

નામાંકિત-જગ જાહેર-વિશ્વનું ભલું કરનાર મનુષ્યોના આત્મ વૃતાંતો તપાસતા એ બીના સહેજ માલમ પડશે કે તેઓ અમુક લક્ષ્ય ધ્યાનમા રાખીને દરેક કાર્ય કરતા હતા તેઓની અમુક આશાઓ હતી-અને તેમા કેટલીક આશાઓ વળી જ મોટી હતી-એવી કે જેને બીજાઓ અશક્ય માનતા એવી મહત્વાકાંક્ષાઓ રાખી-તેનેજ પોતાનો મુદ્રાલેખ માની-તેઓ અનેક મુસ્કેલીઓમા પણ આગળ વધતા હતા અને તેનું મરણ તેઓનું અમુક લક્ષ્યબિંદુ હતું — —

તમે પણ મહત્વાકાંક્ષિ થાઓ તમારી આશાઓ પાર પાડવામા જે આડે આવે તે મુશ્કેલીની સામે થાઓ-તેની સામે તમે પૂર જુસ્સાથી લડો તેની સામે ફત્તેહ મળતા તમને અકથનિય આનંદ થશે

પ્રત્યેક આશાવાદિએ પોતાના ગુરૂ થતા શીખવું જોઈએ છે, જેઓને મ્હત્વાકાંક્ષા નથી તેઓ કદાચજ આગળ વધે છે તેઓ જયા હોય છે ત્યાંજ ઠરીઠામ રહે છે તેઓ આળસુ થઇ જાય છે-મોઝમજા-લહેર વિગેરેમાજ તેઓ પોતાના જીવનનું સાર્થક માનતા હોય છે-તેઓ વખત આવતા પોતાનું જે હોય છે તે પણ ગુમાવી બેસે છે અને પાછળથી પશ્ચાતાપ કરતા હોય છે આવા મનુષ્યો તમને ડગલે ડગલે મળશે એવા માણસોથી તમે દૂર રહો ! તેઓ તમને નુકશાન કરશે તમને નિરાશાવાદિ બનાવશે-આળસુ બનાવશે પ્રમાદિ બનાવશે

ઉચ્ચ કેળવણી પ્રાપ્ત મનુષ્ય હોય, નિરોગી હોય અને બુદ્ધિશાળી હોય, તો પણ નિરોપયોગી છે એવા ઘણા મનુષ્યો આ અવનિમાં માલુમ પડશે તેઓ પોતાની લાયકાતથી અજાણ હોય છે-આત્માની શક્તિ વિષે અજ્ઞાન હોય છે-અને કાંઇ પણ ઉદ્દેશ વગર પોતાનું જીવન ગાળી તેઓ પૃથ્વીને ભારરૂપ થઈ પડે છે

તમે તેવા ના થશો તમે ઉચ્ચ આશાવાદિ થાઓ! તમારી આશાને ખીલવો! તેને ઉત્તેજન આપો! તેનું પોષણ કરો જો તમે તેમ નહિ કરશો તો તમારી આશા નિરાશામાં ફેરવાઇ જશે! તમે નાસીપાસ થઇ જશો! તમે જીની શક્તિએ અશક્ત થશો જે શક્તિઓને ખીલવવામાં આવતી નથી તે શક્તિઓનો ધીમે ધીમે લોપ થાય છે એ સીધા તો દરરોજના અનુભવની છે

મહત્વાકાંક્ષિ થવું એ કાંઈ પાપ નથી જો ઉચ્ચ આશાઓને તમે ઉત્તેજન આપી પાળશો નહિ તો તે ક્ષિણ થઇ કાળાંતરે મૃતદશા પ્રાપ્ત કરશે આપણી આસપાસ એવા અનેક મનુષ્યો નજરે પડે છે કે જેઓએ પોતાની મહદેચ્છાઓને દાબી નાખી છે, અને જે મળે છે તેમાંજ સતોષ માને છે તમે તેમ કરશો ના! નહિ તો તમારી પડતી નજદીક આવશે! મહદેચ્છા વગરના મનુષ્યો મુડદા જેવા છે-તેઓ પૃથ્વીને ભારરૂપ છે-તેઓ પોતાને તેમજ બીજાને નુકશાન કરનાર છે તમે તેઓને મહત્વાકાંક્ષિ થવા દોરો-તેમને નાશ પામતા બચાવો-તે માટે પ્રયત્ન કરો! તમે મનુષ્ય છો-પશુ નથી મનુષ્યને ઉચ્ચ આશાઓ હોય છે-પશુઓને કદાચજ ઉચ્ચ આશાઓ હોય છે તમે આશાઓ અને ઇચ્છાઓને આગળ વધારો-તેમ થતા તમે જેમ તમારી ઉન્નતિની પ્રગતી કરશો-તેમ બીજાની ઉન્નતિ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરી શકશો

જેઓ મ્હત્વાકાંક્ષા રાખે છે તેઓને ફતેહ મળ્યા શિવાય રહેતી નથી દ્રઢ વિચાર સાથે પોતાની શક્તિમા-પોતાનામા-મજબૂત અને ઉચ્ચ વિચાર રાખવાથી મ્હત્વાકાંક્ષાને ઉત્તેજન મળે છે ઘણીક વખત ઘણા સારા વિચારો મગજમા જન્મ પામે છે, પણ તે અમલમાં મૂકતાં હન્ય દરે છે અને તેથી તે વિચાર જેનો જન્મ પામે તેવોજ મૃત્યુ પામે છે. જે માણસ શ્રીમન્ત થવાની શક્તિ માટે ખાત્રી ધરાવી તેની મ્હત્વાકાક્ષા કાયમ રાખે છે, તે કોઈ પણ દિવસ શ્રીમન્ત થશેજ. જેને બીજા કામોમાં વિજય મેળવવાની મ્હત્વાકાક્ષા છે, તેની તે આશા પાર પડશેજ. જેને મોક્ષ મેળવવાની ઈચ્છા છે તેને માટે પણ તેમજ છે. જેને સ્વરાજ્ય મેળવવું હોય તેને માટે પણ તેમજ છે જેણે પોતાના-ઉપર જય મેળવ્યો-જેણે પોતાને ઓળખ્યો, જેણે મ્હત્વાકાક્ષાને નીચ રસ્તે જવા દીધી નથી, તેને જય મળવાજ જોઇએ. પોતાના ઉપર જય મેળવવો એજ સ્વરાજ્ય છે જેઓને એવો વિજય પ્રાપ્ત થાય છે, તેઓને રોગથી ડરવાનુ-ગરીબાઇથી બ્હીવાનુ નથી-મ્હોત માટે દુખ નથી-અને સુખ માટે હર્ષ નથી

અજ્ઞાનતા બનાવે છે જે માણસ એમ માને છે કે દુનીઆમા કંગાળીયત હોવી જોઇએ તે માણસ ગરીબાઇ અને કંગાળીયત શિવાય બીજુ કાંઇ, પોતાની આખી ઉમર દરમીઆન જોશે નહિ પણ જો તે તેથી ઉનટો ઉચ્ચ વિચાર દ્દઢપણે રાખશે તો તે કંગાળીયતને દૂર થતી અને થયેલી જોશે

દરેક કામમા વિજય મેળવવા ઇચ્છનારે તેમજ કંગાળીયતને દૂર હાકી કાઢવાની પ્રબળ ઇચ્છા ધરાવનારે એવી મતલબના વાક્યો દ્દઢ પણે રાખવાની જરૂર છે કે તે દરેક કામમા ખરેખર વિજય મેળવી શકશેજ અને કંગાળીઅતને દૂર નસાડી શકશેજ તેણે તે સબંધમા પ્રથમ વિચાર મા યોજના રચવાની અને તે બાદ તેને અમલમા મુકવાનો સકંલ્પ કરવાની જરૂર છે

એક કુતેહમંદ વેપારીના જણાવ્યા પ્રમાણે વિચારને અસ્તિરૂપમા ફેલાવવુ એ નામ કહેવાય છે અને તે અસ્તિ ભોગ વિચારને (કતવ્યમા) અમલમા મુકવાથી પૂર્ણતા પામે છે જે માણસ ગરીબ રહે છે તે પોતાની હાલતમા પોતો સંતોષી હોવો જોઇએ અથવા તો પોતાનીજ શક્તિમા શકમંદ હોવો જોઇએ અને પોતાના વિચારને અમલમાં મુકતા બીતો હોવો જોઇએ

આવા બનાવ એક નહિ પણ અનેક ઠેકાણે બન્યા છે સેકડો મોટા કામોમા વિજય મેળવનાર એક નજીવા કામમા નિષ્ફળ થાય છે કેમકે તેમા તેને વિશ્વાસ નથી હજારોપર વિજય મેળવનાર એકથી મહાત થાય છે કેમકે તેની તેને બીક હોય છે હું ધારૂ છુ કે આ રીતે નિષ્ફળતાનો સબબ સારી રીતે ખુલ્લો થયો છે આટલા ખુલાસા પછી વિજય મેળવવાનો જે સબબ ખુલ્લો થયો છે તે ઉપર અમલ ન કરતા જે બેસી રહેશે તે મૂર્ખાઇ કે તેજ ગણાશે. દરેક માણસે તેથી

આ તથા આગલા પ્રકરણોમાં જણાવેલી બીનાઓ જાણી, ફતેહના અચૂક કારણો જાણી લેવા જોઇએ, અને પોતાની અક્કલનો ઉપયોગ કરી વિજયી થવા પ્રયત્ન કરવો જોઇએ. એ માટે તમે તમારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખો અને કદિ પણ એમ નહિ ધારો કે અમુક ચીજ હુ કરી શકીશ નહિ. તમારા પોતાના બળ વિષે કદિ પણ ઓછો અથવા કંગાળ વિચાર લાવોજ નહિ, અને તમારામા દરેક ઉત્તમ કાર્ય કરવાની ગુપ્ત શક્તિઓ રહેલી છે, તે માટે દૃઢ વિશ્વાસ રાખો જેમ ઇશ્વરને ગાળ દેવામા પાપ છે, તેમ પોતાની શક્તિઓ વિષે કંગાળ વિચાર લાવવો તેમાં પણ પાપ છે, એમ તમે માનો તેમ થતા, જર્મની સામે, ઇગ્લૅન્ડે જેમ વિજય મેળવ્યો, તેમ તમે દરેક કાર્યમા વિજય મેળવશોજ અને તમારી આત્મશ્રદ્ધા ખીલશે

નથી ઉપરનો માણસ કરોડોની રકમ આકાશમાથી આવી તેના ખોળામા પડે એવુ કદી ઇચ્છતો ન હતો તે તો પોતાના કામ અને શક્તિના પ્રમાણમા અમુક રકમ મળે એજ ઇચ્છા રાખતો હતો તે રકમ કાઈ હવાઈ ખ્યાલની નહિ પણ અક્કલને અનુસરીને વિચારવામા આવતી હતી અને તેની રકમ ધધામાથી મળી આવતીજ. તે રકમ વિષે તેને મનમા કદિ પણ શકા ઉત્પન્ન થતી હતી નહિ, કેમકે તે અક્કલને અનુસરીનેજ હતી દરેક પળે તે વિચારમા વધુ દૃઢ થતો અને દરેક પળે તે સબધમા ઉદભવતા નવા વિચારોને દૃઢતાથી અમલમા મુકતો આથી તે કદિ પણ નિષ્ફળ થતોજ નહિ

આ બાબતમા એ બિના યાદ રાખવાની છે કે ઇચ્છા અને જરૂરીયાત સાથે-કામ-ક્રિયા-પણ થવીજ જોઇએ

જેટલી ખાત્રીથી આ લખાય છે તેટલીજ ખાત્રીથી એ પણ જણાવી શકાય કે વિચારબળ નવી ચીજો પેદા કરવાની એવી અગાધ શક્તિ ધરાવે છે કે જો તે બરાબર ખીલવવામા આવે તો તેને ખીલવનાર એક વખત કેવળજ્ઞાની-સર્વજ્ઞ-થઇ શકે અશક્ય ગણાતી ચીજ માટે, શક્ય ગણાતી ચીજ જેટલુ જ્ઞાન જો આપણને હોય તો તે અશક્ય ગણાતી ચીજ પણ શક્ય થાય ટુકમા કહીએ તો આપણા મગજમાજ દરેક ચીજ વિષે આગળ વધેલા વિચારો જન્મ પામ્યા પછી તે વિચારોનુ સત્યપણુ તપાસવા એક યા અનેક ચીજપર તે વિચારો ક્રીયામા મુકી તપાસવામા આવે છે, અને તે પછી કોઇ નવો કાયદો અથવા નિયમ આપણે શોધી કાઢીએ છીએ વિચાર એજ સર્વે ચીજને જન્મ આપનાર-પેદા કરનારી શક્તિ છે, અને એ વિચાર પણ મગજમાથી-મનમાથી-, જન્મ પામેલો ખરો પદાર્થછે

"પહેલુ સુખ તે જાતે નર્યા" એવી આપણામા એક કહેવત છે. આ કહેવત ખોટી નથી શરીર સુખી હોય તો બીજા બધા સુખ હર્ષ અને આનંદ આપે છે, પણ જો શરીર બગડયુ હોયતો, બીજા બધા સુખ નકામા થઇ પડે છે એ માટે શરીરના સુખ માટે વિચાર બળનો ઉપયોગ કરવાની જરૂર ઘણી મોટી છે પણ શરીર સારૂ હોય તે છતા ખયમા માટે પામે કાઈપણ દ્રવ્ય કે ખાવા માટે અનાજ વિગેરે નહિ હોય તો એ શરીર શુ કામનુ ? શરીર સારૂ છતા કંગાળીયતનો દરા મશો દેન સામે દાત કચકચાવી ઉભો હોયતો જીવતરનો શો ઉપયોગ ? અને જીવવુ કેમ ?

એ પરથી એ બીના ખુલ્લી થાય છે કે એક માણસનો તનનો રોગ દૂર થયા છતા, જો તેને ગરીબાઈની બેડીમા સીકડી લીધો હોય તો તેનુ જીવવુ ને મરવુ બધુ સરખુ જ છે, કેમકે તેના જીવતરથી તેને સુખ નથી પણ દુ ખ છે આપણી જન્મભૂમીમા અને દુનીઆના દરેક દેશમા કંગાળીયત એટલી બધી ફેલાયલી છે કે તે આપણને આખમાથી આસુ પડાવવા પૂરતી છે, અને તે માટે દરેક સમજુ માણસે વિચાર કરવાની જરૂર છે.

ભરતભૂમિમા તેમજ બીજા દેશોમા જે ગરીબાઇ ફેલાઇ છે, તેનુ કારણ શોધવા દૂર જવુ પડે એમ નથી આ કંગાળીયત, અજ્ઞાનતાના કારણે લોકોમા ઘર ઘાલી બેઠેલા કંગાળ વિચારોના સબબે જન્મ પામી છે જો માનસિક શાસ્ત્રના-મનને લગતી વિદ્યાના-નિયમો તેઓને ખબર હોય તો તેઓ કાળાતરે કંગાળીયતને દૂર કરી શકે છે

એ માનસિક શાસ્ત્ર એમ કહે છે કે દુનીઆમા જે જે દેખાય છે તે, એક નાનુ મન છે અને દરેક ચીજ એક માનસિક પદાર્થ છે, અને તેનુ સર્વથી બારીક અને ઉચ્ચ સ્વરૂપ તે વિચાર છે જે કોઇ આ સમજી શકે છે-ને જે કોઇ કુદરતના પ્રકટિકરણના નિયમો સમજી શકે છે-તે-આ

નિયમ અને આ શબ્દો સમજી શકે છે, જ્યારે બીજાઓને તે સમજતા કાંઈક મહેનત પડશે

એ બીના શુ લખવાની જરૂર છે કે દરેક દેશની પ્રજામા મહત્વા કાંક્ષાની ખીલવણી મોટા પયાપર થવી જોઇએ જે દેશના લોકો મહત્વા કાંક્ષી છે તેનો સદા જય છે ભરતભૂમિના લોકોને તે માટેની કેળવણી શાળાઓમા અપાવી જોઇએ એ જરૂરીઆત ખોરાકીની અને કપડાની જરૂરીયાત જેટલીજ મોટી છે દેશના કેળવણીના ખાતાઓ આ બીનાપર ધ્યાન આપશે કે ? *



# પ્રકરણ ૧૯ મું.

## ઉપસહાર.

What of Night? O Watchman! See'st thou yet
*The glimmering dawn upon the mountain heights,*
The golden Herald of the light of Lights,
Are his forefeet upon the hilltops set!
Cometh he yet to chase away the gloom,
And with it all the demons of the night!
Strikes yet his darting rays upon thy sight!
Hear'st thou his voice the Sound of error's doom!
*The morning cometh, lover of the light*

*JAMES ALLEN,*

**ભાવાર્થ**—ઓ ચોકીદાર ! શુ તને હજી રાત્રિનો અધકારજ દેખાય છે ! પર્વતોના શીખરો ઉપર તને ઉષાનો પ્રકાશ શુ નથી દેખાતો ? તેના આગળ દેખાતા પગ તે રોશનીનો સમુદ્ર છે, અને તે પગો પર્વતોના મથાળે મુકાયલા છે. તે રાત્રિના અધકાર તેમજ રાત્રિના શયતાનોનો નાશ કરવાને હાલમા આવે છે તેના જવલીત કિરણો તારી નજરને આંધી બનાવે છે ! અધકારના કાળનો અવાજ તને સભળાય છે ? ને ને ! દિવ્ય તેજને ચહાનાર પ્રભાત આવે છે

જેમ્સ એલન

છે આ બળ પરની શ્રદ્ધાથી, માણસો, બીજાઓ શું કહેશે અથવા શું વિચારશે તેનો વિચાર કરતા નથી અથવા બીજાઓના વિચારોથીજ ડરતા નથી, પણ પોતાના કામપર મંડ્યા રહી તેમા ફતેહ મેળવવાજ પ્રયત્ન કરે છે જો પોતાના બળમા આપણા લોકોને વિશ્વાસ હોય તો, દશમાથી એક—ના—તેમ નહીં પણ સોમાથી એક—ના—તેથી વધી હજારમાથી પણ એક—એવો પુરૂષ કે સ્ત્રી નહી નીકળશે કે જે હમણા જે કામ નથી કરતા તે કામ પોતાના બળમા વિશ્વાસ હોય તો કર્યાવગર રહે માણસો પોતાના મિત્રો અથવા જાહેર પ્રજા શું કહેશે તેની પહેલા બ્હીક રાખે છે અને તે પછી તેઓ નવા સાહસમા પડવાથી શું પરિણામ આવશે તેની બ્હીક રાખી તે સાહસમા નહિ પડવા નક્કી કરે છે તેઓમા ખરેખર બળજ નથી તેઓ પોતાનાજ બળમા અણ વિશ્વાસ રાખે છે તેઓ પોતાનેજ બાયલા બનાવે છે

ખરેખરો બ્હાદુર યા શુરવિર માણસ કોઇથી પણ બ્હીનો નથી, અને પોતાનાથી તો તે સૌથી ઓછો બીહે છે તે પોતાનામા પૂર્ણ વિશ્વાસ રાખે છે અને પોતાનામા ભરોસો રાખી હિંમત નહિ હારે એવા ફતેહના અચૂક કાયદાથી ફતેહ મેળવે છે તે કાંઇ પણ કામ હાથ ધરતા એવુ નથી કહેતો કે 'શ્રીમતાઇ અથવા હોનહાર થવાના કાયદાને હું માનુ છુ ' પણ તેતો એવો વિશ્વાસ રાખે છે કે "આ કામમા હુ પાર પડીશજ ' અને એ વિશ્વાસથી દરેક કામ હાથ ધરી તેમા ફતેહ મેળવે છે આવા માણસને પોતાના 'બળ' વિશે કાંઇ પણ વિચાર આવતો નથી કેમકે તેનુ 'બળ' તો તેના શરીર અને આત્માનો એક ભાગજ થઇ રહેલુ હોય છે અને તે પોતાનાથી તે જૂદુ ગણતોજ નથી તેતો "હુ આમ કરીશજ' એમ ધારીનેજ કોઇ કામ હાથ ધરે છે તે કોઇ કામ હાથ ધરતા તેમા શુ નીષ્ફળતા આવશે તેનો વિચાર પણ મનમા ઉપજવા દેતો નથી, અને આવા તેના જૂદા જૂદા વિચારના યોગેજ તે નીષ્ફળ થાય છે યા ફતેહ મેળવે છે.

એક બ્હીકણ માણસ પોતાની સ્થિતિ બ્હીકથી ભરેલી બતાવે છે તે પોતાનામા જેમ ભરોસો રાખતો નથી તેમ બીજાઓ પણ તેનામા વિશ્વાસ રાખતા નથી તેથી ઉલટી રિતે એક બ્હાદૂર માણસ પોતાનામા વિશ્વાસ રાખી, પોતે હાથ ધરેલા કામ માટે હમેશા ખાત્રીવાન રહે છે, તે પોતે ખાત્રીવાન હોવાથી, બીજામા પણ ખાત્રીને પેદા કરે છે. બીજાઓ તેનાપર ભરોસો રાખે છે અને તેની સાથે કામ કરતા બ્હીતા નથી.

દુનીઆ ઘેટાના ટોળા જેવી છે જો એક ઘેટું કુવામા પડે તો તેની પછાડી બીજા ઘેટા પણ કુવામા પડતા મરી જાય છે જો એક ઘેટું એક રસ્તે જાય છે તો બીજા ઘેટા પણ તેની પછાડીજ ચાલ્યાજ જાય છે માણસો પણ તેમજ કરે છે જો એક માણસે અમુક વિચાર બહાર પાડ્યા તો બીજાઓ તેજ વિચારને ખરા લેખશે અને તે વિચારની સાથે સર્વ ઠેકાણે મળતાપણુ દેખાડશે તેઓ એ સબંધમા કાઇ, પણ તપાસ કરશે નહીં લોકો આજ રિતે વર્તે છે તેઓનુ પોતાનું વિચાર બળ બીજાના વિચાર બળ પછાડી ચાલે છે, તે બીજા માણસના વિચાર બળ કરતા કોઇ ત્રીજાનુ વિચાર બળ એ પછી જો તેઓને વધુ બળવાન લાગશે તો તેઓ પોતાનો આગનો વિચાર છોડી દઇ પેલા ત્રીજા માણસના વિચારને પણ કાંઈ પણ તપાસ કર્યા વગર ગ્રહણ કરશે અને તે પછાડી ગાડરીયા પ્રવાહ માફક ચાલ્યા જશે આમા જે થાય છે તે આ છે–પેલા એક માણસના વિચાર સાથે હજારો માણસના વિચારો એક થઇ જોડાઇ જાય છે, અને પરિણામે તે માણસનો એકલાનોજ વિચાર હજારો માણસના જેટલુ કામ કરે છે આજ કારણથી ઇસુખ્રીસ્ત, બુદ્ધ મહમદ, મોઝીઝ, મહાવિર, રામ કે કૃષ્ણ બીજાઓને પોતાની પાછળ ખેચી શકતા હતા એજ કારણથી તેઓ પોતાની પાછળ લાખો લોકોને દોરવી શકતા હતા એજ કારણથી તેઓ લાખોને પોતાને માટે ગમે તે કરવા ઉશ્કેરી શકતા હતા, અને એજ કારણથી તેઓના

નામ સાભળતાં લાખો અને કરોડો પોતાનો પ્રાણ પણ અર્પણ કરવા પાર્ટના હતા નહિ અને હજી પણ ના પાડતા નથી.

નાટકમા કે સરકસમા જે નવાઇ જેવા દેખાવો આપણે જોઇએ છીએ, અને જે જેનાજ પ્રેમકો તરફથી તાળીઓના અવાજો કરવામ આવે છે તે એ દેખાડે છે કે મનુષ્યો, હિમ્મતને તેમજ શુરવિરપણાં આદરાની લાગણી ધરાવે છે એપરથી જણાશે કે મનુષ્યોમા ઘણાની અદર શુરવિરપણુ જૂદા જૂદા અશમા પણ છે એપરથી એમ પણ માલુમ પડે છે કે આ અવનિપર કેટલાક મનુષ્યો બીજા કરતા વધુ દાક્ષા વધુ શુરવિર, અને વધુ દયાળુ હોય છે આમ માલુમ પડે છે તે સિવાય જે અધારામા રહે છે તે એ છે કે સાધારણ રિતે એવુંજ માનવામા આવે છે કે એવા દાક્ષા, શુરવિર, દયાળુ અને ધૈર્યવાન ઘણા નથી ના ! એમ નથી ! દુનીઆ ઉત્તમ સ્વભાવવાળા ઉત્તમ મનુષ્યોથી ભરપૂર છે, પણ એ ભરપૂરતા આપણને કવચીતજ માલુમ પડે છે એનો સબબ એ છે કે મનુષ્યો પોતાથીજ બીહે છે, અને તે બ્હીકના સબબે મોટા, અથવા ઉત્તમ થઈ શકતા નથી તેઓ પોતાની અદર રહેતા શક્તિનો ઉપયોગ કરવાને બદલે ગાડરીયા પ્રવાહ માફક, પોતાની અક્કલ અને શક્તિ બાજુએ મૂકી, બીજાઓમાજ અક્કલ છે, અને પોતામા અક્કલની ખામી છે એમ માની પોતાની અક્કલ તથા શક્તિનો ઉપયોગ કરતા નથી અને બીજાઓની અક્કલને ખરી માની લઈ, તેઓ જેમ કહે છે તેમ કરવા પ્રયત્ન કરે છે તેઓ કુદરતના કાયદાને-કુદરતી શક્તિને-ભૂલી જાય છે, અને હમેશા પોતાનામા ખામી માનવાના સબબે હમેશા ખામીવાળાજ રહે છે-તેઓનુ જીવતર નમાલુ થાય છે, અને તેઓની મહેનતથી મેળવાયેલુ ધન તેઓના ઉપયોગમા નહિ આવતા બીજાઓ તેનો ઉપભોગ કરે છે

જો મનુષ્યો પોતે છે તેવા થવા પ્રયત્ન કરે જો મનુષ્યો પોતાનાજ વિચારો વિચારવા હિમ્મત રાખે અને જો તેઓ પોતાનાજ વિચા

રે અમલમાં મુકતાં, આવેલાં પરિણામથી કોઇ રિતે ડરે નહિ, તો-
કે શરૂઆતમાં કાંઇક મ્હોટો લાભ થયેલો માલુમ પડે નહિ,-
પણ વખત જતે તેનાં ઘણાંજ ઉત્તમ પરિણામો આવ્યા વગર રહેજ
હિ, અને થોડા વરસમાં દુનીઆ તદ્દન જૂદીજ થઇ જાય. હમણાં પણ
ા અવનિપર ઘણાં થોડાં મનુષ્યો એવાં છે કે જેઓ પોતાની હમણાંની
થતિથી સંતોષ પામતાં હોય! તેઓ ધારે છે કે જો દરેક મનુષ્ય
ાતાના વિચાર બળનો ઉપયોગ કરવા ઇચ્છે તો અને તેને અમલમાં
કે તો, તેઓ દરેકની સ્થિતિમાં, ઘણોજ સારો ફેરફાર થાય; પણ એ
રેક વિચાર ધરાવનાર પોતાના વિચારને બીજાઓને જણાવતાં બીહે
, કે રખેને તે બીજો તેના વિચારને ખરાબ કે ખોટો ગણે યા તેને
કો આપે નહિ આ બ્હીકના સબબે આગલીજ દુ:ખી હાલત ચાલુ
હે છે અને ભવિષ્યની પ્રજા માટે સુખનાં બીજ રોપાવાને બદલે દુઃખનાં
ીજ રોપાય છે. આ માટે દરેક જૂદા જૂદાં શરીર ધારી આત્માએ,